

અનેક સંપૂર્ણ નવલિકાઓ ને નવલકથાઓના લબ્ધપ્રતિષ્ઠ લેખક તરીકે તેમજ વિવિધ માસિકો, અઠવાડિકો ને દૈનિકોના સંપાદક તરીકે શ્રી. સીતારામ શર્માનું નામ લોકાદરને પાત્ર થયું છે. એમની આ

એમાં સપડાયેલા જીવોમાંથી કોઈક જીતે છે, કોઈક હારે છે. સંગ્રામના ભયથી ગભરાઈ નાસી છૂટવા મથે છે. એમ કરતાં કોઈક પડે છે, આથડે છે, ઘવાય છે કે માનવીની સ્થૂલ [illegible] ગણાતી ભૂલો કરી બેસે છે.



# મા નો જીવ

લેખક
સીતારામ જે. શર્મા

એન. એમ. ઠક્કરની કંપની
બુકસેલર્સ : : પબ્લિશર્સ
૧૪૦, પ્રિન્સેસ સ્ટ્રીટ : મુંબઈ ૨

# નિવેદન

સંયોગ અને વિયોગના : સુખ અને દુઃખના સનાતન સંગ્રામ સંસારમાં, તેમ માનવ જીવનમાં સદોદિત ચાલ્યાં જ કરે છે.

એમાં સપડાયેલા જીવોમાંથી કોઈક જીતે છેઃ કોઈક હારે છેઃ કોઈ સંગ્રામના ભયથી ગભરાઈ નાસી છૂટવા મથે છે, એમ કરતાં કોઈક પડે છે, આથડે છે, ઘવાય છે કે માનવીની સ્થૂલ દૃષ્ટિએ ગણાતી ભૂલો કરી બેસે છે.

પરંતુ એ બધા ધમસાણમાં માનવી કેવળ સંજોગનો શિકાર બને છેઃ કુદરતની ગેબી રમતનું પ્યાદુ બને છે— લાચાર અને નિરાધાર, અવશ અને ઓશીઆળું !

એવાં લાચારો તરફ સમભાવ રાખવો ઘટે.

આ નવલકથાની નાની, ખેંગાર અને અમરનાં પાત્રો એ કક્ષાનાં છે. ભૂપત અને સમજુની સ્થિતિ પણ એમનાથી નિરાળી નથી. નાનીને સુયોગ્ય પતિ મળ્યો હોત; ખેંગાર ને આસપાસના વાતાવરણે બીજાં લગ્ન કરવાની મનોદશામાંથી મુક્ત રાખ્યો હોત; અમરના દિલના કોડ પુરનારી જીવનસખિ સમાજે એને આપી હોત; સમજ બાલવિધવા ન થઈ હોત અને ભૂપત વિધવા માતા ને ખરાબ સોબતનો ભોગ બનેલો લાડે બગાડેલ પુત્ર ન હોત: તો એમનાં જીવન વહેણુ જુદાજ પ્રવાહમાં વહેતાં હોત. એમને એ તક ન મળી ને એમનાં જીવન અવળી દિશામાં ઠોકરાયાં માટે એ બધાં સહૃદયી માનવીના સમભાવને યોગ્ય છે: ટીકાખોરી ન માટે નહિં.

આ વાર્તાના સર્જન વખતે લેખકે એ જ ભાવના નજર સામે રાખી છે, અને એમાંથી જન્મતી સંવેદના અનુભવી છે.

વાચકો પણ એ જ દૃષ્ટિથી પ્રતિકુળ સંજોગનાં ભોગ બનેલાં, મારી કલ્પનાનાં આ પાત્રો તરફ જુએ એટલી જ એક માત્ર ઇચ્છા સાથે, આ વાર્તા એમની સમક્ષ રજુ કરૂં છું.

સીતારામ શર્મા



# માનો જીવ

## પૂર્વસ્મૃતિ

નમના બપોર છતાં અમદાવાદનો વૈશાખ મહિનો હજુ તો સળગતી ભઠ્ઠીની માફક વાતાવરણને ધીખાવી રહ્યો હતો. છતાં મજૂરોની ચાલીનાં છોકરાં સૂરજ પર સ્વારી કરવાની તૈયારી કરી રહ્યાં હોય તેમ ચાલીના ગરમાગરમ આંગણામાં રમતાં હતાં.

પુરૂષો મીલોમાં ગયા હતા. સ્ત્રીઓ મધ્યાન્હવેળાનાં ભાતાં પહોંચાડી આવીને જરા તરા આરામ લેવા કે વામકૂક્ષી કરવા સૂઇ રહી હતી. એટલે છોકરાંઓના ખળભળાટ સિવાય વાતાવરણ પ્રમાણમાં શાંત હતું.

એ શાંતિ ચાલીના આંગણામાં ઘોડાગાડી આવી એટલે અદ્રશ્ય થઇ ગઇ. રમતાં રમતાં એક બે છોકરાઓ ગાડીની પાછળ લટકવાની લ્હાણુ લેવા દોડયા એટલે બીજા, જેમને એ સ્વાદ ચાખવા ન મળ્યો તેમણે 'ગાડીવાળા ચાબૂક, ગા–ડીવાળા ચા–બૂ–ક' ની બૂમો પાડવા માંડી.

શ્રીમંતોના સંતાનો નિત્ય ને નિત્ય ગાડીઓમાં બેસે ત્યારે

ગરીબોનાં છોકરાંને દોડતી ગાડીઓ પાછળ લટકીને સંતોષ માનવાનો ! એટલો એ સંતોષ પોતાને ન મળે તેથી, ટોળામાં માગ કાઢી ગાડીએ લટકવા જેટલી પોતાની અશકિતને છૂપાવવા બીજાઓ ગાડીવાળાને ચાબૂક મારવાની સલાહ આપી નિર્માલ્યોનો સંતોષ મેળવી મલકાતાં !

અમદાવાદી મૂડીપતિના માનસનું પ્રતિબિંબ જેમ આ મજૂરોની ચાલીમાં પડતું હતું, તેજ રીતે ભાડાનો સીધરામ, એને જોડેલો ઘોડો અને તેને હાંકતો ગાડીવાન, સમૃધ્ધિવાન અમદાવાદની કરકસરીઆ મનોદશા બતાવતાં હતાં.

'અલ્યા પ્રતાપ આવ્યો...'

'અને રૂપાં પણ...'

'પ્રતાપ આવ્યો કે ?'

'રૂપાં રમવા આવે છે ને ?'

હજુ તો ગાડીમાંથી ઉતરેલો હેમર છોકરાંને ઉંચકી ઉંચકીને નીચે ઉતારે, ત્યાં તો ચાલીનાં છોકરાંઓએ પોતાનાં મિત્રોને રમતમાં જોડાવાનાં નોતરાં આપવા માંડયાં.

હેમરની વહુ મેના બે હાથે ઉંચકી શકાય તેટલાં ગાભડાં પોટલાં લઇને ઓટલાનાં પગથીયાં ચડતી હતી ત્યાં તો ચાલીની ઓરડીઓનાં બારણાંઓમાંથી ડોકીયાં કરી કરી અનેક પડોશણોએ મેનાને 'આવ્યાં કે ?' 'મેના બેન આવી પહોંચ્યાં ?' 'મેના વહુ આવી ગયાં કે ?' કહી કહીને આવકારવા માંડી.

ભાગ્યેજ મેના આઠ દસ દિવસ ગામ રહીને આવી હશે, પણ આવકારનારાંઓને તો જાણે બે વરસે બે વરસે મળી હોય તેવું લાગતું હતું. એ આવકાર કેવળ યાંત્રિક અથવા તો ઉપલા વર્ગનાં માનવીઓના જેવો સાકર પીરસણ સમો ન હતો તે એમના બોલની પાછળ રહેલી નિખાલસ મીઠાશ બતાવી આપતી હતી.

ઘેમરે ઓરડીનું તાળું ઉઘાડ્યું અને ઘરસામાન મૂકવામાં મેનાને મદદ કરી, ત્યાં તો બે ત્રણ પાડોશણો ઠંડા પાણીના કળશીઆ ને લોટા આપી ગઇ.

થોડીવાર 'આવ્યાં, આવ્યાં' ના પ્રશ્નોથી અને 'હા બેન આવ્યાં, હા મા આવ્યાં,' 'સારાં તો છોને ? છૈયાં છોકરાં સહુ મજામાંને?' 'હા મા, તમારે ત્યાં સહુ સારાં છેને,' 'ગામના લોકો તમને બહુ સંભારે છે' ના જવાબોથી વાતાવરણ ગુંજી રહ્યું.

અને પછી સૌ પોતપોતાના કામમાં ગૂંથાયું.

ઘેમર મીલમાં હેડ જોબર હતો. ચાલીમાં સૌ એને મુકાદમ કહેતાં. અમદાવાદી મીલોમાં ઘેમર જેવા મુકાદમો વિના મજૂરોની લાભદાયક ગોઠવણ થઇ શકતી નથી, તેથી શેઠીઆઓ એમને અનિવાર્ય આફત તરીકે પાળે છે.

ઘેમર પડછંદ આદમી હતો. એનો કદાવર બાંધો મજૂરો પર પ્રભાવ પાડતો પરંતુ જેવો એનો બાંધો હતો એવા જ મજબૂત એના સ્નાયુ હતા. એ લોખંડી સ્નાયુનો પરચો મજૂરોએ જોયો હતો. તેથી ઘેમરની મજૂરોમાં હાક વાગતી. એ જ કારણે મીલના શેઠ, મેનેજર તેમજ બીજા હોદ્દેદારો ઘેમરનું માન સાચવતા.

પીસ્તાલીસ દીવાળીઓ જોવા છતાં ઘેમર પાંત્રીસ વર્ષનો હોય તેવો લાગતો. કપડાં પણ એ સહેલાણી જેવાં પહેરતો એટલે મજૂરો એને 'સ્હેલાણી મુકાદમ' કરીને ઓળખાવતા.

એનો કદાવર બાંધો, ભપકાદાર વેશભૂષા અને સારી જેવી કમાણીના એક સામટા આકર્ષણે જ મેના સાથે એનું ચોકઠું ગોઠવાઇ ગયું હતું: એમ કહેવા કરતાં એના હૈયાના કોમળ ભાવે મેનાને જીતી લીધી હતી એ સત્ય હકીકત હતી. મેનાની ઉમ્મર પાંત્રીસની હતી છતાં આજે ય રૂપાળી સ્ત્રીઓમાં એની ગણના

થતી. ઘેમરને ઘેર એને સર્વ પ્રકારનો સંતોષ હતો. એ સંતોષ અને સગવડે એને સહેજસાજ સ્થૂળત્વ આપ્યું હતું, છતાં મેના નહિ જાડી નહિ પાતળી એવી હતી. ગૌરવર્ણ, દીવાની જ્યોત જેવું નાક, જોતાં જ ગમી જાય એવું સુડોળ મુખ આપીને જ કુદરત અટકી ગઇ હોત તો પણ મેનાને રૂપ-રૂપનો અંબાર કહેવામાં જરા જેટલીય અતિશયોક્તિ ન ગણાત. પણ કુદરતે એને એવાં નેત્રોનું દાન કર્યું હતું કે જેને એક વખત જોયા પછી તમે ગમે તેટલી વખત જુઓ છતાં તમને તૃપ્તિ ન થાય.

મેનાનું યૌવન ઓસરતું ચાલ્યું હતું છતાં આજની સ્થિતિમાં ય એને પહેલી જુએ તેને તો એ અનરત યૌવનવતી જ લાગે. એને પોતાના રૂપનું ભાન હતું એટલે જ તેને રૂપનું અભિમાન હતું. એના રૂપમાં દઝાડનારી ચમક હતી, છટા અને આડંબરની યે એમાં છાંટ જણાતી.

એ રૂપના ભોકતા અને રક્ષક તરીકે ઘેમર જેવો પડછંદ અને સહેલાણી આદમી એને મળી ગયો. એના સંતોષજન્ય અભિમાનથી મજુરોની ચાલમાં એ નાનકડી રાણી બનીને રહેતી.

પરંતુ ગાડીમાંથી ઉતરી ત્યારથી આ રૂપરાણીના વદન પર ચિંતા અને શોકનો રાહુ ફરી વળ્યો હતો. પાડોશણોએ આજે નિત્ય હસતું એ પ્રફુલ્લ વદન ન જોયું એટલે 'કંઇક હશે' એવી મનની ગાંઠો વાળીને સહુ એનાથી છૂટાં પડી ગયાં હતાં.

સ્રીના મનોભાવ પુરૂષ સમજી શકતો નથી, તે તો સ્રી જ સમજે છે.

ઘેમર મીલમાં આંટો મારવા ઉપડી ગયો: છોકરાં બહાર રમવા નાશી ગયાં: પડોશણો ખબર પૂછી પૂછીને 'હવે ઘરનું કામ કરો' કહી પોતપોતાને સ્થાને ચાલી ગઇ, પણ એકલી પડેલી મેનાનું મન ઘર કામમાં ન ચોટયું.

વધુ વખત ઊભી રહેશે તો પડી જશે એવું લાગવાથી તે બેસી પડી. એને હૈયે અત્યાર સુધી ડૂમો ભરાઇ આવ્યો હતો તે એકાંત મળતાં ઓગળવા માંડયો અને પાંપણુ વાટે એનો પ્રવાહ વહી વહી મેનાના ગાલ, હૈયું ને સાડી ભીંજવી રહ્યો.

ઘેરથી નીકળ્યાં ત્યારે તો મેના વસંતમોર્યાં આંબાવાડીઆની કોયલ જેવી હતી. ગાડીમાં પણ નાનકડાં પ્રતાપ–રૂપાંને હસાડતી રમાડતી, પોતે પણ ઘેમરની મોટી ઢીંગલી હોય તેવી લાગતી હતી. પણ જંકશને ગાડી બદલતી વખતે ઘેમરને એક જુવાન સાથે તકરાર થઇ, અને ઘેમરે ત્યાં બેસવાની સગવડ કરી છતાં મેના બાજુના જ ડબ્બાની ભીંસમાં કચડાવાનું પસંદ કરી પેલા ડબ્બામાં ન ગઇ, ત્યારથી એનું રમતિયાળપણું અદૃશ્ય થઇ ગયું હતું.

મેનાને ઘેમર પણ ઢીંગલી જ ગણતો. મસ્તી, તોફાન, નખરાંથી ઘેમરના હૈયાને છલાછલ ઊભરાવી દેતી રૂપગર્વિતા મેના ન જેવી બાબતમાં યે રિસાઇ જતી, છણુક ભણુક કરતી, અબોલા લેતી અને રડતી પણ ખરી !

મેનાને રડતી જુએ કે ઘેમરના પડછંદ શરીરમાં છૂપાયલું હૈયું બરફની માફક ઓગળવા માંડતું. અને પછી તો મેનાના છણુકા ઓર વધતા. તો પણ ઘેમર એને મનાવ્યા વિના છોડતો નહિ. મેનાના છણુકા ને રીસ શ્રાવણુની વાદળીની માફક અદૃશ્ય થઇ જતાં અને વળી પાછાં તેઓ હતાં તેવાં વરવહુ બની જતાં.

મેનાના વિષાદને રીસામણું માની ઘેમરે તેને નિત્યનું નાટક ધારી લીધું હતું. પરંતુ મીલમાં જવાની ઉતાવળ હોવાથી એ રસ નાટકના ઉપક્રમ માટે અનુકૂળ સમય નહોતો એટલે ઘેમર ચાલી ગયો.

અને એકલી પડેલી મેનાની આંખોમાંથી શ્રાવણુ ને ભાદરવો વહેવા લાગ્યા.

હૈયાનો ઉકળાટ આંસુ બનીને જેમ જેમ વહી ગયો તેમ તેમ મેનાની છાતી પરના પથ્થરનો ભાર હળવો થતો ગયો. આંસુ રસાયન છે. હૈયાની અંદર બેઠેલાં કોઇક અગમ્ય વૈજ્ઞાનિક દ્વારા ચાલી રહેલી એ પ્રક્રિયાના ભેદ પરખાવા દોહ્યલા છે. છતાં આંસુના અખતરા પછી મેનાનું દિલ ફોરૂં થયું અને પેલા અગમ્ય વૈજ્ઞાનિકે એના મગજના તંત્રના ચક્રોને ગતિમાન કર્યાં :

'એજ મારો મણિયો...કેવડો મૂકયો તો, ને આજે કેવડો થઇ ગયો !...સારૂં થયું કે હું પહેલી ડબ્બા પાસે ન ગઈ એટલે એની નજરે ન પડી!...એ મને જોઇ ગયો હોત તો? ...એને હૈયે કેવો ચીરો પડત!...ભલે એણે મને ન જોઇ, મેં તો એને બ-રા-બર જોયો ને ઓળખ્યો...મારો જ એ મણિયો હતો. બીજો કોઈ નહિં! ...હું કેમ ન ઓળખું! નવ મહિના એને હૈયાનાં અમી પાઈ પાઈને પોષ્યો, દીકરાને ઉછેરતાં માતાને શાં શાં કષ્ટ વેઠવાં પડે છે એ મા ન સમજે તો બીજું કોણ સમજવાનું હતું? ...હાડ હસે ને લોહી તપે એ કહેનારે સાચું જ કહ્યું છે. એને જોયો ને મારૂં હૈયું કેવું ઉછાળા મારતું હતું!...'

મેનાની આંખ આગળ એનો ભૂતકાળ સજીવન થઇને સળવળી રહ્યો. એના દિલને એ પૂર્વસ્મૃતિના ડંખ સળગતા અંગારા બનીને ડામવા લાગ્યા. વચ્ચેથી વર્તમાનનો પડદો ખસી ગયો.

ફરીથી એની આંખોમાથી ચોધારે આંસુ વહેતાં થયાં.

'ઓ અભાગિણી! મા જેવી મા થઇને પેટના જણ્યાને જોયા છતાં એને બોલાવી પણ ન શકી? કરણને જોઇ કુંતા માતાના થાંનેલામાંથી જેમ ધાવણની ધારા વછૂટી હતી, એમ મારી છાતીમાંથી પણ ધાવણનાં સૂકાઈ ગયેલાં ઝરણાં પાતાળ ફોડીને બહાર નીકળતા પાણીના પ્રવાહની માફક સળવળી રહ્યાં

હતાં ને?...મારા જેવી કોણ અભાગિણી હશે?...'

'બા, બા! જોને...' બાની પાસે ચાલીનાં છોકરા સામે ફરિયાદ કરવા આવેલો પ્રતાપ બાને રડતી જોઇને આગળ બોલી ન શકયો.

ભૂકંપથી મોટાં માનવીઓને થાય તેવી લાગણી નાનાં બાળકોને માતાને રડતી જોવાથી થાય છે. પ્રતાપ ઓશીઆળો બનીને બાની પાસે ગયો.

'બા, બા...'

માતાએ મમતાથી એને પાસે ખેંચી, ખોળામાં બેસાડી એને માથે હાથ ફેરવી હૈયા સરસો દાબ્યો.

માતાનાં આંગળાંમાં અમૃત હોય છે. મેનાનો હાથ ફરવાથી પ્રતાપના અંગાંગમાં અમૃત સંચાર થયો.

માને મૌન જોઇ ડરતાં ડરતાં પ્રતાપે એના ચિબુકને હલાવીને પૂછ્યું: 'બા, કેમ લલે છે? તું બોલતી કેમ નથી?'

'મારૂં માથું દુઃખે છે...'

'તો દવા કલું? પેલી બાટલીમાં છે તે ચોપલું? માથું ઉતલી જશે!'

'ના, તું રમવા જા. એટલે ઉતરી જશે.'

'પન મને પેલો લમનીઓ ને લનછોલીઓ માલે છે ને!'

'હું એમને મારીશ. હમણાં તું જા ભાઇ!'

મેનાએ ખોળામાં બેઠેલા પ્રતાપનું માથું ઉંચું કરી એના કપાળે ચુંબન લીધું અને જાણે અજાણતાં ધક્કો મારતી હોય તેમ, 'તું જા, ભાઇ' કહેતાં એને ખોળામાંથી ઉઠાવી બારણાની બાજુએ ધકેલ્યો.

નિર્દોષ બાળક બહાર દોડી ગયો.

એકલી પડતાં ફરી એણે રમતો મૂકેલો વિચારતંતુ પકડાઇ ગયો.

મેનાની મનોહર આંખો રડી રડીને સૂજી આવી હતી.

'મણિયાએ મને ઓળખી હશે?...ના, ના, એણે તો મને જોઇ જ નથી. જોઇ હોત તો એ મને બોલાવત કે પ્રતાપના બાપ સાથેની લઢવાડ પડતી મૂકી મારૂં ખૂન કરવા તત્પર થાત?... એમની સાથે તો ગરદી વખતે ગાડીના મુસાફરો વચ્ચે થાય છે એવી સામાન્ય તકરારમાં મણિયો ઉતર્યો હતો, પણ જો એણે જાણ્યું હોત કે એ આદમી બીજો કોઇ નહિં પણ એની સગી માનો......'

મેના બાકીના શબ્દો કડવા ઘુંટડાની માફક ગળી ગઇ. પણ વિચારપ્રવાહને ને અટકાવી ન શકી.

'તો તો જરૂર એ જીવ પર આવી ગયો હોત, અને સામેથી આ પણ કયાં ઉતરે એવા હતા તે! આવું એમનું પડછંડ શરીર હાય હાય! મા, મારા મણિયાને કંઇ ને કંઇ થયું હોત...'

મેનાથી એકાએક રડી દેવાયું.

'મણિયા! તારી મા તો હતી નાની. એ તો કયારની યે મરી ગઇ...આ તો મેનાં! પ્રતાપની બા અને રૂપાં–પ્રતાપના બાપની...'

'ઘરવાળી' શબ્દ એના હોઠ પર રમી ગયો, પણ જાણે એ તે અદ્દશ્ય મણિયાની શરમ આવી હોય તેમ તેનાથી એ શબ્દનો ઉચ્ચાર કરી ન શકાયો.

'મણિયા, મણિયા! બેટા, તારી માના એક ભવમાં ત્રણ ભવ થયા...'

'આયાં કે મેના વહુ!'

બાજુમાંનાં કંકુડોશી એમ કહેતાં કહેતાં અંદર આવી પહોંચ્યાં. મેના એકલી એકલી બબડતી હતી તેને કંકુડોશીએ કોઇકની સાથે વાત કરે છે એમ માની લીધું હતું અને ત્રણ ભત્ર એ શબ્દો એમણે કાનોકાન સાંભળ્યા પણ હતા.

કંકુડોશીને આવતાં જાણી મેનાએ જલદી જલદી આંખો સાલ્લાના છેડાવતી લુછી નાખી. આંસુના વહેણ સાથે એના વદનપરની તાઝગી ધોવાઇ ગઇ હોય તેમ તે ફીકું ઝાંખુ લાગતું હતું.

ડોશીને જોઇ તેણે સ્વસ્થ થવાનો પ્રયાસ કર્યો.

'આયાં કે?' કંકુડોશીએ સુખમનો કર્યો.

'હા, મા.'

'બધાં છે તો હારી રીતે ને?'

'હા, મા.'

'હમણાં કોની હાથે વાતો કરતાં 'તાં?'

'અહિં તો કોઇ નથી મા!'

મેના જેમ તેમ ઢંકવવા માગતી હતી. પરંતુ એના હૈયામાં આગ્રહપૂર્વક દબાવી રાખેલી અવ્યકત વેદના બહાર નીકળવા ઉછાળા મારી રહી હતી.

'હું આવી ત્યારે કોક બોલતું 'તું અને તમે એને તયણ ભવની જાણે વાત કરતાં 'તાં ને?' વૃદ્ધ માનવીઓનું વિશિષ્ટ લક્ષણ એ હોય છે કે તેઓ એક વાતનો સંતોષકારક ખુલાસો મેળવ્યા વિના છોડતાં નથી. જુવાનીયાં એને ઘરડાં માનવીઓની ચીકણાશ કહે છે.

'ના રે મા, અહિં તો હું એકલી જ છું. છોકરાં બહાર રમે છે ને તમારા ભત્રીજા મીલમાં ગયા છે.'

'ઓય ઓય મા!' ભૂત જોઇને ચમકયાં હોય તેમ કંકુડોશીએ કર્યું, 'વહુ! માનો ના માનો પણ તમે રોયાં લાગો છો! ભલેને તમે છૂપાવો પણ ચણોઠી જેવી તમારી લાલઘૂમ આંખો જ કહી આપે છે ને!'

ફીકકું હસીને એણે વાત ઉડાડવા માંડી.

પણ જમાનાને ઘોળીને પી ગયેલાં કંકુડોશીને મેના

ઊડાવી શકે તેમ ન હતું.

'ઘેમરે કંઇ કહ્યું કે શું? હજી તો આવીને ઘરમાં પૂરો પગ તો મૂક્યો નથી. ભાયડાની જાત જ એવી; આવવા દે ને એને...'

'ના મા, એમણે મને કશુંય...'

'એ તો હું તને ન જાણતી હોઉં ત્યારે ને? વાઢીને બે કકડા કરી નાખે તોયે ચુંકાર પણ કરે નહિં...તું તો હારા માબાપનું છોરૂ છે...'

ડોશીના શબ્દે શબ્દે મેનાના હૈયામાં દબાવી રાખેલી અંતર વેદના સળવળાટ કરવા લાગી હતી. શરદના મેઘની મ્લાન છાયા જેવી એ વેદનાની છાયા તેના વદન પર વધુ છવાતી જતી હતી.

'મેના, વહુ! મારા સમ ન કહો તો! હૈયાની વાત કોઇને કહેવાથી મનનો ભાર હળવો થાય છે. હું કયાં કો'ક છું?'

કંકુમાના સહાનુભૂતિના એ શબ્દોએ મેનાના ઘવાયલા દિલ પર ગજબની અસર કરી. સાગર તરંગોમાં ભરતી ચડી હોય તેવી ભરતી એના હૈયામાં ઉછળી રહી. સંયમની પાળોમાં ગાબડાં પડવા માંડયાં.

મેનાથી રડી પડાયું.

'શું છે વહુ! કયાંય કુંડાળામાં પગબગ તો નથી પડયો ને?'

'મા, મને મારો આગલો ભવ સાંભર્યો છે!' હૈયાપરથી વેદનાના પહાડને દૂર હડસેલીને મેના બોલી ગઇ.

'હોય મા, તારા નશીબમાં એ લખાયું હશે. ગઇ ગૂજરીનો અફસોસ ના કરીએ! કલંક તો ચંદરમામાંયે છે. તું નહોતી કહેતી પણ તયણ ભવ થયા એવું તું જ બોલતી હતી એ મેં કાનોકાન હાંભળ્યું 'તું...'

'કંકુમા! મારાય ત્રણ ભવ થયા. ભગવાન જાણે મેં પર-ભવ શાંયે પાપ કર્યાં હશે?'

'એ વાત જ હવે તો વીસરી જા. બૈરાંઓને તો એવી. ઘણીએ વાતો વીસરે પાડવી પડે છે. ઉઠ, હવે મોઢું ધોઇ નાખ ને ચૂલો સળગાવ. પેલો મીલમાંથી થાકયો પાકયો આવશે ને છોકરાંયે હમણાં ભૂખ્યાં થશે'

પારકી વાત જાણ્યાના સંતોષ સાથે ડોશી ઊઠી ગયાં! પણ મેનાના હૈયે જાગેલી આગલા ભવની પૂર્વસ્મૃતિનાં ગૂંછળાં એના મનમાં ઉકલતાં રહ્યાં.

## : : પહેલો ભવ : :

[૧]

નાનીની જાન આવી ત્યારે પરણવા આવેલા પીસ્તાલીસ કરતાંયે મોટી ઉમ્મરના વરને જોઇને આખા ગામે મોં મચકોડ્યું હતું. જુવાનીયા અંદર અંદર ગણગણતા હતા: 'આ માનવીને પોતાની દીકરી સમોવડી તેર ચૌદ વર્ષની છોકરીના વર બનવા ઘોડે ચડીને આવતાં શરમ પણ ન આવી?' ટીંખળ કરવા ટેવાયલાં ગામડાનાં કિશોર વયનાં છોકરાં દૂર ઊભાં રહીને મશ્કરીઓ કરતાં હતાં: 'અલ્યા ઐણે બોખલા મોંઢામાં પાનના ડૂચા ભર્યાં છે'... 'અને ધોળાવાળ પર એ મેંશ ચોપડી લાવ્યો છે.. પગે ખોડો તો નથીને?...બાપડી નાનડીનો એ બોડંગતો લાકડી તરીકે ઉપયોગ કરશે અને એને ટેકે ટેકે ચાલશે!'

આધેડ ઉમ્મરની સ્ત્રીઓ એક બીજાના કાન પાસે મોં લઇ જઈને કહેતી: 'જીવા કાકાને બીજું કોઇ ન મળ્યું તે સાગર ખુંદીને આ શંખલો લઇ આયા!...અલિ, કાગડાની કોટે દહીંથરૂં તે આનું નામ!...કુણ જાંણે કે નોની આનું ઘર માંડશે કે...'

'કોક હારા રૂપાળાને લઇને નાસી જશે!'

એકે અધૂરું મૂક્યું તે બીજી બટક બોલીએ પુરું કર્યું.

'નાનીબાનાં લખ્ખણ તો એવાં જ છે!' જુવાન વહુઓના ટોળામાં પણ એજ ટીકાઓ ચાલતી હતી.

'આટ આટલાં નખરાં કરતાં 'તાં ને બાપે તો ઘયડો ઠચ્ચર ખોયો...'

'તે શું બીજા કોઇ નખરાળા નહિં મળે?'

'પિયરમાં યે નાનીબાને નખરાળી ને લટકાળી કહી કહી એમની પાછળ કેટલાયે નખરાં ને લટકાં મટકાં કરતા ગાંડા થઇ જતા 'તા, તો સાસરીમાં તો પૂછનારું જ કોણ હશે?'

એમ બોલનારીને ગાલે ચૂંટી ખણીને જરા રૂપાળી દેખાતી એક નાનકડી નારીએ કહ્યું: 'કંજુસનો પૈસો ને ઘયડા વરની જુવાન બાયડી બંનેય...'

'અલિ, કો'ક હાંભળી જશે તો ઠાલો કજીયો થશે!' બાજુ-વાળીએ બોલનારીને વારી.

'તે એવા કજિયાથી કુણ ડરે છે? એ નાનીમા તો ગામની વહુઓની કેવી કેવી ટીકાઓ ને વાતો કરે છે. કો'ક બિચારી દિયર કે ભત્રીજા હાથે જરા હસીને વાત કરે કે 'અલિ એ તો એની હારે રમી છે' એમ એ જ કહી નાખતાં 'તાં...'

'પણ પો'રને વરસે આંબા વેડ્યાના ટાણે પાવો વગાડતા પેલા ફુલિયા સાથે કાંન ગોપીનાં છાંનગપતીયાં રમતાં પકડાઇ ગયાં હતાં તે એ જ કે બીજાં?'

'આ ઘયડા વરને હાચવવાં ભારી પડી જવાનાં છે બો!'

એ બધાંથી જરા અલગ, મહોરથી લચી જતી આંબાની ડાળીઓ સમી નાનીની સખિઓ ઊભી હતી. ખરેખરો અફસોસ તો ત્યારે એમને જ થયો હતો.

'બિચારી નાનીની આ વરને જોશે ત્યારે કેવી દશા થશે?'

'એનું હૈયું ભાગી પડશે.'

'કેવી કેવી આશાઓ એણે બાંધી હતી?'

'તે બધીય ધૂળમાંજ મળીને?'

'ક્રુર વિધિ! એ કોડભરી કુવારકાનાં બધાંયે શમણાં ઉડી ગયાં!'

ત્યારે જીર્ણવૃક્ષોના ઝુંડસમી બે ચાર વૃદ્ધાઓ જુદો જ અભિપ્રાય ઉચ્ચારી રહી હતી. 'નાનીના ભાગ્યમાં સુખ માંડયું હશે તો સાત છોકરાંની મા થશે ને ઘાટડી ચુંદડીસ્હોત ચિતાએ ચડશે.'

'પેલી અમથા કાકાની મંછી પયણી ત્યારે બધાં કે'તાં કે બયડા વરને બિચારીને પયણવું પડ્યું. પણ એ વહેલી ઉઠી ને એનો વર બીજીયે લાયો!"

'એ તો નશીબમાં માંડયું હોય તેજ થાય!'

સ્ત્રીઓ કદી પોતાને જ ઓળખી શકતી નથી, જીંદગીભર તેઓ પોતાના ભાગ્યને જાણવા ફાંફાં મારે છે, માટે જ પુરૂષો એમની સાથે મનગમતી રમત રમી શકે છે!

નાનીનાં વડીલો અને એને પરણવા આવનાર પુરૂષે એકાંતમાં એકઠાં મળીને નવા નવા કોડ ભરી નાનીના ભાગ્ય સામે લગ્નના કાવતરાની રમત શરૂ કરી તે દિવસેજ એના કૌમાર જિવનનાં બધાં ચળકતાં સ્વપ્નો ભાવિના અંધકારમાં હડસેલાઇ ગયાં.

નાનીએ કૌમારની ઓઢણી ઉતારી લગ્નની ચુંદડી ઓઢી તે જ પળે પુરૂષજાતિનો સ્ત્રીજાતિ પર વિજય થયો. પણ નાનીએ સાખઓ સાથે મળી હૈયામાં અત્યાર સુધી જે આશાના સુવર્ણ દીપકોની દીપમાળા પ્રગટાવી, જતન પૂર્વક જાળવી રાખી હતી, તેને વયના કજોડાના વંટોળે ક્રૂર રીતે બૂઝાવી દીધી.

નાનીના પતિ બનેલા ખેંગારની જાન 'નવી'ને લઇને પાછી વળી ત્યારે પુરૂષજાતિનો વિજયધ્વજ ફરફરવા લાગ્યો, અને

પરાજિત નારીની જીવનનૌકાના આશા સઢ સંકેલાયા. ભાગ્યનાં અંધ તીરોની વચ્ચે એના ભાવિની નાવડીને છોડી મુકવામાં આવી. નાનીના નાનકડા ઉરમાં ધરતીકંપ થઇ ગયો, સંસારની એ સુકોમળ વેલડીપર એકાએક વીજળી પડી.

નાનીનું લગ્ન એ માનવતાનો વિરાટ પરિહાસ હતો. જે આશાની નૌકાપર બેસી એ નખરાળી કુમારિકા જીવન સાગરમાં ઝુકાવવા ઇચ્છતી હતી, એ નૌકા એના વડીલે ઝુંટવી લીધી અને એની નાવડીને ભાંગી તોડી તેમાં નાનીને સંસાર સાગરમાં હડસેલી મૂકી.

રોતી ને કકળતી નાની સાસરે સિધાવી!

[ ૨ ]

અજાણી દુનિયામાં ધકેલાઇને જતી નાનીની ઘુંઘટછૂપી આંખો અશ્રુથી ભિંજાઇ ગઇ હતી. એની સાથે કુદરત રડતી હતી ને પવન નિસાસા નાખતો હતો.

રોઇ રોઇને થાકેલી નાનીની આંખ આગળ ભૂતકાળના પર્દા પાછળ છૂપાઇ ગયેલા બાલ્યકાળના પ્રસંગો જીવંત ચિત્રપટ માફક દેખા દઇ દઇને સરી જતા હતા.

વિધાતા દિવસ અને રાત્રિઓના શેતરંજ પર માનવપ્યાદાંઓથી ખેલ ખેલી રહ્યો છે એમાં નાનીએ પોતાને પ્યાદા તરીકે જોઇ. તારક મંડળમાં પૂર્ણિમા જેવી તે સખિવૃંદમાં ખેલતી, કુદતી હતી. પંખીઓના પ્રાતઃકાળના કલરવ સમી એની વાણીથી સૌ મુગ્ધ બનતાં. જેમ જેમ તે મોટી થતી ગઇ તેમ તેમ એની બાલ પ્રવૃત્તિઓ વધતી જતી હતી. સરખી સાહેલીઓ સાથે તે નદીએ ન્હાવા જતી અને તરતાં શીખતી ત્યારે એને આમ-તેમ સરતી જોનારાંએ તેને પાણીની દુનિયાની પુતળીનું ઉપનામ આપ્યું હતું. ઋષિઓના આશ્રમની હરિણી માફક તે ગોવાળીયાં

સાથે ખેતરોમાં જતી અને વૃક્ષોની ડાળીએ હિંચકતી કુંજવનની કોયલ શી ટહુકતી. સદાય તે હસતી ને રમતી, ખેલતી ને કુદતી જ જણાતી. પહેલાં તો તે વનવગડાની ડાળીએ હિંચકા લેતી અને મીઠી વાણીથી વનરાજિઓ ગજવતી. પછી તો એ આંબલી પીંપળીની રમત રમતાં રમતાં ઝાડો પર ચડતાં ને ઉતરતાં શીખી ગઈ. કોઈ પણ ચીજ એને માટે અસાધ્ય નહોતી. એને જે કોઈ જોતું તે એના રૂપગુણ પર મોહી પડતું. સહુ કોઈ એના ભાવિ માટે ઉજળી આશાઓ બાંધતાં.

વનસુંદરી બાલ ભાવે ઝાડે ઝાડે થનગનતી હોય તેમ નાની ઉંચામાં ઉંચી ડાળીઓની વચ્ચેથી ડોકીઉં કરી, નીચેથી એને શોધવાની હોડ રમતાં ગોવાળીઆંને ચમકાવતી 'હું આ રહી!' કહી એ મીઠું ટહુકતી ત્યારે તો દેવમહેલની અટારીએ ઊભેલી દેવાંગના શી દીપતી.!

એની વયમાં વૃદ્ધિ થઇ અને જળની હેલ્ય ભરી ભરી આવતી થઇ ત્યારે સૌન્દર્ય ઉપવનની કલિકાઓ જેવા સખિમંડળમાં ગુલછડી જેવી તે તરી આવતી. નાનીની મીઠી મીઠી વાતો સાંભળતાં સહિયરોનો શ્રમ ક્યાંય ઉડી જતો. એ હસતી અને ફૂલના ઢગલા થતા. એનું હાસ્ય અનેરૂં જ હતું: જાણે ચન્દ્રિકામાંથી અમૃત ઝરવા માંડ્યું, ફૂલમાંથી ફોરમ સ્ફૂરવા લાગી, વિદ્યુતમાંથી ચમકાર ઝરવા માંડ્યો એવું એના સુંદર વદનમાંથી નિર્મળ હાસ્ય ઝરતું.

ગૌરી પૂજન અને બીજાં નાનાં મોટાં વ્રતોમાં નાનકડી નાની સહુમાં મોખરે. એની આ તપસ્યા જોઇને મોટેરાં કહેતાં: 'નાનીના નશીબમાં તો કોક અલૌકિક વર માંડ્યો હશે. જે પાણીમાં ઉંધે મસ્તકે તપ કરતો હશે તે જ આ ઇન્દ્રધનુષ્યની વેલડીનો જીવનાધાર બનશે.'

પણ આજે તો એથી ઉલટું જ બન્યું હતું. પરણીને તે

પોતાનાથી સહેજ જ નાના એવા છોકરાની મા બનીને, પલિત *પતિની 'નવી' બનીને જઇ રહી છે. ભવ્ય ભૂતકાળમાં વરવા વર્તમાનનું વાસ્તવિક સ્મરણ થયું અને એની આંખોમાંથી વસંતના વર્ષાબિંદુ સમાં આંસુ ટપકવા લાગ્યાં. ભૂતકાળનાં મનોરમ ચિત્રો નિહાળી ખીલવા માંડેલી એના આત્માની પંકજ પાંખડીઓ એકાએક બિડાઈ ગઇ.

નાનીનું નાનકડું યૌવન અધઉઘડ્યા પ્રભાત સમું હજુ તો અધુંયે ઉઘડ્યું નહોતું. પરંતુ ગામડાના જે વાતાવરણમાં એ ઉછરી હતી, તેમાંથી એને સમગ્ર નારીજીવનનું ભાન પ્રાપ્ત થયું હતું, એથી એને અંધારઘેરી આવતી કાલની કલ્પના થતી હતી. આયુષ્યયાત્રાની પ્રેરણાસમી લગ્ન તિથીએ એને જે પતિ આપ્યો હતો તેને જોઇને આત્માની કળી પ્રફુલ્લી ઉઠે તેમ નહોતું પણ પ્રફુલ્લિત પુષ્પની પાંખડીઓ બીડાઇને ખરી જાય તેમ હતું.

ફરી પાછું ભૂતકાળનું દર્શન શરૂ થયું.

નાની ગાણાંનું ઝાડ ને ગરબાનો ભંડાર ગણાતી. ગામમાં એકપણ સાહેલીનું લગ્ન એવું ન જતું કે જેમાં નાજુક ઝરણો કરતાંયે મીઠા રવથી ગવાતાં નાનીનાં ગીતોની રમઝટ જામી ન હોય. કોયલથીયે મધુર અને મદહોલ એનો ટહુકાર સાંભળવા પીઢ જાનૈયાય પળવાર થંભી જતા. વૃદ્ધ માનવીઓની આંખે નાની ત્યારે પ્રભાતની નિર્મળતા સમી દેખાતી, પણ વરના મિત્રો બનીને આવતા તોફાની જુવાન જાનૈયાઓને તો એ યૌવનના આલ્હાદ સમી જ લાગતી અને વાદળમાં છૂપાયલા ચંદ્રની માફક ગ્રામ કન્યાઓના ટોળાની મધ્યમાં છૂપાયલી સુંદરી સંઘની એ સૌન્દર્યકલાને શોધી કાઢવા એમની આંખો ચારે દિશાઓ ઢુંઢી વળતી.

---

* જેને શીરે પળીયાં હોય તેવા.

સમાન વયની સખિઓનાં લગ્ન એટલે નાનીને મન અનેરા ઉત્સવ. અનેક કોડભરી કન્યાઓ માટે એ સખિકૃત્ય કરીને સંતોષ લેતી, અને નવી નવી કલ્પનાઓથી તરબોળ પરિણીત જીવનનાં સોનેરી સ્વપ્નો જોનારા કેટલાયે વરરાજાઓને નાની જાત જાતની મજાક મશ્કરીઓથી મહાત કરી દેતી!

એવો એક પ્રસંગ એના હૈયાની સપાટી પર અત્યારે ઉપસી આવ્યો: નવવધૂ બનનારી પોતાની સહિયરના કૉલેજીયન વરરાજાને નાની કહેતી હતી: 'અમારી સખિને લઇને તમે પરદેશી પોપટની માફક ઊડી જશો...'

ત્યારે સામેથી હસતાં હસતાં જવાબ મળ્યો હતો; તમારી ઇચ્છા હોય તો ગામડાની ઢળકતી ઢેલને વર્ષાના આગમન માટે ટૌકા કરવા અહિં જ મૂકી જાઉં, પણ એના બદલામાં બીજી કોઇ હંસણી મળશે ખરી?'

'તે માટે તો તમારે તમારી કૉલેજો ઢુંઢવી પડશે. એ તકલાદી શરીરની પતંગીઆં જેવી નગર કન્યાઓના દિલનાં દ્વાર સદાય ખુલ્લાં હોય છે એમ સાંભળ્યું છે. આ તો ગામડાંનો ઉછેર. જેવાં એમનાં શરીર સુદૃઢ એવાં હૈયાં પણ. એના આંગળા માત્ર એક જ માનવી આગળ ઉઘડે. બીજા બધા માટે તો સદાય બંધ, સમજ્યા! વરરાજા! ગ્રામકન્યાઓનાં ચિત્તનાં ચણિઆરાં ચોક્કસ હોય છે.'

એવા કટાક્ષ સાથે નાનીએ કમળના મૃદુડોલન સમું જે સુમધુર હાસ્ય કર્યું તે જોઇને પેલો કૉલેજિયન તો દિંગમૂઢ જ બની ગયો હતો!

નાનીનું હૈયું કમળ પાંદડી સમું કોમળ અને નિંદર સમું મૃદુ હતું. એનું એક જ મધુર હાસ્ય ઉજ્જડ હૈયાંને નવપલ્લવિત બનાવી દેતું. એણે મનમાં આશાના અદ્દભુત મિનારા બાંધ્યા હતા. એણે પોતાના જીવન સાથીની જે કલ્પના કરી હતી તે

અપૂર્વ હતી. 'કોકિલાનો ટહુકાર સુણી ઋતુરાજ દોડ્યા આવે એવો રસરાજ એને માટે આવશે. સમીર લહરીથી સરવરીયા-માંની કમળવેલ નાચવા માંડે, તેમ પોતાના પતિની પ્રેમ લહરોથી ઘેલું બનેલું એનું હૈયું થનથન નાચવા માંડશે. એનો પ્રિયતમ સામાન્ય નહિં જ હોય : એતો હશે ત્રિલોકનાં સૌન્દર્ય-નામુગટ સમો. એના એક જ ચુંબનમાં સકળ સૃષ્ટિના સુખ નો સાર સમાયો હશે. એનો પ્રેમ પ્રાત: કાળ ના તારક સમો કે વસંતની સૌરભના સત્વ સમો હશે. એવા એના વરરાજાને વધાવવા બધું સખિમંડળ અવનવા ગીતોથી વાતાવરણ ગજવી દેશે અને જેટલા દિવસ બાન રહેશે તેટલા દિવસ એ બધીઓ આવી આવીને એના આત્માના એ આરામને વિવિધ પ્રકારના વિનોદથી મુંઝવશે.'

સખિઓ પાસેથી બદલો લેવાની એ બધીએ વાતો કુવાની છાંયડીની માફક એના મનમાં જ સમાઇ ગઇ–દટાઇ ગઇ. અને પોતે તો ભમાશાના સ્મશાન તરફ આજે વહેલમાં બેસીને નીકળી.

વળી પાછી નાનીની આંખો ભિંજાઇ ગઇ.

લોકો કેવાં લાડ કરતાં હતાં અને સહુ એના કોડ પુરવા કેટલા અધિર બનતા હતા ?

નવરાત્રિના ગરબા ટાણે તો નાનીનાં મૂલ્ય અનેક ગણાં વધી જતાં.

શરદની એક રાત્રિની ઘટના અત્યારે એને હૈયે ઉગી ગઇ.

ગામના ગરાશીયાનો છોકરો ફત્તોજી જોબનનો અવતાર જેવો ને રૂપાળો હતો એવો જ છાતીગડો તેમ માથાફરૂ હતો. બબ્બે છોગલાં માથે મૂકીને તે પાવો વગાડતો ફરતો. એને લીધે એનાં માબાપને ગામ આખા સાથે કજિયા થતા, છતાં ફત્તો નવયુવતિઓની છેડછાડ કરવાનું ન ચૂકતો.

ગરબા શરૂ થવાને હજુ વાર હતી. નાની અને એની એક બે સાહેલીઓ ગામના ગોંદરાના વડલા નીચે ઊભી ઊભી તે રાત્રે ગાવાના ગરબા ગોઠવતી હતી. એટલામાં ફત્તોજી ત્યાંથી નીકળ્યો. પાવો વગાડતાં વગાડતાં એણે કન્યાઓના એ મુખાને જોયું ને પલકમાં પાસે આવ્યો. શરદની ચંદ્રિકા વડલાનાં પાંદડાંમાંથી ચળાઇ ચળાઇને પૃથ્વી પર વેરાતી હતી. એની નીચે ઊભેલી નાનીની સોહામણી પ્રતિમા હતી તેથી એકસો ગણી વધુ દીપતી હતી. જાણે સૌન્દર્યનું કાવ્યઃ જાણે બ્રહ્માંડભરના માધુર્યનો સાર.

ગુફામાંથી કાળો ચિત્તો તલપ મારીને શિકાર પર ધસે તેમ ફત્તોજી કન્યાઓ તરફ ધસ્યો.

'કોણ હશે એ ?'

'પૂછનારને શું કામ પડ્યું છે અત્યારે ?' નાનીએ સામેથી શબ્દો ફેંક્યા.

'ઓ–હો...! નાની કે ?'

'હા. કોણ ફત્તોજી ?'

'તારે પાવો વગાડવો છે ને ? તે દી' આંબાવાડીઆમાં તું વાંસળી વગાડવાની વાત નહોતી કરતી ?'

'પણ મેં તને કે દી' નોતરું આપ્યું 'તું, કે અહિં રાત્યની વેળાએ શોધતો શોધતો તું વાંસળી લઇને આવી પહોંચ્યો છે ?'

'તારા જેવી લટકાળીઓનાં તો મને હમેશનાં આમંત્રણ જ હોય છે. જોને ચાંદની કેવી ખીલી છે ? અત્યારે તો કાન ગોપીની રમત શોભે. લે જોઇએ તો તું આ પાવો વગાડ...' અને એણે પાવા વાળો હાથ નાની તરફ લંબાવ્યો.

બિલાડી ઉંદરને ઝડપી લે એ રીતે નાનીએ પાવો ઝડપી લીધો.

ફત્તો ખુશ થયો અને જરા વધારે ફાટયો:

'હવે કાન ગોપીની રમત શરૂ કરીએ. હું થઈશ કાન અને......'

'અને ?' નાનીએ એ બે અક્ષરો પર છૂટો છૂટો ભાર મૂકીને પૂછ્યું.

'તું થા રાધા...'

ફત્તોજી એક આંકડો પણ વધુ બોલવા જાય તે પહેલાં તો નાનીએ એના જ પાવાથી તેને આડો ને ઊભો ફટકાવવા માંડયો. ચંડિકા જેવી બનીને એણે સખિઓને કહ્યું: 'જોઈ શું રહીઓ છો ? ભરી દો રહ્યાના આખા શરીરે ધૂળ !'

પછી તો ફત્તાજીની કંઈ દશા થઈ છે ! એનો ગુલાબી ફેંટો ને એમાં ખોસેલાં મેવાડી મોળીઆં, કળી વાળું પહેરણ ને પાની નીચે આવતું ધોતીયું, એની સુરમો આંજેલી આંખો ને પાન ચાવેલા હોઠ: બધામાં ધૂળ ધૂળ થઈ ગઈ !

અને પાવો ય પડતો મૂકીને ફત્તોજી ઊભી પૂંછડીએ નાઠો !......

એજ વખતે આડું અવળું જોઈને બાજુમાં બેઠેલા એના પલિત પતિએ મેદભરેલું જાડુ પડખું નાનીના શરીરને ચંપાય એ રીતે દબાવ્યું.

નાનીને એ સ્પર્શ સળગતા અંગારા સમો લાગ્યો. ક્ષણભર તો એને પેલા ફત્તાજી જેવી જ પોતાને પરણનાર આદમીની દશા કરવાનું મન થઈ આવ્યું.

પણ બીજી જ પળે એણે મનની એ તોફાની વૃત્તિને સંયમની શીલા નીચે દબાવી. કેમકે એ હિંદુ નારી હતી. એનામાં હિંદુ નારીની કોમળતા અને સહિષ્ણુતા હતી.

પિયરનાં ચીર પરિચિત માનવીઓ, બાલ્યકાળનાં સાથી જેવો સરિતા કાંઠો, ઝાડનાં ઝૂંડો, ખેતરો, વનવગડાની વાટ્યો બધુંએ પાછળ મૂકીને નાની આવી અજાણ્યા પ્રદેશમાં અપરિચિત

માનવીઓ વચ્ચે.

અહિં એ એકલી ને અટૂલી હતી. એક માત્ર આંખમાંનાં આંસુ એનાં પરિચિત સાથી હતાં.

પરણીને આવતા પિયરમાંના ભાઈ ભત્રીજાઓને એણે જોયા હતા, વરકન્યા વચ્ચે છેડા છોડવાની અને વીંટીએ કે રૂપીએ રમવાની રમતો નાનીએ જોઇ હતી. સરખી ઉમ્મરના કોડીલા કંથ સાથે પોતે પણ એવી રમતો રમશે એવા કોડ એને હૈયેય એક વખત હતા.

પણ ઘરડાવરની 'નવી' તરીકે કોઇકે કહ્યું તેમ યંત્રની માફક રડતા હૃદયે એણે વિધિઓની ઉપાધી વેઠી લીધી. અને સાસરાની સ્ત્રીઓએ લગનના પ્રસંગ નિમિ-તે જે ગાણાં ગાઇ તે સહી લીધી!

ખેંગારના ઘરમાં એ, એની એક વિધવા બહેન અને આગલી બાયડીનો છોકરો હતો. એમાં હવે નાનીનો વધારો થયો. ન્યાતમાં ખેંગાર સહૂનો કાકો થતો એટલે 'નવી' બનીને આવેલી નાની થોડાકોની 'નવી ભાભી' ત્યારે ઘણાઓની 'નવી કાકી' બની ગઇ.

સોહાગ રાત્રિના શયનખંડ તરફ તેને એની વિધવા નણંદ સમજુએ ધકેલી ત્યારે અસહાય પ્રાણી અથવા તો બલિદાનના બકરા જેવી તેના મનની દશા હતી. કૌમાર જીવનમાં એણે લગ્ન પછીના જીવન માટે કલ્પનાના વ્યોમમાં શૃંગાર રસની પીંછીથી જે જે ચિતરામણો દોર્યાં હતાં તે કઠોર વાસ્તવિકતાના ખડકો સાથે અથડાઇને ચૂંથાઇ ગયાં હતાં. એ જાગૃતમને જીવનનું મહા-દાન દેવા જતી નહોતી, એ તો જઇ રહી હતી નિશાચરની ક્ષુધાનો ભક્ષ બનવા. એથી એના હૈયામાં ત્યારે અનંત વેદનાઓની સર્પિણીઓ અનંત મુખે દંશ દઇ રહી હતી. એના પગ જમીન સાથે જડાઇ ગયા હતા.

'આવડી મોટી વછેરી જેવી થઇને આમ રડે છે શાની!

અમેય પયણ્યાં 'તાં...' કહી સમજુએ નાનીને ઓરડામાં ધકેલી. બહારથી સાંકળ વાસી દીધી ! નાનીના યે હૈયાનાં કમાડ વસાઇ ગયાં.

ધરતી કાળી ચાદર ઓઢીને ગાઢ નિંદ્રામાં પડી હતી. ગામની શેરીઓ શરમાતી સ્ત્રીઓની માફક અંધકારમાં સોડીયાં વાળીને સૂનકારમય ઊભી હતી. તે વખતે સ્ત્રી અને સંસારના અનુભવી ખેંગારે નાની હતી એ ખંડની સાંકળ હળવે હાથે ઉઘાડી. છતાં એનો ખડખડાટ થયો અને શેરીમાં સૂતેલા કુતરાએ જાગી જઇને રોકકળની બૂમરાણ કરી. અંદર બંદીખાને પુરાયલાં પૃથ્વીનાં પ્રાણુતત્વો રૂદન કરતાં હોય તેમ ઓરડામાં પુરાયલી નાની રડી રહી હતી. મિષ્ઠ પદાર્થોની થાળી જોઇ બુભૂક્ષિત ધસે તેમ ખેંગાર વાસના ભૂખ્યો અંદર પ્રવેશ્યો !

યુગયુગાંતરથી નારીનયને અશ્રુનો ધોધ વહી રહ્યો છે. એ ધોધ નાનીનાં નેત્રોમાંથી ત્યારે વહેતો હતો. સાધુ પાસે શેતાન જાય તેમ ખેંગાર સીધો નાની પાસે ગયો અને એના ખભા પર હાથ મૂકવા ગયો. તેજ વખતે પાપના સ્પર્શે પવિત્રતા ખસી જાય તેમ નાની ખસી ગઇ !

ખેંગારને વિલાસનો નશો ચડયો હતો; નાની તોફાન પહેલાંની પ્રકૃતિ જેવી સૂન મૂન બેઠી હતી. એનું મન ઉજ્જડ બની ગયું હતું. ખેંગાર વિવશ બની ગયો હતો. પુરાણી બર્બરતાનું પૈશાચિક અટ્ટહાસ્ય કરીને એણે નાનીના નાનકડા ચિબુકને પકડી, એના વદનને ઉન્નત કર્યું. એક વખત નિહાળો ને અનંતકાળ સુધી ન વીસરાય એવાં એનાં નયનો, અશ્રુજળે ધોવાઇને એવાં આકર્ષક બન્યાં હતાં કે ખેંગાર તેની સામે જોઈ જ રહ્યો.

એકાએક મૌનને વાચા ફુટે તેમ નાની બોલી ઉઠી :

'આઘા ખસો !' અને તેણે ખેંગારના હાથને ઝાટકી નાખ્યો.

નારી આગળ નર રાંક બને છે કે નિર્લજ્જ ? નાનીના પિતા

જેટલી ઉમ્મરના ખેંગારને આવડી કિશોરી–યુવતિ આગળ આવાં અટકચાળાં કરતાં શરમ આવવી જોઇએ. યુગોના યુગોથી પુરૂષ મારી સમક્ષ એકાંતમાં નિર્લજ્જ બનતો આવ્યો છે. એની શુદ્ધિ અને બુદ્ધિ એકાંતીક નારી દર્શન વખતે હરાઇ જાય છે!

અંધારઘેર્યું ગગન ભૂખ્યું બની પૃથ્વી તરફ ઝુકે તેમ ખેંગારે નાનીના વદન તરફ પોતાનું મોઢું લંબાવ્યું. તે ટાણે એની આંખોમાંથી વાસનાના અંગારા ચમકતા હતા.

નાનીએ એ અંગારા જોયા, ચમકીને એને જોરથી ધક્કો માર્યો : 'આઘા ખસો, શરમ નથી આવતી ?'

'હેં–હેં–હેં–હેં !' ખેંગાર હસ્યો ને એના મોઢામાંથી ગડાકુની દુર્ગંધ ફેલાઇ. દીવાના ઝાંખા પ્રકાશમાં પણ તંબાકુના ધુમાડાથી કાળા પડી ગયેલા એના દાંત દેખાયા.

અને નાનીના અંગાંગમાં કંપારી આવી ગઇ!

'હું તારો વર છું, મને શરમ શા માટે આવે ? હેં–હેં–હેં–હેં !'

નાનીએ જ્યારથી ખેંગારને ચોરીમાં જોયો ત્યારથી જ એને તેની તરફ ઘૃણા ઉપજી હતી. એ ઘૃણા અત્યારે અતિઘણી વધી ગઇ હતી. નર અને નારીના મિલનનો પાયો પ્રેમ છે. એ પ્રેમ પુરૂષ સાધનાથી પામી શકે છે. જ્યાં સાચો પ્રેમ જુવે ત્યાં સ્ત્રી, પુરૂષના પૌરુષ સમીપ પ્રણિપાત કરે છે અને જીવનભર તેની જ થઇ રહે છે. ખેંગાર એ વાત સમજતો નહોતો. એને મન લગ્ન એ વિલાસની મર્યાદા નહિ પણ નર્યો વિલાસ હતો. સહચારની લિપ્સા એજ ખેંગારનો લગ્નનો આદર્શ હતો.

'આટલા મોટા તમે અને આટલી નાની હું ! તમને મારા વર થવામાં શું આનંદ આવ્યો ?'

'તું અમથી આવડી ઢીંગલી જેવી છે એટલે એ વાત તારાથી નહિ સમજી શકાય. હું તને એ સમજાવવા માગું છું.'

એંગારે ધીરેધીરે એના હાથને પંપાળવા માંડયો.

'જો હું નાનકડી બાળકી હોઉં તો મને રમકડાં અપાવો. વર ઘરમાં હું ન સમજું !'

'નાની છે પણ બહુ ડાહી દેખાય છે તું ! તારા પિયરનાં લોકો તારાં ઘણાં વખાણ કરતા હતા, તે અમસ્તા નહિં હો !'

'તો મારા ડહાપણમાં વિશ્વાસ મૂકો ને મહેરબાની કરીને મને એકાકી ઊંઘવા દ્યો, મને ઊંઘ આવે છે !' નાનીએ બગાસું ખાધું.

'નાનપણમાં નાટક બહુ કર્યાં લાગે છે !'

'માટે તો તમે આ નાટક શરૂ કર્યું છે ને ? નહિં તો લગ્નની જં સાથે મારા જેવડા છોકરાની મા અને તમારા જેવા ઘરડા માનવીની બાયડી બનવાના નાટકમાં મારે ઉતરવું પડે ખરું ?'

નાનીનો આ કટાક્ષ એંગારના હૈયામાં તીરની માફક ભોંકાયો. એના પતિપદ પર એથી કારી ઘા થયો. છતાં એણે મદારીના માંકડા જેવાં લટુકડાંથી નાનીને રીઝવવાનો પ્રયાસ કર્યો.

પણ નાની એમ રીઝે તેવી નહોતી.

પુરૂષનું મિલન એ સ્ત્રી હૃદયનો સનાતન પોકાર છે. જે નારીના સુષુપ્ત નારીત્વને જાગૃત કરી શકે એવો પ્રિયતમ જ એ સાચા મિલનનો અધિકારી બની શકે છે. એંગારમાં એટલી માનવતા નહોતી, એનામાં સ્ત્રી હૃદયને પ્રીછી ને આકર્ષી શકે તેટલી સંસ્કારિતા નહોતી. એને નારીના દેહની ભૂખ હતી, પ્રેમની નહિ. એને સ્ત્રીના માલિક બનવું હતું.

એટલે એંગારનાં લટુકડાંથી કંટાળી ને નાની આઘી ખસી ગઇ ત્યારે એંગારને એના ઉપર રીસ ચડી. નારીની નિર્ભર્ત્સના એજ એક માત્ર એનું લક્ષ્ય બની ગયું અને પોતાના ચઢિયાતા પશુબળને જ કારણે તેણે નાનીના યૌવનના પાવિત્ર્યનો તે રાત્રે

ભોગ લીધો !

પૂર્વનું પોપચું 'ઉઘડયું' ત્યાંસુધી નાનીએ તે રાત રોઈ રોઈને વિતાવી હતી !

[૪]

નાનીને તેજ સમયથી ખેંગાર તરફ ધિક્કાર થયો. જગતજનો તે જાણતાં ન હતાં. તે ઘરનુ તમામ કાર્ય કરતી. એના ગૃહિણી તરીકેના કર્તવ્યમાં સહેજ પણ ખામી જણાવા દેતી નહિં. પિતા માતાએ લગ્નની વિધિથી જે પુરૂષને એનો હાથ આપ્યો હતો તેની ઘરવાળી અને વહુ તરીકેના વર્તનમાં પણ ધીરે ધીરે તે યંત્રની માફક ટેવાઈ ગઈ હતી. અનિષેધ અને અચંચલ ભાવે તે નિષ્કામ બનીને ખેંગારને એના પતિ તરીકેના હક ભોગવવા દેતી, છતાં એની સમીપ તે નિષ્ક્રય બની રહેતી. એને ચરણે નાની નિઃશેષ પ્રેમાર્પણ કરતી નહિ. ખેંગારને જોતી ને તે નિઃસંગ બની જતી.

ખેંગાર જ્યારે નાનીને પરણવા ગયો ત્યારે જાનમાં પ્રેમ સિવાય બીજું બધું જ લઈ ગયો હતો એટલે એના સંસારમાં પ્રેમની ગેરહાજરીની જરા જેટલી પણ એને ખોટ જણાતી નહિ. ખેંગાર નાનીના યૌવનનો ભૂખાળવો હતો, એના પ્રેમનો નહિ.

છતાં કો'ક કો'ક દિવસ એને નાનીનું હાસ્યપુલકિત મૂખડું જોવાનું મન થતું, એના સૌન્દર્યનું માધુર્ય માણવાની ઇચ્છા થતી, બુલબુલ શા એના ગળામાંથી રેલાતાં ગીતો સાંભળવાની આતુરતા થતી, એના અંતરના અરિસામાં ડોકીઉં કરી એના મનના મહેમાન બનવાની તાલાવેલી એને હૈયે જાગતી. એની વિલોલ આંખડીમાં પોતાની છબિ નિરખવાના એને કોડ થતા.

પણ નાની ખેંગારને જોતી કે પત્થરની પ્રતિમા બની જતી. રસ, ભાવ ને લાગણી વિહીન.

એવી નાનીને જોઇ ખેંગારનું નૂર હણાઇ જતું. તે માત્ર માલિક બનીને એક સ્રીના હૃદયને જીતવા ગયો, પણ એનું તમામ અભિમાન ઓગળી ગયું. તે નારીનો એ ઓશીઆળો બની ગયો.

નાનીને જોતો અને એ દબાઇ જતો. નાનીની આંખ ઉઘડતી અને ખેંગારનું તેજ ઉડી જતું!

નાનીનો ઘરમાંનો અને બહારનો વર્તાવ એક મહાવૃક્ષનાં બે ભિન્નભિન્ન થડ જેવો એક બીજાથી સાવ નિરાળો હતો.

ઘરમાં તે કામ જેટલું બોલતી: બહાર એની વાતો અનંત બનતી. ઘરમાં તે ભાગ્યે જ હસતી, હસવું પડે તોય ફીકકું અને કૃત્રિમ, બહાર તે કિલ્લોલતી અને ખડખડાટ હસતી. ખેંગારના ઘરની 'નવીવહુ' કરતાં મહેલ્લાની નવીભાભી અને નવીકાકી તરીકે નાની સહુને પ્રિય થઇ પડી હતી.

બહાર એનાં બાલ્યકાળનાં લટકાં ને નખરાં ખીલતાં, પ્રિયંવદા તરીકે એ પ્રખ્યાત બની હતી.

એ વાત સમજુ મીઠું મરચું ભભરાવીને ખેંગારને કહેતી. અને સાથે 'જો એની ઉપર ધાક નહિં રાખો તો માથે છાણાં થાપશે,' એવું પણ ઉમેરતી.

ખેંગારનેય નાનીના એ પ્રકારના વર્તનથી ઇર્ષ્યા થતી, છતાં એને દમ મારીને કે ડરાવીને વશ કરવાની એનામાં હિંમત નહોતી. જો એને સહેજ પણ દબાવવા જઇશ તો અત્યારે તે નિષ્ક્રિય ભાવે પણ ગૃહિણી અને પત્નીના જે ધર્મ બજાવી રહી છે તે અટકી જશે અને ઉલટો વિદ્રોહનો ઝંડો ઊંચકીને એ સામી થઇ જશે એવો એના દિલમાં ઊંડે ઊંડે ડર હતો.

નાની એની ઉમ્મરના દિયરો અને ભત્રીજાઓ સાથે નિર્દોષ ગમ્મત કરતી અને ટાળ ટપ્પાં મારતી. એ તો સમજુથી બિલકુલ સહન ન થતું.

પોતાના ભાઇને એણે અત્યાર પહેલાં અનેક વખત ધમકી આપી હતી કેઃ 'જો આમને આમ ચાલવા દેશો તો એ નફ્ફટ બાયડી બાપદાદાની આબરૂ ધૂળમાં મેળવશે.'

તોપણ ખેંગાર બહેનને કહેતોઃ 'તું એ બધું મારી ઉપર છોડ.'

'પણ તમને તો કશી ગતાગમ પડતી નથી. મને તો આ બાયડીના ચાળા જ સારા લાગતા નથી.'

'ના, ના. હું એને બરાબર ઓળખું છું. એ બાબતમાં તું નકામો કાગનો વાઘ ના કરતી!'

'તમને એનો ડર લાગતો હોય તો ભલે, હું એનાથી ડરતી નથી. તમે મને મારી રીતે કામ લેવા દો તો હું એને બે દહાડામાં સીધી દોર કરી દઇશ.'

'સમજુ, તું એને બરાબર ઓળખી શકી નથી...'

'તે તમે ઓળખી શક્યા છો એટલે એને આટલી બધી ફટવી છે નહિ? બિચારી મગનીઆની માને તો એક વખત દસ વરસના છોકરા સાથે હસીને વાત કરતી જોઇને, મારી મારીને અધમુઇ કરી નાખી હતી.'

'બહેન, એ જુદી માટીની પેદાશ હતી. આ તો નવી જ ધરતીની છે.'

'ભાઇ, આ તમે બોલો છો?'

'હા—કેમકે મારે આ ઘરને લોક જીભે ચડાવવું નથી!'

'તમે નવીથી એટલા બધા બીતા હો તો મને મારે ઘેર જવા દો. મારાથી મારા બાપના ઘરના આવા ભવાડા જોયા જતા નથી.'

સમજુએ ખેંગારને એવી ધમકી તો આપી, પણ એ વિધવા બાઇનો સાસરે કોઈ ઘડો કરતું નહોતું. એની જીભની કરવત ફરવા માંડતી એટલે બેઉ બાજુથી કાપ મૂકતી એટલે એ

વિધવા નારીને સાસરામાં સમાસ થતો નહોતો.

આજે સમજુ મગનીઆની મરેલી માના વખાણ કરતી હતી, પણ એ જીવતી હતી ત્યાંસુધી એને એ જ સમજુએ હાસ્ય કરીને શાંતિથી જીવવા દીધી નહોતી, એ વાત ખેંગાર સારી રીતે જાણતો હતો. એટલે બહેન પોતાની ધમકી અમલમાં મૂકે તો ખેંગાર માટે તે 'એઇતું હતું ને વૈદે કહ્યું,' જેવું થાય તેમ હતું: પરંતુ સમજુ એનો અમલ કરે તેમ છે જ નહિ તે ખેંગાર સારી રીતે જાણતો હતો.

એટલે તે દિવસે તો વાત એટલેથી જ અટકી.

[ ૫ ]

સમજુની ફરિયાદમાં સત્યાભાસ હતો.

નાનીના કૌમાર્ય જીવનની તમામ આશાલતાઓ ખેંગારને પરણવાથી છૂંદાઇ ગઇ હતી. તેથી એ અધૂરા ઉરભાવના આછા અધૂરા સંતોષ માટે ઘરની બહાર નિર્દોષ આનંદ શોધવા મથતી. છતાં એના આનંદને વિવેકની મર્યાદા હતી. તે હસતી, રમતી, ટીખળ કરતી પણ સંયમની પાળો એણે કદી વટાવી નહોતી. એ કલ્પના પણ એના આત્માને અભડાવી શકી નહોતી.

ખેંગારની પાશવવૃત્તિ નાનીના દેહને ભરખી રહી હતી. એની અકરાંતિયા લિપ્સાથી નાનીને આટલી ઉમ્મરે જ જેમ પતિ તરફ તેમ સંસાર તરફ તિરસ્કાર થયો હતો.

તેથી જ એના દિલની એ અતૃપ્તિ એને ઘરની બહાર નિર્દોષ આનંદ શોધવા ધકેલતી.

માત્ર સમજુ જ નહિ પણ બીજાં કેટલાંક સ્ત્રી પુરૂષો નાનીના એ નિર્દોષ વર્તનને વિકૃત આંખે જોતાં અને એની ટીકા પણ કરતાં.

તે જ રીતે નાનીની નિર્દોષ રમતો, વાતો, ઠઠ્ઠાને પણ વિકાર

ભરી આંખે જોનારાઓનો ત્યાં તોટો નહોતો.

એવા કેટલાએ નવજુવાનો પોપચાંમાં પાપનાં અંજન આંજીને નાનીનાં પાછળ ભમતા હતા. નાની ઘરડા વરની વહુ હતી એ હકીકત જ એમના મનને વિકારનો નશો ચડાવવા માટે એમને પુરતી લાગતી હતી.

ભૂપત એવા જુવાનોમાંનો એક હતો:

એને કોઇ કન્યા આપતું નહોતું માટે એ કુંવારો હતો. ઘરમાં એક ઘરડી મા સિવાય બીજું કોઇ હતું નહિ. એટલે હરાયા ઢોરની માફક તે આમતેમ રખડતો.

'આજકાલનાં લગ્ન એટલે વ્યભિચારનો પરવાનો' ભૂપત લગ્નની એ વ્યાખ્યા કરતો અને 'તેથી જ મારે આ જીંદગીમાં લગ્ન જ કરવાં નથી'' એવી એ બડાશો મારતો!

ખેંગારના ઘર સાથે એને મોસાળ પક્ષનું કંઇક સગપણ હતું, એ દાવે તેનો અવર જવર ખેંગારને ત્યાં બહુ થતો. એ ભૂપતને નાનીએ એક દિવસ બરોબર સ્વાદ ચખાડયો હતો.

ગોકુળ આઠમના મેળામાં ગામની નાનેરી વહુવારૂઓ અને સરખી વયની કુમારિકાઓ સાથે નાનીયે ગઇ હતી. ત્યાં બીજાંઓ સાથે નાની ચકડોળમાં બેઠી હતી. ભૂપત એ ચકડોળમાં બરાબર નાનીની સામે જ બેઠો હતો. ચકડોળ ઊંચે જાય ને નીચે આવે ત્યારે જમીન પર રૂમાલ મૂકી દે અને બીજી વખત રૂમાલ ઉંચકી લે. એમ કરતાં તેણે એક બે વખત નાની પર રૂમાલ ફેંકયો હતો. તિરસ્કારથી નાનીએ તેના રૂમાલને ફગાવી દીધો છતાં ઉતરતી વખતે નાનીને ચકકર આવી ગયાં એ તકનો ગેરલાભ લઇને ભૂપતે સેવાભાવે નાનીને ઉંચકીને નીચે ઉતારવાનો અખતરો અજમાવાની યુકિત રચી.

જવાબમાં નાનીએ એ ભૂપતને સડાસડ બે ત્રણ તમાચા લગાવી દઇને એની છેડછાડ કરવામાં કેટલું જોખમ રહેલું છે તે

બતાવી આપ્યું હતું.

ત્યારથી તો નાનીના નામની હાક જ વાગી ગઈ હતી.

પણ સમજુએ એ ઘટનાને જ્યારે અવળા રૂપમાં રજુ કરવાનો પ્રયાસ કર્યો, ત્યારે નાનીએ એને તડ ને ફડ સંભળાવી દીધું કે :'બહેન, મારી ચોકી કરવાનું કામ તમારા ભાઈને સોંપો. તમે તમારી જાતની જ ચોકી કરો તો બહુ છે. હું મારી જાતને સંભાળી શકું તેમ છું.'

ખરી વાત તો એ હતી કે ભૂપતે નાનીની એ છેડછાડ ખાસ કરીને સમજુની જ સમજાવટથી કરી હતી.

ગામમાં ગુસપુસ વાતો થતી હતી અને નાનીએ પણ એકાદ બે વખતે ઓચિંતા જે કંઈ જોયું હતું તે પ્રમાણે ભૂપત સમજુ સાથે વધારે પડતો નિકટનો સંબંધ રાખતો હોવો જોઈએ એવું નાનીનું અનુમાન હતું.

એ અનુમાન ધડ માથા વિનાનું તો નહોતું જ.

મગનીઆની મા વિધવા નણંદનાં બે કર્તુક જોઈ ગઈ ત્યારથી સમજુએ ભૂપત મારફત એને જાળમાં ફસાવવાની તરકીબ રચી હતી. પણ તેમાં તે ન ફાવી એટલે જ ભાઈને ભંભેરી ભાભીનાં હાડકાં ખોખરાં કરાવવાનો પ્રયોગ આરંભ્યો હતો! ભૂપતે એંગારની 'નખરાળી નવી'ને જોઇ ત્યારથી જ દાઢમાં ચાલી હતી. તે માટે એ સમજુને દબામણી બતાવતો. એથી ડરીને તેમ પોતાના સુખ સગવડની ઊંડી નજરે એણે નાનીને હાથ કરવામાં ભૂપતને સાથ આપ્યો હતો.

ભૂપત હજુ ઉગતો જુવાન હતોઃ રૂપાળો હતો ટાપટીપથી તે કપડાંની સજાવટ કરતો અને નાટકીઆ જેવાં નખરાં કરતો. ભોળી ભામાઓને ભરમાવવામાં એ બધું એને મદદગાર બને છે એમ તે માનતો હતો. કુદરતે એને મીઠું ગળું બક્ષ્યું હતું એનો તે પોતાના આ વરવા કામમાં સાધન તરીકે દુરૂપયોગ

કરતો.

પરંતુ એની એ તમામ તરકીબો અને મોહજાળો નાની આગળ નિષ્ફળ નિવડી.

એટલે સમજુએ ભાઈને ભંભેરી ભાભીને સીધી દોર કરાવવાનો કિમિયો અજમાવ્યો.

એ કિમિયો પણ અણઘડ વૈજ્ઞાનિકના અખતરાની જેમ નાકામિયાબ નિવડ્યો. તેથી, તેમ જ નાનીએ પહેલે જ સપાટે જે શબ્દોના ચાબકા એની સામે વિંઝ્યા તેથી તો સમજુ પણ નાનીથી ડરવા લાગી.

[૬]

પાપી માણસો પોતાના પાપની પ્રસિદ્ધિથી જ ડરતાં હોય છે.

એટલે સમજુ નાનીથી નહિ પણ પોતાના પાપથી ગભરાતી હતી. એ ગભરાટનું નિમિત્ત નાની બની હતી, તેથી એણે ગમે તે રીતે નાનીને દબાવી, ડરાવી વશ કરવાની તદબીર રચી.

એણે આ વખતે મગનીઆને હથિયાર બનાવ્યો.

'મા વિનાના છોકરાનું આ દુનિયામાં મારા વિના બીજું કોણ બેલી છે? એની માએ મરતી વખતે મારી પાસે વચન માગ્યું હતું, ને મેં એના હાથમાં હાથ મૂકીને કહ્યું કે 'તારો મગનીઓ મારી કોટે બાંધ્યો. એ વાડીયા બહાર નીકળીને એનું પોતાનું કરીને રહે ત્યાં સુધી હું આ ઘરનો ઓટલોયે ઓળંગીશ નહિ ત્યારે એને વિશ્વાસ બેઠો ને પછી નિરાંતે એણે પ્રાણ છોડ્યો. છેવટ સુધી એનો જીવ છોકરામાં ને છોકરામાં હતો. ઘડી થાય ને એ કહે: 'સમજુ બહેન, પેલા ચકલાની વાત તો તમે જાણો છો ને? નવી ચકલી માળામાં આવી ને મરેલીનાં બચ્ચાંને એ વીસરી જ ગયો! ભાયડાની જાતનો વિશવાસ શ્યો? મારા મગલાની યે નવી મા આવતાં એવી દશા થાય

તો?' ત્યારે મારે એને વચન આપવું પડ્યું.'

આવી આવી વાતો સમજુ મગનીઆની હાજરીમાં જ નવીને સંભળાવવા માટે કરતી હતી.

એક દિવસ મગનીઓ ખાઇને ઉઠયો ને સમજુએ એને ચડાવ્યો. એણે નવી સાથે તકરાર શરૂ કરી: 'તું તો છોકરાને ધરાઇને ધાન આપતી નથી. એની રોટલી લુખી હોય છે. એ શાક માગે ત્યારે સાંભળતી નથી. એમ કંઇ છોકરો વાટયમાં નથી પડયો.'

નાનીએ સમજુની હાજરીમાં જ મગનીઆને પૂછ્યું: 'તું રોજ ભૂખ્યો રહે છે? હું તને ચોપડ્યા વિનાની રોટલી આપું છું?'

ફોઇની હાજરીમાં મગનીઓ પણ છૂપી શીખવણીઓ પ્રમાણે ચગ્યો. 'હા, હા, તું મને લુખ્ખી ને આગલા દાંડાની રોટલી આપે છે ને પેટ ભરીને ખાવા પણ આપતી નથી.'

સાંજે ખેંગાર ઘેર આવ્યો તે વખતે સમજુએ મોં વાળ્યું અને ખેંગાર સાંભળે તેમ મરેલી ભાભીને યાદ કરી કરીને રોતાં રોતાં એણે કહેવા માંડ્યું:

'ભાભી! તું તો હરગમાં ગઇ, પણ અહિં તારા એકના એક પેટના જણ્યાને શું કામ પાછળ મૂકતી ગઇ!...એ બાપડો નવી માના હાથના ઠોબલા ખાય છે...ભાભી! મરતા પહેલાં તું કહેતી હતી એ ચકલીની વાત વાળા ભાઇ તો બની ગયા છે... મેં તને વચન આપ્યું છે પણ આ ઘરમાં મારે માટે જ સાંસા છે ત્યાં તારા છોકરાને હું તે બાઇ શી રીતે સાચવું?... એ કરતાં તો તું ત્યાં મારા આયખાનો ચોપડો કઢાવ ને મને તારી પાસે ઝટઝટ બોલાવી લે......!'

બીજી તરફ ફોઇના ચડાવ્યાથી મગનીએ પણ બાપના ઘેર આવવાનો સમય સાધીને જ નવી સાથે ઝઘડો કર્યો.

'મારા બાપનું છે ને ખાઉં છું, કંઇ તારા બાપનું નથી ખાતો તે તું મને ધરાઇને ધાન પણ આપતી નથી. તું તારા મનમાં સમજે છે શું...બોલતો નથી ત્યાં સુધી નહિં તો તારૂં માથું જ ફોડી નાખીશ.' એમ બોલતો નાની સામે ઉછળી ઉછળીને મારવા ધસતો હતો.

એ મફતનો તમાસો જોવા આંગણામાં ને બહાર લોકોની ઠઠ જામી હતી.

એથી ભેંગારને ચીડ ચડી. કપડાં ઉતારતાં ઉતારતાં એણે સમજુને કહ્યું 'આ શા ઢેઢ ફજેતા માંડયા છે?'

પણ સમજુએ રોવાની રાગણી ચાલુ રાખી.

ભેંગારે મગનીઆને ધમકાવવા માંડયો: 'ચૂપ કર, નાને મોઢે આવી વાતો શોભતી નથી!'

એથી તો મગનીઓ વધુ ચગ્યો: 'તમે જ એને ફટવી છે. બાયડી જોઇને આમ ઢીલા શું થઇ ગયા છો?'

બહારથી આવેલા માનવીને ઘરમાં પગ મૂકતાં જ આવા ભવાડા જોઇને ચીઢ ચડે, તેમ ભેંગાર ચિડાયો.

'બસ કર હવે...'એણે રાડ નાખી.

'નહિં બસ કરૂં! શું કરશો? મારી નાખશો? એ ભૂખે મારી નાખે એના કરતાં તો તમે જ મારી નાખો...' મગનીએ રાડારાડ પાડવા માંડી.

ભેંગાર વિશેષ ઉશ્કેરાયો. એણે મગનીઆને એક તમાચો ચોડી દીધો.

મગનીઓ એની જ રાહ જોઇને બેસી રહ્યો હોય તેમ એણે 'મારી નાખ્યો રે! મને મારી નાખ્યો રે!' ની બૂમરાણ મચાવી દીધી.

ભેંગાર એને પકડવા આગળ ધસ્યો અને મગનીઓ બૂમરાણ કરતો બારણા તરફ દોડયો.

ત્યાં તો સમજુ રડવાના ઢોંગ છોડી 'હાય હાયરે! એને

શીદ મારી નાખે છે?' કરતી બહાર દોડી આવી. એના માથા પરથી છેડો ઉતરી ગયો હતો, વાળ વિખરાઈને આમ તેમ ઉડતા હતા, તેથી એ વિકરાળ દેખાતી હતી.

ખેંગારે ગુસ્સાના આવેશમાં એને આંગણે એકઠાં થયેલાં લોકોને તતડાવવા માંડયાં 'જાઓ તમારે ઘેર. અહિં શા માટે ટોળે વળ્યાં છો?'

ટોળામાંથી કોઈકે કહ્યું: 'બાયડી આગળ કંઈ ચાલતું નથી એટલે બીજાઓ આગળ બોલવા નીકળ્યા!...બિચારા છોકરાનીયે સંભાળ લેવાતી નથી તો બાપ શીદ થયા'તા!...'

ખેંગારે સમજુને કહ્યું: 'આ તને શું સૂઝયું છે? તું જ ઘરના ભવાડા કરવા નીકળી છે! ઘરમાં આવ ઘરમાં!'

પણ સમજુનો મિજાજ આજે એની વાત સાંભળવા જેવો રહ્યો નહોતો. દોડતી દોડતી એ મગનીઆની પાસે ગઈ ને એને હૈયા સરસો દાબી વહાલ કરવા લાગી!

કોઈની ઓથ મળવાથી મગનીઓ વધારે વધારે બરાડા પાડવા લાગ્યો.

એટલે ખેંગાર કંટાળીને ઘરમાં ગયો.

[ ૭ ]

'કયાં ગઈ એ?' ખેંગારે બહારનો કંટાળો ઘરમાં કાઢવાને ઇરાદે ઘરમાં પેસતાં જ રાડ નાખી.

'કોનું મારૂં કામ છે?' બરફના માટલા જેવી ઠંડી રીતે બોલતી નાની સ્વસ્થ રીતે તેની સામે આવી. 'આ રહી, બોલો મારૂં શું કામ પડયું?'

નાનીની ટાઢીબોળ સ્વસ્થતા, સામે ચાલીને આવતી વખતની એની ચાલની મક્કમતા અને એના મુખ પરના ભાવ જોઈ ખેંગારનો પચાસ ટકા જેટલો ગુસ્સો તો પ્રકાશની હાજરીમાં અંધકાર થઈ જાય તેમ અદૃશ્ય થઈ ગયો.

છતાં આજના ભવાડાથી એ ઘણો જ ઉશ્કેરાઇ ગયો હતો.

'આ બધું શું છે?' એણે નવીને તતડાવવાની શરૂઆત કરી.

'જે તમે જુવો છો તે જ.' નાનીએ ઠંડે કાળજે જવાબ આપ્યો.

'મારે ત્યાં આવા ભવાડા નહિ ચાલે.'

'તો એ અટકાવવાનો બંદોબસ્ત કરો.'

'આ મગનીઓ શું કહે છે?'

'જે તમારાં બહેને શીખવ્યું છે તે!'

'તું એને ભૂખે મારે છે?'

'તો એને જે ધરાઇને જમાડે તેને રસોડાની હકુમત સોંપો!'

એ સાંભળીને સમજુ બહાર ઊભાં ઊભાં જ લાંબા ટૂંકા હાથ કરીને કહેવા લાગી: ''જોયું આ બોલ બોલે છે એ? જરા યે ડરે છે પણ ખરી?'

'સમજુ! તું વચ્ચે બોલીશ નહિં.' ખેંગારે એને વારી.

'તે મને કંઇ એના બાપનો ડર નથી. તમે એનાથી ડરતા હો તો ભલે.'

'સમજુ!' ખેંગારે બરાડો પાડ્યો.

'વિધવા બહેન ઉપર જોર કાઢવાને બદલે તમારી રાં–ને બોલતી અટકાવો ને? બીજા કોઇને ઘેર બાયડી આવું બોલતી હોય તો હાડકાં રંગાઇ જાય...'

'એટલી હોંશ તમારે પુરી કરવી હોય તો બાકી શીદ રાખો છો?' નવીએ વઢકણી નણંદને સંભળાવી દીધું!

'જોયું આ, જોયું આ બોલે છે તે? કોઇ સાંભળો તો ખરા?' સમજુએ ફરીથી રડારાડ શરૂ કરી.

'બહેન! હવે તું બોલતી જરા બંધ થઇશ? અને તું પણ ખૂબ ફાટી છે કેમ?' ખેંગારે નાની સામે ડોળા તતડાવ્યા. એ

પોતાની મર્દાઇ બતાવવાનો લાગ શોધતો હતો !

'મારો આમાં કશો જ વાંક નથી.' નાનીએ જરા પણ ગભરાયા વિના કહ્યું.

'તું મારી સામે બોલે છે ?' કહેતાં ખેંગારે નાનીપર ધસી જઇને એને બે ત્રણ ધોલ લગાવી દીધી.

'બસને ? પુરેપુરી મર્દાઇ બતાવી રહ્યા ? હવે થયો સંતોષ ?' ઠંડી ક્રુરતા જાતે બોલતી હોય તેમ નાની બોલતી હતી.

ભાભીને માર પડયો તેથી સમજુ રાજી રાજી થઇ ગઇ. પણ નાનીનાં છેલ્લાં વચનોએ ખેંગાર માટે કટારનું કામ કર્યું. એની મર્દાઇપર એ કારી ઘા હતો. એનું સ્વમાન પૂરેપૂરું ઘવાઇ ગયું હતું.

પણ હવે નાનીની સામે જોવાનું સામર્થ્ય રહ્યું નહોતું.

માથે હાથ મૂકીને એ બાજુના ઓટલાપર બેસી ગયો.

તે રાત્રે ખેંગારના ઘરમાં કોઇએ વાળુ ન કર્યું.

[ ૮ ]

સમજુએ ઝઘડો કરાવ્યો ત્યારથી નાનીએ રસોઇનું તેમજ પીરસવાનું કામ છોડી દીધું !

સમજુ કરવા ગઈ એક ને થઈ ગયું બીજુ જ. એ ભાભીને દબાવવા માગતી હતીઃ પણ ભાભી હતી તે કરતાં વિશેષ સ્વાધીન બની ગઇ.

મગનને એકલાને જ નહિં પણ હવે તો ખેંગારનેય ખાવા પીવાની વધુ તકલીફ પડવા માંડી, પરંતુ સમજુ બડબડાટ કરીને બેસી રહેતી. ખેંગારથીયે નાનીને કશું કહેવાતું નહિં. સ્વાધીનતાની અદેહી પ્રતિમા જેવી એને જોઇને જ ઘરનાં બધાં એનાથી દબાવા લાગ્યાં.

નિર્ભયતા એજ જીવન છે. માનવીઃજયારથી ભયને ફગાવી દે છે ત્યારથી તે નવજીવન પામે છે. નિર્ભય બનેલી નારી

સાથે કામ લેવું એ કાચાપોચા માનવીનું કામ નથી.

ખેંગાર સ્વીકારતો નહિં છતાં માનતો હતો કે એણે લગ્ન કરીને નાનીને ભયંકર અન્યાય કર્યો છે: એ અન્યાયનું પુરેપુરૂં ભાન નાનીને છે. નાનીનું દિલ વેરાન બની ગયું હતું અને તેમાં હવે પ્રેમની વાટિકા ખીલી શકે તેમ નથી.

એટલે ખેંગારનામાં એને વશ કરવાની શ્રદ્ધા રહી નહોતી. શ્રદ્ધાની ઊણપમાંથી પરાજિત માનસનો જન્મ થાય છે. ખેંગાર નાની આગળ પરાજિત બની ગયો હતો.

નાની રૂપ રૂપનો ભંડાર હતી: એ રૂપ ખેંગાર માટે આગ જેવું હતું. પોતાની ભોગ્ય વસ્તુનો જ્યારે ભોક્તા ઇચ્છાનુસાર લાભ ન લઈ શકે ત્યારે એને માટે તે વસ્તુ દુ:ખદાયક થઇ પડે છે.

એક રાત્રે ખેંગાર નાની આગળ હૈયાની વરાળ કાલવી રહ્યો હતો: 'આમને આમ જીંદગી કેમ જશે?'

'શા માટે નહિં જાય? તમને શું નથી મળતું?' નાની પત્થરની પ્રતિમાની માફક સ્થિર ભાવે બોલતી હતી.

'તું કદી મારી સાથે હસીને બોલી છે? મારી તરફ તને કદી પ્રેમ થતો નથી?'

'તમે પ્રેમી થઇને મને લાવ્યા નથી. પતિ બનીને સ્ત્રી લઈ આવ્યા છો. તમારે જૂનીના દીકરાની અને તમારા ઘરકામની સંભાળ રાખનાર ઘરવાળી અને વંશવૃદ્ધિ માટે સ્ત્રી જોઇતી હતી. એ તમને મળી રહી છે. હું તમારૂં કયું કામ નથી કરતી?'

'લોકો તારા રૂપનાં વખાણ કરે છે: કહે છે કે તું ગાય છે ને તારા ગળામાં કોયલ ટહુકે છે. તું વાતો કરે છે ને સાંભળનારા મુગ્ધ બને છે: તું હસે છે ને ફુલ વેરાય છે. એ સહુને માટે હશે માત્ર મારે માટે એ દાનનો પ્રવાહ અટકી જાય છે!' બોલતાં બોલતાં ખેંગારે નિશ્વાસ મૂકયો.

'મેં તમને પહેલી જ રાત્રે કહી દીધું છે કે મને તમારી તરફ જરા યે પ્રેમ થતો નથી. માનવીનું મન બળાત્કારથી જીતી શકાતું નથી. તમે માલિક બનીને મારો દેહ મેળવવા માગતા હતા એ તમને મળ્યો. પણ હું તમને દિલ દઈ શકું તેમ નથી. તમે શરીરના ભૂખ્યા હતા તે તમને મળ્યું. મન મારે કબજે છે ને રહેશે. મારા પ્રેમને તમે જ મારી નાખ્યો છે. સ્ત્રીનો પ્રેમ મરી પરવારે ત્યારે તે હળાહળ બને છે.' નાનીના અંતરમાં બેસીને સમગ્ર નારી જાતિનો આત્મા અત્યારે બોલી રહ્યો હતો.

'તારે જે કહેવું હોય તે કહે, હું સાંભળવા તૈયાર છું. માત્ર તું એક જ વખત મારી સાથે હસીને વાત કર. મારી આ એક જ માગણી તું સ્વીકાર.' ખેંગાર કાલાવાલા કરવા લાગ્યો.

'એજ અશકય છે. મરેલું દિલ લઈને હું તમારી વહેલમાં બેસીને આવી છું. એ દિલમાં પ્રેમ પાંગરી શકે તેમ નથી. તમે જાન લઈને આવ્યા ત્યારે તમારૂં જે વર્ણન મેં મારી સહિયરોને મુખે સાંભળ્યું ત્યારથી મને તમારી તરફ ઘૃણા ઉત્પન્ન થઈ હતી. ચોરીમાં આવડા મોટા છતાં તમે મારા જેવી કન્યાના પંજા સાથે જે અટકચાળાં કર્યાં, વહેલમાં તમે મારા શરીરનો સ્પર્શ કરવા જે ચેનચાળા કર્યા અને છેવટે પ્રથમ મિલન વખતે તમે જે વર્તન ચલાવ્યું એથી તમે જ સાબિતી આપી છે કે તમે દેહના ભૂખ્યા છો: દિલના નહિં. એ તમને મળી રહેલ છે: પણ સમર્પણ રૂપે તે તમારા ચરણે ન્યોછાવર થયો નથી. માત્ર ભૂખાળવાં શિકારી પ્રાણીઓ શિકારનો ભોગ લે એ રીતે તમે એનો ભોગ લઈ રહ્યા છો. તમારે વંશવૃદ્ધિ માટે એક સ્ત્રી જોઈતી હતી. એ તમારી ઉમેદ પણ હવે તો ફળી છે...'

'નવી, નવી, હવે કેટલા થા કરવા છે!'

'સાભળવું ન હોય તો મારે કશું કહેવું નથી. બાકી થા.

તો દિલના ને દેહના તમે મને કેટલા કર્યા છે તે તમારા અંતરાત્માને જ પૂછી જુઓ ને ? સ્રીને મારવામાં પણ તમને મર્દાઇ દેખાય છે અને એ બહાદૂરી પણ આપે બતાવી જ દીધી છે !'

'નવી, નવી ! મને માફ કર.'

'હું ? એક સ્રી, પુરૂષને માફ શું કરવાની હતી ? અમે તો સહુનું સાંભળી લઇએ, સાંખી લઇએ છતાં સહુની પાસે અમારે જ માફી માગવી પડે કેમકે નારીનું એ કર્તવ્ય મનાયું છે. અમારૂં જીવન રહસ્ય મુંગી કિતાબ જેવું છે. એ વાંચવાની આંખ હજુ અમનેજ લાધી નથી. સ્રીઓને અનંત વેદનાઓ વેઠવી પડે છતાં તે સદાને માટે અવ્યકત જ રહે છે, કેમકે તે વ્યક્ત કરવાની વાણી હજુ અમને આવડતી નથી. નારીનાં જીવન ચારે દિશાએથી બંધનોથી જકડાયલાં છે. છતાં તેની સામે વિદ્રોહ જગાડવાની વૃત્તિ અમારાં હૈયાંને હચમચાવી મૂકતી નથી, કેમકે સ્રી આખરે સ્રી જ છે અને અનંત યુગો સુધી સ્રી જ રહેશે. તમો પુરૂષો તમારા જ અભિમાનને લીધે અમને ઓળખી શકવાના નથી...'

'નવી, નવી ! હવે બસ કર. આ હૈયામાં હવે વધુ ખંજર ન હુલાવ ! હું તને ઓળખી શકયો નહિં...'

'અને હવે મને ઓળખવાનો મિથ્યા પ્રયાસ કરશો નહિં.'

'તારા પ્રેમની પ્રસાદીથી શું હું હંમેશને સારૂ વંચિત રહીશ ?'

'જે મળી રહે છે એથી જ સંતોષ માનશો તો તમે ને હું બન્ને સુખી થઇશું. અશકયને શકય કરવા જતાં શકયનેય ગુમાવી બેસાય છે એ ન ભૂલશો. દેહને છોડી દિલને પકડવા જશો તો એ દિલને સંગ્રહનાર દેહ પણ ગુમાવી બેસશો."

'ના, ના, કૃપા કરીને એવી બુરી કલ્પના પણ ના કરતી

હું કમભાગી છું. કમભાગી બડભાગી નથી થઇ શકતો. પણ મેં ખરેખર તને દુઃખી જ કરી છે. હું જો આવું જાણતો હોત...'

'દેહલગ્નનો ભૂખાળવો કયો પુરૂષ એ જાણવા નવરો છે?'

એંગાર વધુ ન બોલ્યો. એની બાકીની રાત વિચારોની મથામણમાં જ પુરી થઇ.

નાનીએ પણ આખી રાત રોઇ રોઇને જ વિતાવી.

[ ૯ ]

એંગારનું ચિત્ત થોડા દિવસ સુધી તો કામમાં ચોંટયું નહિં. રસ્તે ચાલતો હોય, દુકાનદારીનું કામ કરતો હોય, ચોપડા લખતો હોય કે કોઇની સાથે ડહાપણની વાતો કરતો હોય, ત્યારે એના કાનમાં અવાજ સંભળાતો: 'તમે મારો ભોગ લીધો છે!'

ગભરાઈને એંગાર આમતેમ જોતો, ભાન ભૂલીને, અવાક બની તે ચમકી ઉઠતો. 'નાની જાતે આવીને તો આ શબ્દો સંભળાવી ગઇ નથી ને?' એવી ભ્રમણા તેના મનને થતી. છેવટે આંખો ચોળી આમતેમ જોઇ, નાની આજુબાજુમાં કયાંય નથી એવી ખાત્રી કરી લેતો ત્યારે જ એના જીવને શાતા વળતી! વાદીના કરંડીઆમાંના સાપની માફક, અનેક વખત વળ ખાઇ ખાઇને એના મગજમાં 'નવી'ને લગતા જ વિચારો ઘોળાતા.

'એની જીભ તલ્વારની ધાર જેવી છે, પણ આમ છે હાચુકલી! હાચુકલાં માનવી હમેશાં બીજાઓને તીખાં જ લાગે છે. પણ એને અન્યાય કયાં ઓછો કર્યો છે? મેં ખટપટ કરીને એના બાપની નિર્ધનતાનો લાભ લીધો ન હોત, તો એને એની જ ઉમ્મરનો સમોવડીઓ વર મળી રહેત. એનું રૂપ રાજાનો રણવાસ શોભાવે એવું છે. એટલે એને રૂપગુણ સંપન્ન નવજુવાન પતિ મળત. સરખી ઉમ્મર હોત તો 'નવી'નું રૂપ

અને યૌવન બન્ને ખિલી ઉઠત: બેઉ નવાં, અજાણ્યાં, આશાભર્યાં હોત એટલે એમને આકાશ સુધી પહોંચતાં સોનેરી સ્વપ્નોની નગરી રચવાની ઇચ્છા થાત. મારી સાથે પરણીને એ બિચારીએ શું સુખ મેળવ્યું ? કોઇની સાથે એ હસીને વાત કરે તો હું એની સાથે ચિડાઉં, શંકાની નજરે જોઉં અને બહેન તો એની ઉપર બીજાને મોહી પડવાનો આક્ષેપ જ મૂકે ! મેં દુનિયા જોઇ, સંસાર માણ્યો, અનુભવ્યો અને એ હજી સાવ અજાણી કુમળી કળી ! પરણીને આવી ત્યારથી પારકા જણ્યાની 'મા' થઇને આવી. 'સાવકી' તરીકે સહુ એની સામે શંકા અને અવિશ્વાસની જ નજરે જુવે ! મગનીએ પણ ઓછાં વિતાડયાં છે એને ? એતો હજુ ભલી છે નહિંતો આટલો ઘરસંસાર ચલાવે છે તેમ આજ કાલનીઓને જોતાં નવાઇ જેવું જ કહેવાય. અત્યારની છોકરીઓ જેવી આ પણ 'વંઠેલી' હોત, ને સામે થઇ વિદ્રોહનો વાવટો રોપીને ઊભી રહી હોત તો ? એને પડખે ગામડાનાં ને શહેરનાં જોઇએ તેટલાં રખડેલાં આવી મળત. સાચે જ એ નારી સહિષ્ણુતાની અને સંયમની પ્રતિમા છે. એના હૈયામાંથી પ્રેમ, મમતા અને કરૂણાનો અખંડ ધોધ જ વહે છે. જે દિવસે નારી એ સંયમ છોડે, જ્યારે એના હૈયાનો એ ધોધ સુકાઇ જાય, ત્યારે એ લાવણ્યમયી લલના વિનાશીની ચંડિકા જ બની જાય. એ જ વખતે જગતમાં પ્રલયકાળ જન્મી પડે ! એટલું આ નથી કરતી એ એનો ઉપકાર ! એ જેટલું પોતાની મેળે આપી રહી છે તેથી વિશેષ માગવાનો હું હકદાર નથી.'

જ્યારે જ્યારે ખેંગારને આવા વિચારો થતા, ત્યારે ત્યારે એ નાનીથી ડરવા લાગતો. 'સ્ત્રી તો મર્યાદામાં હોય ત્યાં સુધી જ ગાય, બાકી તો ઘવાયેલી વાઘણ જેવી' એવી કલ્પનાથી એ કમ્પી ઉઠતો.

એક વખતે તો તેણે જ માન્યું હતું કે: 'સ્ત્રીઓ બાળકો

સમી હોય છે. એમને મન રિઝવવા રમકડાં જોઇતાં હોય છે. કપડાં, દાગીના ને ગમે તેવો પતિ મળી રહે એટલે એ પલકની પુતળી પાંસરી થઇ જાય. એનો ગમે તેવો મિજાજ પણ સીધોદોર થઇ જાય.' પણ જે માટીમાંથી સામાન્ય સ્ત્રીનું ઘડતર થયું હોય છે તે માટીમાંથી નાની ઘડાઇ નહોતી. એવી થોડાજ વખતમાં ખેંગારના મનની ખાત્રી થઇ ગઇ.

તો પણ છેવટે તો એ પુરૂષ હતો! અનેક વખત એવું પતિપણાનું અભિમાન એના માથામાં ઘુમરીઓ ખાતું અને તે નાનીને, 'સીધીદોર' કરવાની તૈયારી કરતો! નાનીના માલિક બનવાની એને હોંશ થતી. પણ નાનીનું મન એનાથી જીતી શકાતું નહિં. ઉલટું એનું મન જ એના કબજામાં રહ્યું નહોતું તેથી તે અસહાય બની ગયો હતો. એની ઇચ્છા હતી કે એનું મન નાનીના ચરણમાં સમર્પી શકાય; પણ નાનીને એ સમર્પણ ખપતું નહતું. એના અંતરના અરિસામાં નવીની મૂર્તિછાયા તરવરતી જોવા તે તલસતો હતો, પણ નાનીના અંતરને જ તેણે તોડી ફોડીને છિન્ન ભિન્ન કરી નાખ્યું હતું. નાનીના અંતરમાં ખેંગારે જે આગ સળગાવી હતી તે હોલવાય તેવી નહોતી. પણ એ આગના ભડકા ખેંગારના દિલને સ્પર્શી ગયા હતા, તેથી તે સદાય જલતું રહેતું, એ આગ બુઝાવવાની તાકત એનામાં નહોતી!

એક દિવસ ખેંગાર ખેતરમાંથી આવતો હતો, ભુપતનો રસ્તામાં એને સથવારો મળી ગયો. એ દિવસોમાં ખેંગારના દિલમાં નવીને કોઈ પણ રીતે વશ કરવાના જ વિચારો ઘોળાઇ રહ્યા હતા. એટલે એના દિલમાંથી એ જ ઊભરો નીકળી ગયો.

ભુપતને તો તક જ જોઇતી હતી. એ તક એને આમ અચાનક મળી ગઇ.

'બાયડીને વશ કરવી એ તો રમત વાત છે. ખેંગારભાઇ, હું તો તમારાથી નાનો છું એટલે એવી વાત કરતાં મને સંકોચ

થાય છે, તમે મારાથી મોટા...'

'બાપુ, મોટા ને નાના, બધી યે ભગવાનના ઘરની માયા છે. દુનિયામાં તો ગુરૂ કરતાં ચેલા ચડે છે. મારૂં ગાડું પાટે ચડાવી આપે તો ભૂપત! તારો ઉપકાર જનમભર નહિં ભૂલું.' એંગાર ઢીલો વ્હીલો થઇને બોલતો હતો.

'જુઓ ભાઇ, બાયડીને વશ કરવા માટે તો અનેક રસ્તા છે. એને પહેલેથી જ દબાવી દેવી એ સહુથી સારો રસ્તો છે.'

'પણ આ તો જુદી માટીની ઘડેલી છે ભૂપત!'

'માટે તો એનાથી ખૂબ ચેતતા રહેવું જોઇએ. એંગારભાઇ, બાયડીની જાત ભાયડો જરા ઢીલો છે એમ લાગે તો માથે છેડો નાખીને ફરતાં એને જરાયે વાર ના થાય. પેલી કહેવતમાં કહ્યું છે ને કે બાયડી રહે તો આપથી અને જાય તો સગા બાપથી! એ ખોટું નથી. બીજો રસ્તો છે એને રાજી રાખીને કામ લેવાનો. એ જે માગે તે હાજર કરો, એ કહે તે કરો. એટલે એ તમારી જ થઇ જાય.'

'એમ રમકડાથી રિઝે એવી આ કાચી માયા નથી તો. એ તો બિચારી મગનીઆની મા હતી. પણ એ તો ભગવાનને ઘેર ગઇ...' આકાશ તરફ જોઇ એંગારે નિસાસો મૂકયો.

'તમારે એંગારભાઇ, જરા મર્દાઇ તો બતાવવી જોઇશે. કહેશો તો હું તમને એમાં મદદ કરીશ'

'તો તારો એટલો પા'ડ ભાઇ!'

'પણ મારે એ માયાને ઓળખવી પડશે.'

'તેની કોણે ના પાડી? તું એનો દિયર છે!'

એ માયાને જન્માષ્ટમીના મેળામાં ચગડોળમાં ભૂપતે બરાબર જોઇ હતી અને એના હાથની પ્રસાદી પણ ચાખી હતી! પણ એંગાર એ વાત જાણતો નહોતો. સમજુ તો એની સાધેલી જ હતી અને એંગાર જાતે થઇને એને ઘરપ્રવેશની છૂટ

આપતો હતો ! ભૂપતને માટે નાનીને જાળમાં ફસાવવા આપો-આપ સગવડ સાંપડી જતી હતી.

'ખેંગારભાઇ, માઠું ન લગાડો તો એક વાત કહું.' ભૂપતે લાગ જોઇને પાસો ફેંકવાની શરૂઆત કરી.

'તારે જે કહેવું હોય તે બે...ધા...શક કહે. તારી ઉપર મારે માઠું લગાડવાનું હોય ! તું કંઇ પારકો છે ?'

'પારકો નથી એટલે તો મને લાગી આવે છે. તમો કહો છો એવાં નવી ભાભી જબરાં હોય તો, કદાચ હું એમને એ વાત કહેવા જાઉં ને મારે જ ગળે પડે તો ? બાયડીની જાત. ભડાક કરે ને એ તો કહી નાખે કે: 'ભૂપતભાઇ મારી આબરૂ ઉપર હાથ નાખવા આયા'તા.' એ વખતે તમે ખરૂં માની લો ને સારૂં કરવા જતાં મારી ને તમારી વચ્ચે નકામી તકરાર થાય.'

'હું તે કાંઇ નાનકડો કીકો છું કે અણસમજુ છું ? મેંય પીસ્તાલીસ દીવાળીઓ જોઇ છે ભૂપત ! આ માથે ધોળાં અમસ્તાં નથી આવ્યાં, સમજ્યો ને ?'

'જો એમ હોય તો પછી આખી દુનિયાં ઝખ મારે છે. કેમ કે બાયડીની જાત એની મરજીની વચ્ચે આવે એવા પુરૂષ ઉપર તો ઘવાયલી વાઘણની જેમ તરપે છે ! પણ બીજા યે ઉપાય છે ખરા, જો એ અજમાવી જોવા હોય તો.'

'તો એ બતાવ ભાઇ, મારે તો ટપટપ સાથે નહિં પણ રોટલા સાથે કામ છે.'

'ગમે એવી બાયડી હોય તો યે એને મોહિની વિદ્યાથી વશ કરી શકાય છે. વશીકરણ, કામણ જાણતો હોય તેવો માનવી મંત્રીને ચપટી ચોખા આપે કે, કાગળમાં એકાદ મંત્ર લખી આપે ને તે પાણીમાં ધોઇ પાઇએ એટલે તોફાની વછેરા જેવી બાયડી પણ આંધળી ભીંત થઇ આપણી પાછળ પાછળ કા'ન પાછળ ગોપીઓ ભમતી હોય તેમ ભમ્યાં કરે.'

'એ પણ કંઇ ખોટું નહિં. પણ એવી મોહના વધા જાણનારાઓને ક્યાં શોધવા?'

'એ બાબતમાં પણ તમે મારી ઉપર ભરૂંસો રાખો ને હું જ તમને એવો ઘાવડી બતાવી દઇશ કે બેડો પાર!'

તે દહાડે ખેંગાર ઘેર આવ્યો ત્યારે મુદનિે બદલે મર્દ જેવો લાગતો હતો.

[૧૦]

'દેખ ભાઇ! તેરેકો કિસીને ઉલટા રસ્તા દિખાયા હૈ.' ખેંગારની સંસારકથા અથવા ખેંગારના શબ્દો પ્રમાણે એની દુઃખ કથા શાંતિથી સાંભળીને સ્વામીએ કહ્યું. 'જો ઘરમેં ખોયા હૈ વો બહાર ઢુંઢનેસે ઉસકી પ્રાપ્તિ નહિં હોતી હય.'

નિત્યાનંદજી ખેંગારના ગામથી એકાદ ગાઉ દૂર મોટા તળાવ પરના પુરાણા શિવાલયની બાજુની એક પડાળીમાં રહેતા હતા. એમના વદન પર જ્ઞાનની ચમક હતીઃ આંખોમાં અનુભવનો ભાર હતો. પચાસ સાઠ વર્ષની એમની ઉમ્મર હતી છતાં પીસ્તાલીસ જેવા જણાતા. જ્યારે જુવો ત્યારે તે આનંદી જ લાગતા.

ગામમાં ને એની આસપાસ એમને વિષે વિધવિધ પ્રકારની વાતો થતી. ભણેલા માનવીઓ કહેતાઃ 'સ્વામીજી ત્રણ ચાર ભાષાઓ જાણે છે અને તત્વજ્ઞાનમાં ઘણા ઊંડા ઉતરેલા છે. દુનિયાદારીમાં એ મોટા અમલદાર હતા. પંજાબ બાજુના હોય એમ લાગે છે.'

નવજવાનો ખાત્રીપૂર્વક જણાવતા કેઃ 'સ્વામીજી પંજાબી નહિં પણ બંગાળી છે. ક્રાંતિકારી છે. સત્તાવાળાઓની આંખોમાં ધૂળ નાખવા એમણે સન્યાસીનો સ્વાંગ સજ્યો છેઃ પણ એમને રાજકારણ અને અર્થશાસ્ત્રમાં રસ છે તેટલો ધર્મમાં નથી. એ આત્માની નહિં પણ મુલ્કની મુકિત માગે છે.'

અભણુ ગામડીઆઓ એમનામાં આસ્થા રાખતા અને કહેતાઃ 'બાપજી તો મરેલાને જીવતાં કરે, વાઝીઆને ઘેર ઘોડીઆં બંધાવે અને બાયડીને ભાયડો કે ભાયડાને બાયડી વશ થતી નાં હોય તો એમને કબૂતર જેવાં કે સારસની બેલડી જેવાં બનાવી આપે. એમને સૌ દોઢસો વર્ષ થયાં હશે પણ આ ગામમાં આયા છે તારના આવડા ને આવડા લાગે છે!'

ભૂપતે ખેંગારને એમના સંબંધમાં એ પ્રકારની વાતો કરીને મોકલ્યો હતો. ખેંગારે પોતાના દિલની બધીએ વાર્તા "બાપજી' પાસે કહી હતી.

'બાપજી! પણુ આપ તો સમરથ પુરૂષ છો. ધારો તે કરી આપો તેમ છો. મારૂં આટલું કાંમ કરી આપો. હું તમારે પગે પડું છું.'

ખેંગાર એટલું કહેતામાં સ્વામીજીના ચરણુમાં લાંબો થઇ ગયો.

શરદ પૂર્ણિમાની ચંદ્રિકા સમું સ્મિત કરી સ્વામીજીએ એને બે હાથ પકડી બેઠો કરીને કહ્યુંઃ 'ભાઇ! તું જ તને ભૂલી ગયો છે. પહેલ પ્રથમ તું તને ઓળખતાં શીખ.'

'ના, બાપજી મને એકાદ મંત્ર આપો. એ બાયડી મારે વશ થાય એવું કરો!'

'તેરેકો કીસને ધોખા દીયા હય ખેંગાર, તારી બધી યે વાત મેંને તો સાંભળી. મને તો ઉસમેં તેરા જ વાંક દેખાતો હૈ ભાઇ! મેં થોડા કોઇ મેલી વિદ્યાકા ઉપાસક હું કે તેરોકો એસા મંત્ર દેદું! કીસને તુઝે કહા કે હું એવા મંત્ર આપું છું?'

'બાપજી! ભૂ...પ...તે...'

'બડા છેલાણી હો કે ફીરતા હૈ વો! દેખ ભાઇ ખેંગાર, ઓ બડે ધોકેબાજ આદમી હૈ, ઉસસે ચેત કે રહેના, નહિં તો ઓ તુમારા ઘર માર દેગા ઔર સંસાર ઉજાડ દેગા. આને દે ઉસ પાજીકો ઇધર...'

'ના, ના, બાપજી એને કોઈ કરતાં કાંઈ કરશો નહિ. એણુ તો બાપડા જીવે......

'એ બાપડા જીવ નથી. ઝહેરી સાપ છે ઝહેરી! ધોખે મેં મત રહેના એંગાર. એસી મીઠી છૂરીથી બચના.'

'બાપજી! હવે તો તમારે શરણે આયો છું. મારો કે તારો તોયે તમે.'

'દેખ ભાઇ! સ્રીકી ઓર સાધુકી બહોત છેડછાડ ન કરની ચાહીએ. ઉસમેંસે સાર નહિં નીકળતા, હલાહલ હાથ આતા હય. સમજ્યા! તુને જો કહા ઉસસે મેરી તો એસી સલાહ હય કે તેરેકો જો કુછ મિલતા હૈ ઇતનેસે સંતોષ માન.'

'પણ બાપજી! એ તો મારી સામે જોતીએ નથી, હસીને કદી બોલતી નથી. એનું દિલ મારામાં નથી.'

'કેમકે એનો દિલ તેંજ તોડી નાખ્યો છે. તેં એના દિલની પરવા કરી નથી. માટે તો કહું છું કે જે મળે છે એટલાથી સંતોષ માન. વધુ ઊંડા ઉતરવા જવાથી છે તેય ગુમાવી બેસીશ.'

'પણ બાપજી!'

'એંગાર, એ બધી બાતો જવા દે. ઇધર કુછ બશીકરણ-વિદ્યા કી પાઠશાળા નહિ હૈ. લેકીન એક બાત સમજ લેના કે, મનને વશ કર્યા વિના બીજાને વશ કરાતા નથી. મનને બશ કરવા માટે સંયમકી બડી જરૂરત હૈ. કેમકે સંયમમેં જ માન-વંતા હૈ. પોતાની પત્ની પાસે પણ સંયમ રાખવો. સ્વાર્થવશ બનીને જે પતિ પત્ની પાસેથી પ્રેમની આશા રાખે છે વો પુરૂષ આત્મ છળ કરતા હૈ. તુમારા ઔર તુમારી પત્નીકા જીવનમેં સ્વભાવ સંબાદ નહિ હૈ. ઉસસે તુમ ઉસકા પ્રેમ સંપાદન નહિ કર સકોગે. સ્રીકો સમજનેકા તુમને પ્રયત્ન હી નહિં કિયા હૈ, અબ એસા પ્રયત્ન કરનેસે કુછ લાભ નહિં ઔર હાનિ બહુત

હૈ. અી હય પુરૂષકા માણુ. લેકીન તુમ તો ઉસીકા માણુકોહી પાંવ નીચે કુચલ ડાલતે હો! તુમકો ઉસકા પ્રેમ કયસે મીલ શકતા હૈ?'

'હાય, હાય! બાપજી! તો તો મારૂં સત્યાનાશ નીકળી જાય!'

ખેંગાર એ શબ્દો બોલ્યો પણ તે એની વાણી નહોતી. કાળની વાણી હતી, કાળ ખેંગારને મૂખે એ વાણી બોલતો હતો.

સ્વામીજીએ હસીને કહ્યું; 'ખેંગાર, એનો ઇતનો બધો ભય લાગતો હોય તો ઘરડી ઉમ્મરે જુવાન કન્યા સાથે પરણવા પહેલાં એનો વિચાર કરવો જોઇતો હતો.'

'બાપજી, મારી એટલી ભૂલ થઇ...'

'તો એનાં ફળ ભોગવ.'

'આપને શરણે હવે તો આવ્યો છું...'

'તો મારૂં કહ્યું માન. જે તને સ્વયંસ્ફુરણાથી મળે છે એટલાથી સંતોષ માન. ખેંગાર, ગોરખને તેરે જેસે આદમીઓંકે લીયે કહા હૈ વો મંત્ર ઠીક હૈ...'

'શ્યો મંત્ર, બાપજી! એવો એક જ મંતર મને આપો.'

'તો સુન:

આય મિલે સો દૂધ બરાબર;
મંગ લિયો સો પાની;
ખેંચ લિયો સો રક્ત બરાબર,
ગોરખ બોલે બાની.

આ મંત્ર સમજવા જેવો છે. ખેંગાર! તારી બાયડી તને જે કંઇ આપી રહી છે એને અમૃત માન. વધારેની આશા ફોગટ સમજ. પણ યાદ રાખ કે ઉસકે પર જબરતી કરવા જશે તો વિનાશ થશે. ચાલ હવે આ બાબતમાં મારે કંઇ વધારે કહેવું નથી. ॐ शिवाय नमः' બોલતા બોલતા સ્વામીજી અંદરની ઓરડીમાં ચાલ્યા ગયા.

અને ભેંગાર બાવરા જેવો એમની પાછળ જોઇ રહયો.

[ ૧૧ ]

સ્વામીજીને મળી આવ્યા પછી ભેંગાર ફીકામાં પડી ગયો. ભૂપત માટે સ્વામીજીએ સાવધાનીની જે ચેતવણી આપી તે સાચી હશે કે ખોટી? બાપજીને શું ખાવું લેવું છે તે બીજા કોઇના માટે નહિં ને ભૂપતને માટે જ એવું બોલે! ભૂપતના ચેન ચાળા પણ કંઇ સારા તો જણાતા નથી. એ વરણાગીઓ થઇને ફરે છે એજ બતાવે છે કે એનાં લક્ષણ સારાં નથી. સ્ત્રીઓને એકાંતમાં જોઇને તો મુનીવર પણ ચળી જાય. શંકર ભગવાન જેવા કામદેવના દુશ્મન પણ એકાંતમાં રૂપાળી ભીલડીને જોઇને તપમાં હતા તોયે લપસી પડયા'તા, મેનકાને જોઇને વિશ્વામિત્ર જેવા ઋષિ એ લપટાઇ ગયા હતા, ત્યારે આ ભૂપતનું તો ભલું પૂછવું! નવી નરી ઇંદ્રના ઘરની અપસરા જેવી છે: ભૂપત કુંવારો રઝળે છે. ભલે ને મારી સાથે સગાઇનો સંબંધ રાખતો હોય, પણ ખાનગીમાં એ જ ઘર મારી દે તો? નાની આમ તો ફસી પડે તેવી નથી, છતાં ભાઇ, ગમે તેમ પણ અસ્તરીની જાત! કયારે ફરી બેસે એનું કાંઇ કે'વાય નહિં. બાપજીએ જ કહ્યું 'તું ને કે: અસ્તરીની જાતને કોઇ પુરૂષ સમજી શકતો નથી, અને સમજવાનો પ્રયત્ન કરવા જતાં લાભને બદલે નુકશાન થાય છે!... ગમે તેમ તો ય ભૂપતની સરખામણીમાં હું ઘયડો તો ખરો જ ને? બાયડીને ઘયડા કરતાં જવાન ને એમાં પણ ભૂપત જેવો વરણાગીઓ ભાયડો જલદી પસંદ પડી જાય!...એ જ મને તે દા'ડે નો'તો કે'તો કે બાયડી મર્દાઇથી રીઝે! એના બોલવામાં કાંઇ ભેદ નહિં હોય? મારા ઘરમાં આજકાલ એની અવર જવર વધેલી લાગે છે. વખતે અત્યાર પહેલાં જ કાંઇ કોંદું જામી ગયું હોય તો? એ ભૂપત જ્યારે ને ત્યારે નવીની જ વાતો મારી

પાસે કરે છે, એની ચોંપતી ચોકી રાખવાની ભલામણ કરે છે. એક દા'ડો પેલા પ્રદ્યુમન ભાઈની સાથે નવી બહુ નખરાં કરે છે એવું પણ એ કહી ગયો !......એમ કરીને મારામાં એનો વિશ્વાસ બેસાડી જાતે જ ઘર મારતો હોય તો?...ના, ના. હું એને માટે ખોટો વિચાર કરૂં છું. એવું હોય તો સમજુ જાગતી જોઈ બેઠી છે ને ભૂપત જેવા તો એને આખા ને આખા ભરખી જાય તેવી આકળી છે......નવીનાં લટકાં ને નખરાં આમેય ઓછાં તો નથી હો! કહે છે કે એને પિયરમાં પણ લોકો નાની નખરાળી કહેતા હતા. આવડી અમસ્તી છે છતાં આખી દુનિયાંનું ડહાપણ લઈને આવી છે, એટલે સીંગમાંથીજ દાણો સડેલો હોય તો?......એમ ના હોય તો આટઆટલું કરૂં છું છતાં એકની એ થતી નથી. મારી સામે કદી હસીને જોયું છે એણે? અસ્તરીની જાત! એનાં ચરિતરને કોઈ ના પહોંચે !...થોડા દહાડા રહીને પિયર જશે એટલે વળી એને તો જૂની ગિલ્લીને જૂનો દાવ! એના દોસ્તારો વાટય જ જોઈને બેઠા હશે! પરદ્યુમનભાઈ આમ તો હારા માણસ છે. મોટા અમલદારના દીકરા છે. એ બી. એ. સુધી ભણેલા, એમને તો જોઈએ એવી રૂપાળી બાયડીઓ મળે, પણ આવડા ગામમાં નવી જેવી લટકાળી બાયડી જોઈને એ લોભાયા હોય તો?...નવી એમને જોઈને મલક મલક કરતી વાતો ખૂબ કરે છે એવું તો સમજુ પણ કહેતી હતી......'

આવા ને આવા વિચારોમાં રૂપાળી અને જુવાન નારીનો આધેડ વયનો પતિ સુકાવા માંડયો પણ એને લીધે એક લાભ પણ થયો. સ્વામીજીને મળી આવ્યા પછી એ કપડે લત્તે જરા વધુ ઠીક રહેવા માંડયો. મૂછના વાળોની ધોળાશ ઢાંકવા કાળો કલપ ચોપડવા માંડયો અને મર્દાઈ દેખાડવા થોડાંક વધુ પડતાં લટૂકડાં પણ કરવા લાગ્યો.

એક દિવસે એ ઘેર આવ્યો. હમણાં હમણાંથી ખેંગાર આંગણામાં આવે એટલે ચોરની માફક પોચે પગલે ડગ માંડતો. આજે પણ તે પોચે પગલે આંગણામાં પ્રવેશ્યો. સમજુ ઘેર નહોતી નાની રસોડામાં કંઇક કામ કરતી હતી, અને ધીરૂં ધીરૂં ગાણું ગણુગણતી હતી. ખેંગારે એ સાંભળ્યું અને આજુબાજુમાં કોઇ નથી એમ જોઇ, જરાયે ખડખડાટ ન થાય એમ રસોડાની ભીંતની ઓથે ઊભો રહી ગયો. એને નવીનાં ગાણાં સાંભળવાની ઇચ્છા હતી.

અંદરથી ગીત ઘુંટાતું જતું હતું:

સખિ! આપો મને કોઇ આણી
નિંદરડી ક્યારે ખોવાણી?
એના મારગથી હું છું અજાણી:
સખિ! શાને હશે એ રિસાણી:
નિંદરડી ક્યારે ખોવાણી?

નાનીના ગળામાંથી સામાન્ય સુર નહોતા નીકળતા, ખેંગારે તેના બુલબુલ, મેના ને કોયલના સુર સાંભળ્યા: કૃષ્ણની બંસીના દિલ ડોલાવણ નાદ સાંભળ્યાઃ સદીઓથી નિદ્રામાં છુપાઇ રહેલી સામવેદની સુરાવલિઓ શ્રવણ કરી: નાની ખોવાઇ ગયેલી નિંદરડીને પાછી મનાવી અશ્રુબંસી બજાવતી હતી કે રાધાવરની મધુર વાંસળી એના ગળામાં લપાઇને શોક ગીતો ગાઇ રહી હતી? એનો તોડ એ ન લાવી શકયો.

અંદરથી બ્રહ્માંડભરના માધુર્યના સાર સમી એની પત્ની સાખી ટહુકી રહી હતીઃ

શોધી ભર બ્રહ્માંડમાં, શોધ્યા ચૌદે લોક:
શોધ્યાં સરિતા સાગરો, શોધ્યા ચંદન ચોક.
એની ક્યાં ચે લાધી ના નિશાની
નિંદરડી ક્યારે ખોવાણી?

આખી આલમમાં એકલી અજાણી
નિંદરડી ક્યારે ખોવાણી ?

'આનાં ગીતમાં કોણ નાં લોભાય ?' ખેંગાર નિસાસો મૂકયો.

સંધ્યા છૂપે આભમાં, ફૂલડે છૂપે પરાગ.
પ્રિયા પ્રિયતમ કીકીમાં, કોકિલ કંઠે રાગ.
સખિ ! એવી રીતે એ છૂપાણી,
સખિ લાવો ! એને કો મનાવી.
નિંદરડી ક્યારે ખોવાણી ?

'હું એનો પ્રિયતમ બનવા જેટલો નશીબદાર હોત તો ?... મારી કીકીમાં એ આ જીવનમાં તો આવીને નહિં જ શમાય ?...' ખેંગાર જેમ જેમ સાંભળતો તેમ તેમ વધુ દુઃખી થતો હતો.

શોધ્યો સ્નેહી સ્વજનમાં, શોધ્યો લોક સમાજ;
વનવનના પડદા વીંધ્યા, શોધ્યા સાગર પાર.
હું તો, માનવ સમાજે લૂંટાણી:
નિંદરડી ત્યારે ખોવાણી !
સખિ ! નીશા સૂની એ વિનાની:
સખિ ! એ તો વ્હાલમની એંધાણી
નિંદરડીને લાવો મનાવી.

'વ્હાલમની એંધાણી ? કોણ હશે એનો એ રસિયો વ્હાલમ ? કોના વિના એની રાતો સૂની જાય છે ?'

ખેંગારે એ ગીત સાંભળ્યું ને એનું અંતર વધુ ઘવાયું !

[ ૧૨ ]

એ રાતે ખેંગારે મર્દાઇ બતાવવાનો મક્કમ નિરધાર કર્યો હતો.

'નવી ! સાચું કહેજે હોં...'

'હજુ હું જૂઠું બોલી જ નથી, પછી આ ખાત્રી માગવાનું કારણ ?'

'કહે છે કે, તારે પિયરમાં દોસ્તારો હતા?'

'જરૂર. એકલા દોસ્તારો જ શું કરવા? દોસ્તદારણો પણ હતી.'

'મારે તો એકલા દોસ્તદારોનું કામ છે. કેટલા હતા?'

'ઘણા બધા. આટલા!' નાનીએ બે હાથ પહોળા કરી ને અભિનય કર્યો.

'એ તને ખૂબ ચહાતા હતા?'

'જરૂર. અને હું એમને પણ ખૂબ ચહાતી હતી. દોસ્તારોને કોણ ન ચહાય?'

'તને એ બધા યાદ આવે છે?'

'અલબત્ત, બાલપણાના ગોઠીઆઓને કેમ કરીને વીસરી શકાય? તમે જ કહોને, વીસરી શકાય ખરા?'

ખેંગાર નાનીના બાળક જેવા ભાવ ઝીલવા કે એના પ્રશ્નનો જવાબ આપવાના મિજાજમાં નહોતો. જેમ જેમ તે નાનીના જવાબો સાંભળતો ગયો તેમ તેમ એની ખોપરીમાં રહેલી આગમાં પેટ્રોલ હોમાતું ગયું!

'હજુ તું એમને ચહાય છે?'

'એવાને એવા જ.'

'એમના વિના તને ઊંઘ નથી આવતી?'

'જરાયે નહિં?'

'તને એ ખૂબ લડાવતા ને પ્યાર કરતા?'

'એવા કે તમે હમણાં જુઓ તો તમે ય ખુશ ખુશ થઇ જાઓ.'

'કેવી રીતે લડાવતા?'

'મને કોઇ ગોપી કહે તો કોઇ રાધા કહે...'

'અને પછી એ વાંસળી વગાડે?'

'હા, અને હું એ વેણુનાદથી ઘેલી બનું!'

'એમને મળવા તારે જવું છે?'

'હોશ તો બહુએ છે. પણ પછી તમે?... તમે મને મોકલશો ખરા ને?'

'આ સ્ત્રી અદ્દભુત છે! એક વખત એમ થઇ જાય છે કે એક જ ઝટકે એના બે કટકા કરી નાખું, તો બીજી વખત એને બોલતી સાંભળ્યા જ કરૂં એમ થાય છે!' ખેંગાર એની સામે ટગર ટગર જોઇ રહી મનમાં બબડયો.

'તારા એ દોસ્તારોનાં નામ તો હશે ને?' ખેંગારે પૂછ્યું.

'કેમ નહિં? નામ વિનાની આ દુનિયામાં કોઇ પણ ચીજ હોય છે!'

'કહે જો.'

'સાંભળવાં છે?'

'હા.'

'સાંભળીને શું કરશો?'

'જાણું તો ખરો, એ કોણ કોણ છે?'

'એમણે મારી ઉપર બહુ વ્હાલ બતાવ્યું હોય તો તમને એમની અદેખાઇ આવે કે એમની ઉપર ચીડ ચડે?'

'એ પછી કહીશ,' ખેંગારની નસેનસમાં ગરમ લોહી દોડી રહ્યું હતું. આવી ભયંકર વાતો આ સ્ત્રી આટલી સરળ રીતે કરી રહી હતી તે જોઇને એ પણ પળભર કંપી જતો. 'આ તે નારી છે કે રાક્ષસી?'

'પોતાની બાયડીને એક વખત કોઇએ ચાહી હોય, અને પરણ્યા પછી પણ એ બાયડી એમને ચહાવાનો પોતાના જ પરણ્યાની પાસે એકરાર કરે તે સાંભળીને કયા ભાયડાને ક્રોધ ન ચડે?'

'તું એટલું સમજે છે?

'કેમ નહિં? હું કંઇ આવડી કીકલી નથી. હું તો તમારા

જેવા પીઢ પુરૂષની પત્ની, મગન જેવડા મારા સમોવડીઆ દીકરાની મા અને આખા ગામની કાકી ને મોટી ભાભી થઇને આવી છું. શું એટલુંએ નહિં સમજતી હોઉં?'

'અને છતાં તું ડરતી નથી?'

'શા માટે?'

'મારો તને ભય લાગતો નથી?'

'મને ભય શાનો લાગે? મારે હવે એવું શું ગુમાવવાનું બાકી રહ્યું છે કે મને ડર લાગે! ભય તો જેને કંઇ ગુમાવવાનું હોય તેને લાગે. મારે તો માત્ર રડવાનું અને મરવાનું જ બાકી છે. તે ભલે આજે આવે કે આવતી કાલે!'

'એમ શાથી?'

'આપના સરખા વૃદ્ધ પુરૂષની બાયડી બની હોય તેવી પ્રત્યેક આશાભરી કન્યાને માટે જીવનમાં એ બે જ વસ્તુઓ બાકી રહે છે!'

'નવી, એ બધી વાતો કો'ક બીજી વખતે નિરાંતે કરીશું. અત્યારે તો મારે તારા રસિયા વ્હાલમોની વાતો જાણવી છે.'

'તો એ જાણો. એમ તો પિયરનું કુતરૂં યે સૌને વહાલું લાગે છે પણ મારા રસિયા વ્હાલમો તો ખાસ છે: મારા ઘર આંગણાનો ગુલાબ અને બારમાસીના છોડ; ખેતરમાંનો આંબો, કુવાનો કાંઠો; નદીનો કિનારો અને મારા ઘર આગળથી નદી, કુવે ને ખેતર તરફ જતા રસ્તા, એ મારા ખાસ રસિયા વ્હાલમો. એમની માયા મમતા મારાથી વીસરાતી નથી. કેમકે એ મને ખૂબ પ્રેમ કરતા હતા!'

નવીના આ અજબ પ્રેમીઓની વિચિત્ર વાતો સાંભળીને ખેંગાર તો દિંગ્મૂઢ જ બની ગયો!

'મારી બહેનપણીઓમાં નદી, ફૂલોની વેલીઓ, ગોરી ગાય, નાગોરી ભેંસ એટલાં તો ખાસ: બાકી તો પિયરની ધૂળ, મારા

ઘર પાસેના લીમડા પર પાકતી લીંબોળીઓ, એની ડાળીઓમાં છૂપાઇને બોલતી કોયલ, મેના, કાબરો, પીઠ પર પૂછડું ઉછાળતી દોડાદોડ કરતી ખીસકોલી એ બધી મારી સહિયરો !'

'પણ એક કહાન હતો ને તું ગોપી બનતી એ કોણ ?' હજુ ખેંગારના મનની શંકા હટી નહોતી.

'એક વખતે ગોરોના દહાડામાં અમે સહુ છોડીઓએ કહાન ગોપીની રમત માંડી હતી. તેમાં હું ગોપી બની હતી અને કહાન મારી એક બહેનપણી થઇ હતી. તે દિવસથી મારી સખિઓ મને ગોપી કહે છે કાનજી બનેલી સહિયર મને 'ઓ મારી વહાલી ગોપી!' કહીને હસે છે અને હું એને 'ઓ મારા નયન સલુણા શ્યામ, બંસીધર કૃષ્ણ!' કહીને ભેટી પડું છું! તે દા'ડાથી મારી બા પણ ઘણી વખત મને 'રાધા' 'મારી રધિકા !' કહીને કોઇ કોઇ વખત ગમ્મત કરે છે!'

'ત્યારે કોઇ છોકરા તને ચહાતા કે નહિ ?'

'ચહાતા, જરૂર ચહાતા! એમ તો આખા ગામના છોકરા મને ચહાતા. કોઇક વધુ તો કોઇક ઓછા. કેટલાક તો મારાં ગાણાં પાછળ ગાંડા બની જતા...'

'એ મ...'

'અને તું એમને ચહાતી ?' ખેંગારનાં માથામાં વળી વિચાર વન્હિ સળગ્યો.

'શા માટે ન ચહાઉં ? ગામની દીકરીને બહેન તરીકે ચહાતા નવજવાનોને કયી છોકરી ભાઇ તરીકે ચહાવાની ના પાડે ?...કેમ તમને શંકા પડે છે ?'

'ના, ના, નવી, મારા મનમાં ઘેરાયલાં શંકાનાં વાદળ દૂર થઇ ગયાં છે !'

કહેતો ખેંગાર નાનીના દેહને બાહુપાશમાં ભીંસી એના મુખ પર ચુંબનો વર્ષાવવા લાગ્યો.

ત્યારે નાની નિર્વિકાર, નિષ્ક્રિય, નિષ્કામ, પત્થરની પૂતળી બની ગઈ હતી.

ખેંગાર ભાનમાં આવ્યો: એણે નાની સામે મમતાથી જોયું: પણ એ અવિચલ ભાવે પોતાના દેહનો કાબુ ખેંગારને સોંપીને પત્થરની પ્રતિમા સમી જ બેઠી હતી.

'નવી, નવી! જે પ્રેમ તેં પશુ પંખીને તેમ વૃક્ષ વેલિઓને અઢળક હાથે આપ્યો, એના એકાદ બિંદુનું પણ મને દાન નહિં કરે? હું તારે પગે પડું છું.' ખેંગારે એના ખોળામાં માથું મૂકયું.

'હું તમને પ્રેમ કરવાની ના પાડતી નથી. તમે ભલા છો, મારી સાથે ભલાઇ રાખો છો, એટલે મારે પણ ભલાઈ રાખવી જોઇએ. એથી તો મારા દેહનું તમને દાન દીધું છે જ. માતા-પિતાએ તમને જે આપ્યું તે હું ચોરી રાખતી નથી.'

'નવી, નવી, હવે ગઇ ગુજરી ભૂલી જા. મેં તને અન્યાય કર્યો છે; પણ થયું તે ન થયું બનવાનું નથી. હું તારી ક્ષમા માગુ છું, મને માફ કર...'

'મને એમ શરમાવો નહિં. હું તમારી ક્ષમાનો સ્વીકાર કરવાને યોગ નથી. કેમકે તમે મારા પતિ છો.'

'તો પછી મારી સાથે એક વખત, હા, માત્ર એક જ વખત હસીને બોલ.'

'એક નાજુક વેલીને ખૂંદી નાખ્યા પછી માળી તેને કહે તું માત્ર એક જ વખત સજીવન થા, એ શું બની શકે તેમ છે? હૈયાને તોડી નાખ્યા પછી એને સાંધી શકાતું હોત તો મારૂં ખૂંદાઇ ગયેલું દિલ જરૂર તમને દેત! પણ દિલનું તો અવસાન થઇ ગયું છે: દેહ જીવતો છે: તમે એના માલિક બન્યા છો. એ તમારા હક અખિકાર સામે મેં કદી વિરોધ ઉઠાવ્યો છે ખરો?'

તે રાત્રે ખેંગારે નર્કની યાતના જેવી મનોવેદના અનુભવી.

આખી રાત રડી રડીને બાળક સમો પવન ઉષ: કુમારિકાના હાથમાં ઊંઘી જાય, તેમ આખી રાત પથારીના ખોળામાં રડી રડીને કાઢ્યા પછી ઉષ: કાળે જ નાની ઊંઘી ગઇ!

[૧૩]

તે દિવસે એનો પિતા નાનીને તેડી જવા આવ્યો હતો. એંગારે એને મોકલવાની હા પાડી. સમજુએ આનાકાની કરી.

'જવોને, હવે મારાથી ઘરનું કામ થઇ શકતું નથી. બહુ દિવસ કર્યું એટલે હમણાં તો નાનીને અહિં થોડા દિવસ રહેવા દો.'

'એની બાનો જીવ નાનીને મળવા તલસી રહ્યો છે...'

'માનો જીવ છે ને? પણ વહેવાઇ, તમારી દીકરી નાની નથી. મારા ભાઇ પણ છોકરવાદ નથી એટલે એને થોડા દિવસ ઘરનો અનુભવ લેવા દો.'

'એ તો લેશે ને જ: પણ આ તો પયણ્યા પછીનું પહેલું આણું એટલે અમારે તેડી જવી જોઇએ. પછી આવશે ત્યારે વધારે રહેશે. આ વખત જ કેટલા બધા મહિના થયા?'

'એ તો થાય જ. મોટું મોટું છોકરૂં તો એના ઘેર જ શોભે. થોડા દહાડા રહેવા દેવી પડશે. એક તો મારા ભાઇને હવે મારી રસોઇ પસંદ પડતી નથી. એટલે નાની નહિં હોય તો એ અડધા ભૂખ્યા રહેશે......'

સમજુના એ શબ્દોથી નાનીનો પિતા સહેજ શરમાયો.

પણ સમજુએ તેની સામે જોયા વિના જ બોલવાનું ચાલુ રાખ્યું હતું.

'અને ભગવાન કરે ને આ વખતે જ સહુનાં મીઠાં મોઢાં......' બોલતાં બોલતાં સમજુ શરમાઇ ગઇ એટલે બાકીનું વાક્ય ગળી જઇને એણે 'માટે આ વખતે તો નહિં મોકલું!'

સમજુને ખબર નહોતી, પણ એ જે ઇચ્છતી હતી તે પ્રક્રિયા તો કુદરતને હાથે શરૂ થઇ ચૂકી હતી. નાનીએ એ વાત નણંદને નહોતી કહી પણ બેંગારને કહી હતી.

એટલે ફરીથી પણ જ્યારે સસરાએ જમાઇ પાસે નાનીને તેડી જવાની માગણી મૂકી, ત્યારે બેંગારે એમ જ કહ્યું કે: 'તમ તમારે તેડી જજોને!'

'તમને અગવડ તો પડશે...' સસરાએ સાકર પીરસણ કરવા માંડ્યું.

'એનું તો કંઇ નહિ. એ તો નિભાવી લેવાશે!'

'એ તો તમારી સુજનતા. બાકી સમજુ બેન તો કેતાં'તાં કે 'મારા ભઇને હવે મારા હાથની રસોઇ ભાવતી નથી' એટલે......'

'સમજુ તો ગાંડી છે!'

સસરો જમાઇ કોઇક વ્યાપાર ધંધાની વાતો કરતા હોય તે રીતે વાતો કરી રહ્યા હતા. ઉમ્મરમાં બેઉ લગભગ સરખા હતા.

'નાનીની બાથી હવે એને જોયા વિના નથી રહેવાતું. મારી દીકરીની વતીની કાંઇ ફરિયાદ તો નથીને? હોય તો કહેજો હો. એની બાએ ખાસ કહેવરાવ્યું છે.'

'ના, ના. એ બાબતમાં તો અમારે કાંઇ જ કહેવા જેવું નથી.' બેંગારે એમ કહ્યું તો ખરું પણ 'ફરિયાદ કરવી હોય તો તો ઘણુંયે કહેવાનું છે, પણ તમને કહેવાથી શું વળે તેમ છે?' એ શબ્દો કહેવાના હતા તે તેણે મનમાં જ ભારી રાખ્યા.

એમ તો જરાક વિશેષ આગ્રહ કર્યો હોત તો સમજુ પણ સમજી જાત. પણ અહિં તો નહિં ધારેલું એવું કંઇક ત્રીજું જ બન્યું!

પિતાએ સામાન્ય વહાલ કરતાં કરતાં પુત્રીને પિયર તરફ

પ્રયાણ કરવાની તૈયારી કરવાનું કહ્યું, ત્યારે નાનીએ એને માથામાં વાગે એવી ના સંભળાવી દીધી.

ઘરમાં પિતા પુત્રી વચ્ચે વાતો થતી હતીઃ બહાર ઓઠે એઠે એંગાર એ સાંભળી રહ્યો હતો.

'પણ તારે કેમ નથી આવવું?' પિતા પૂછતો હતો.

'મારું ઘર મૂકીને અત્યારે મારાથી અવાય તેમ નથી.' પુત્રી પ્રત્યુત્તર દેતી હતી.

'તારી બા તારે માટે ઝૂરે છે......'

'બાને કહેજો કે મોટી મોટી દીકરી સાસરે સારી!'

'પણ તું હજુ ક્યાં એવડી મોટી થઇ ગઇ છે, નાની!'

'બાપુજી! શીદ બોલાવો છો? હું મોટી ન હોઉં તો સગપણના દિવસથી મારા જેવડા છોકરાની મા કેમ બની શકું, અને આખા મહેલ્લાની કાકી થઈ, મારાથી યે મોટી ઉમ્મરની સ્ત્રીઓની જેઠાણી શી રીતે કહેવાઉં?'

'એ તો બધા દુનિયાના રિવાજ...'

'પણ મારે સારૂ તો એ હકીકત છે ને? તમે મને કેટલી ઉમ્મરના માનવીને સોંપી છે...'

'બહેન, અમે શું સોંપવાનાં હતાં, બધું વિધાતા કરે છે, માનવી તો એનાં રમકડાં છે. તારા નશીબમાં હશે તે...'

'તો હવે મારૂં નશીબ મને વિધાતાને સોંપવા દો. કૃપા કરીને તમે કોઇ હવે મને સંભારશો નહિં ને હું તમને સહુને ભૂલી જઈશ. મારી બાને કહેજો કે દીકરીનું સ્નાન કરી એનું સૂતક કાઢી નાખે...'

'બહેન, નાની, તારી બા...'

'ના એ મારી નથી રહી પણ દુશ્મન બની ગઇ છે. તે રાત્રે મને એણે જ બળ જબરીએ ચોરીમાં ધકેલી હતી...'

'પણ તને અહિં શું દુઃખ છે?'

'એ તમારાથી નહિં સમજી શકાય ! એ સમજવા માટે તો કોડભરી કુંવારિકાનું હૈયું જોઇએ. તમે એ ન સમજી શકયા. માટે તો મને ધમકાવી, ડરાવી ને તમે તમારી ધારણા પાર પાડી. હવે મને મારા નશીબ પર છોડી દ્યો ! મારે તમારે ત્યાં નથી આવવું. એક વખતે એ ઘર મારૂં સ્વર્ગ હતું: એ ગામ મારી સ્વર્ગપુરી હતું: એના એકે એક ઝાડ સાથે, મકાનો સાથે ને રસ્તાની રેતી સાથે પણ હું એકજીવ હતી. તમે જ મને તમારા હાથે દુનિયાદારીમાં હડસેલી મૂકી છે. હવે હું જીવું કે મરૂં, તરૂં કે ડૂબું તે જોવા જાણવા આવશો નહિં. આવશો તો ફાવશો પણ નહિં...'

એંગાર તો આ વાતો સાંભળીને ડઘાઇ જ ગયો. આ ગજબની નારી સામે શંકા ઉઠાવવા તેમજ આક્ષેપો મૂકવા માટે એ પોતાની જાતને ઠપકો આપવા લાગ્યો.

નાનીનો પિતા તૂટયા જીગરે ને લથડતા પગે એકલો પાછો ગયો !

[ ૧૪ ]

ગૌરી પૂજનના દિવસોમાં મહેલ્લાની કન્યાઓના ગરબા થવાના હતા. એની આગેવાની પ્રદ્યુમ્ને લીધી હતી. એમના પત્ની સ્મૃતિબહેનને ગરબા ગાવા કરતાં ગરબા ગવરાવવાના મેળાવડા કરવાનો ખૂબ શોખ હતો.

પ્રદ્યુમ્ન ગ્રેજ્યુએટ હતોઃ સંસ્કારી હતોઃ સજ્જન હતો. એના કુટુંબની ગુજરાતનાં સંસ્કારી કુટુંબોમાં ગણના થતી. ગામની એક મીલમાં તે મીલમાલિકના ખાનગી કારભારી તરીકે કામ કરતો હતો.

એ સ્રી સન્માનનો હિમાયતી હતો. એટલે નાનીના કજોડાના કરુણ કિસ્સાને લીધે ઊંડે ઊંડે એના મનમાં એને માટે સહાનુભૂતિ રહેતી.

નાનીને સ્મૃતિબહેન સાથે બેઠક ઉઠક હતી. ખાસ કરીને તો એમની પુત્રી સુરંગી તરફ એને ખૂબ વ્હાલ ઉપજતું. સ્મૃતિ પાસે નાની મનની વાતો કરતી. સ્મૃતિએ સાંભળેલી વાત બીજા કાને જતી નહિં. એમની વાતોમાં પ્રદ્યુમ્ન ઘેર હોય અને બીજા કશા કામમાં રોકાયલો ન હોય તો ભળતો પણ ખરો.

આ વખતના ગરબાના મેળાવડામાં નાનીએ કન્યાઓને ગરબા ગાવાની તાલીમ આપવી અને એણે જાતે ગરબો ગવરાવવો એવો સ્મૃતિનો આગ્રહ હતો અને તેના આગ્રહને પ્રદ્યુમ્નનું અનુમોદન હતું.

નાની એ માગણી સ્વીકારતી નહોતી. એને લોકડર હતો.

'લોકો તો ઘેટાંના ટોળા જેવા હોય છે.' પ્રદ્યુમ્નની દલીલ એ હતી.

'માટે એમનાથી તો ડરવું જ ન જોઇએ.' સ્મૃતિ એ તેમાં સાથ આપતી હતી.

'ભલે લોકો ઘેટા જેવા રહ્યા, પણ આવાં વચલા વર્ગનાં ગામોમાં એ જ લોકો મારા જેવી સ્ત્રીઓ ઉપર સિંહ જેવા બનીને ટીકાઓથી ફાડી ખાવા વૂટી પડે છે ને!' નાની પોતાના પક્ષનો એ રીતે બચાવ કરી રહી હતી.

'લોકો તો એ કરતા હોય તે ખરાબ હોય છતાં તમે એમનાથી વિરૂદ્ધ થઇને સારૂં કામ કરો તોપણ તેને નિંદવાના જ!' સ્મૃતિએ કહ્યું.

'માટે લોકોની પરવા ન કરવી. ડરવું તો ખોટાં કામથી. જેને કશું ખોટું કરવું નથી તેણે લોકનો ડર જ ન રાખવો. તો જ લોકમતને તમે બદલાવી શકો.' પ્રદ્યુમ્ન એ વાત આગ્રહ પૂર્વક કહી રહ્યો હતો.

'લોકમત કેવો હોય છે તેની એક વાત કહું નાની બહેન! આ સત્ય ઘટના છે હાં' કહેતાં સ્મૃતિબહેને હસતાં હસતાં કહ્યું

'એક વખત આપણે ત્યાં સ્ત્રીઓ કાંચળી પહેરતી. તેથી શરીરનો ઘણો ભાગ ખુલ્લો દેખાય એટલે કબજાને મર્યાદા જાળવનાર પોશાકનું સ્થાન મળ્યું છતાં એક ગામડામાં એક નવજુવાને પોતાની પત્ની માટે પહેલ વહેલું પોલકું સીવડાવ્યું ત્યારે કાંચળી પહેરનાર તમામ સ્ત્રીઓએ એ પોલકાવાળી બાઇ સામે ટીકાનાં શસ્ત્રો છોડવાં શરૂ કર્યાં અને પુરૂષવર્ગ પણ કમર કસીને એ પોલકુ સીવડાવનાર પર તૂટી પડયો પરંતુ તે પછી થોડા જ વખતમાં એ ગામની સ્ત્રીઓમાં પોલકા પહેરવાનો રિવાજ જ બની બેઠો !'

'માટે તમારે ખોટી રીતે તો લોકમતથી ડરવું જ નહિ.'

'પ્રદ્યુમ્નભાઇ, લોકમતની વાત જવા દો , આ હું તમારે ઘેર આવીને સ્મૃતિ બહેન પાસે બેસું છું તેમાંય કેટલાએ લોકો એમને ભંભેરે છે!'

'એમાં સમજુબહેન પણ ખરાંને ?' સ્મૃતિએ પૂછ્યું.

'એમનો નંબર તો સહુથી પહેલો.' નાનીએ કહ્યું

'એ લોકો ભલેને વાતો કરે. બાઇ માણસ બાઇ પાસે બેસે એમાં......'

'પણ જેને કોઇકના ઘેર હોળી જ સળગાવવી હોય તેઓ તો બાઇની સાથે સાથે ભાઇને ભેળી દેને... ...!

'એવું યે બને છે ?'

'હા, હા, મારા નામ સાથે તમારૂં નામ મેળવાય છે...'

'શું કહો છો નાનીબહેન ?' પ્રદ્યુમ્નને આશ્ચર્ય થયું.

'એટલી અધમતા કોને સૂઝે છે ?'

'પેલો છેને ભૂપત......'

'રખડેલ!' પ્રદ્યુમ્નને એ માનવી તરફ અભાવ હતો.

'ભલેને એ બકે' સ્મૃતિએ નાનીને આશ્વાસન આપ્યું. 'તમારે જરાયે ડરવું નહિં. જોવાનું તો અમારે છે ને ?'

'પણ ખેંગારભાઇ એવી વાતો સાંભળે શું કામ?' પ્રદ્યુમ્ને પૂછ્યું.

'એવા માણસો કાચા કાનના હોય છે.' સ્મૃતિએ કહ્યું.

'ખરી વાત નાનીબહેન?'

નાનીએ ડોકું હલાવી હા પાડી.

'તમને ખબર નહિં હોય, પણ નાનીબહેને એક દિવસ એ ભૂપતને ઠીક સ્વાદ ચખાડ્યો હતો!' સ્મૃતિએ હસતાંહસતાં એ વાત કહી સંભળાવી.

'છતાં અમારે ત્યાંથી એવા માણસ ઉપર વિશ્વાસ મૂકવામાં આવેછે...'

'નાનીબહેન, માઠું ન લગાડો તો કહું.' પ્રદ્યુમ્ને જરા ગંભીર બનીને પૂછ્યું.

'મને શા માટે માઠું લાગે!'

'માનસશાસ્ત્રને ધોરણે જેઓ મોટી ઉમ્મરે પોતાનાથી વયમાં ઘણી નાની સ્ત્રીઓ સાથે પરણે છે, તે પુરૂષો વયની અસમાનતાને લઈને જે માનસિક અસમાનતા જન્મે છે તેથી શંકાશીલ બની જાય છે. એમના મનમાં પોતાની જુવાન પત્નીને સંતોષ આપી ન શકાવાનો સાચો ખોટો ભય ઊભો થાય છે, તેમાંથી ગ્રંથીલાઘવ અને એમાંથી શંકાશીલપણું એમ પંરપરાનાં ચક્કરપર ચક્કર ઊભાં થાય છે. જાતીયતાની નજરે તેથી નાની વયની સ્ત્રીના ઘરડા પતિઓ હવાતીયાં મારનારા, અતિશયતાની હદ ઓળંગનારા બની જાય છે છતાં રખે ને પત્નીને શારીરિક અસંતોષ રહેતો હોય ને તેથી તે ક્યાંક અવળે રસ્તે ચડી જાય એમ માનીને સદાય એની ચોકી કરવાની વૃત્તિવાળા બને છે.'

'અમારે ત્યાં એવું જ છે પ્રદ્યુમ્નભાઇ!'

'હોવું જ જોઇએ. એમાં ખેંગારભાઇનો જરાયે દોષ ન ગણાય. પણ એ જે સ્થિતિ સંજોગના ભોગ બની ગયા છે તેનો

હોય છે! માટે જ સમાન વયનાં લગ્ન શ્રેષ્ઠ ગણાય છે. કેમકે બન્નેની વચ્ચે મનોભાવ, લાગણી આવેશ, આવેગ, વૃત્તિઓનાં સામ્ય હોય છે. ત્યારે અસમાન લગ્નનાં દંપતી વચ્ચે મનનો તેમજ તનનો મેળ પેલી અસમાનતા મળવા દેતી નથી. સમજ્યાંને નાની બહેન!'

'છતાં નાની બહેન ખૂબ મક્કમ છે. તે જેટલાં જાતે પોતાના દેહનાં ચોકીદાર બન્યાં છે તેટલાં જ દિલનાં પણ બન્યાં છે.' સ્મૃતિએ હસીને કહ્યું.

'આજકાલ એ દેહ ને દિલના ચક્કરમાં જ હું ફસી પડી છું!'

'નાની બહેન, હિંમત રાખજો. મારી મદદની જરૂર પડે ત્યારે બેલાશક કહેજો. પણ આવી માનસિક વ્યથાનું મારણ મનને બીજી દિશામાં સારાં કામો તરફ વાળી બને તેટલો સાત્વિક આનંદ મેળવવો તે છે. માટે ગરબાનું સ્મૃતિનું આમંત્રણ તમે પાછું ન ઠેલશો.

પ્રદ્યુમ્નની વાતોથી નાનીના ઝખ્મી દિલને મલમ મળ્યો. અને એણે ગરબામાં જોડાવાનું સ્મૃતિનું આમંત્રણ સ્વીકાર્યું.

નાની તે દિવસે ઘેર ગઈ ત્યારે ન સમજી શકાય તે રીતે એક મીઠી ખટક તેના મનના સિંહાસન પર ચડીને એની સાથે ચાલી ગઈ.

[ ૧૫ ]

ગરબાની તૈયારી માટે નાનીને વારંવાર સ્મૃતિ બહેનને ત્યાં જવું પડતું.

ત્યાં જતાં અને ત્યાંથી પાછા વળતાં એના મનના ગગન ગોખમાં વિચારની એક નાનકડી વીજળી ઝબુકી જતી: 'પ્રદ્યુમ્ન ભાઈમાં કેટલું બધું જ્ઞાન છે?...જેવા એ રૂપાળા છે એવી જ રૂપાળી એમની બુદ્ધિ પણ છે... સ્મૃતિ બહેન જેવું આ દુનિયામાં

સુખી બીજું કોણ હશે?... નાનકડી સુરંગી પણ જાણે દેવકન્યા!...
કેમ ન હોય એનાં મા-બાપનું જોડું કેવું સરસ છે: બેઉ રૂપમાં, ગુણમાં ને ઉમ્મરમાં સરખાં...અને મારે નશીબે?' તે નિસાસો મૂકતી. 'મારે પેટે જે બાળક અવતરશે—મારા જેવી દુ:ખી અને ઉલ્લાસહીન માતાના ઉદરમાં જે બાળક પાકશે તે પણ બિચારૂં નિર્ભાગી જ હશે ને!'

નાની મનને ખૂબ જ મારતી છતાં એક દિવસ તો એને એમ થઈ ગયું કે: 'પ્રદ્યુમ્ન જેવો પતિ મને મળ્યો હોત તો!' તુરત જ એ જાગૃત થઇ ગઇ અને પાણીના છૂપા રેલાની માફક મનમાં ઘસી આવેલા એ વિચારને તેણે પવનની માફક હાંકી કાઢી મનનાં દ્વાર ભીડી દીધાં. ત્યારે તેના દિલને આરામ થયો.

અને પછી તો એણે ગરબા ગાવા ને ગવરાવવા તરફ જ ધ્યાન આપવા માંડયું. વહેલી વહેલી ઘરકામ આટોપી લઇને એ સ્મૃતિને ઘેર જતી. સમજુ ગમે તેટલી ટીકા કે ટકટક કરે એની નાની જરાયે પરવા કરતી નહિં.

જ્યારથી ખેંગારે નાનીને એના સગા બાપ સાથે તલવારની ધાર જેવા શબ્દોના વાર કરતી સાંભળી છે, ત્યારથી એને આગ કે પાણીની રેલ જેવી માનીને કામ પુરતી જ વાત કરે છે.

એટલે નાનીના કામમાં ખેંગાર વિરોધ કરતો નહિં.

છોકરીઓ પાસે નાની એક રાસ તૈયાર કરાવતી હતી. તે સાંભળવા સાંજને ટાણે આખા મહોલ્લાની સ્ત્રીઓ સ્મૃતિને ત્યાં એકઠી થઇ હતી. નાની શીખવતી ને છોકરીઓ શીખતી.

ભભૂકે ચોગમ ભડકા ભોમમાંરે,
વ્યોમે પહોંચે એની ઝાળ:
કહો કો,
આગ બુઝાવણ ક્યાં જડે રે?
ભવસાગરમાંહી ભરતી ચડી રે,

જાગ્યાં પ્રલયતણાં તોફાન :
કહો કો,
નાવ તરાવણ ક્યાં મળે રે ?
અણુ અણુ ડોલી ઉઠયાં બ્રહ્માંડનારે ,
વ્યાકુળ લોક જનોનો સંઘ :
કહો કો,
શાંતિ રેલાવણ ક્યાં જડે રે ?
ઊંધી આંધીના વનવાયરારે,
બેઠા દિલડે ઊંધા રંગ :
કહો કો,
ઢંગ સુધારણ ક્યાં જડે રે ?

ગરબાનું કામ પુરૂં થયું તે પછીય બધી સ્ત્રીઓ બેઠી બેઠી નાનીના ગરબામાં રહેલા અર્થધ્વનિની ચર્ચા કરી રહી હતી.

'દુનિયામાં આજ કાલ સાચેજ ભડકા બળી રહ્યા છે.'

'કળિકાળ ચાલે છે ને બહેન !'

'એ તો ખરૂ હો મંગુ બહેન, કળિકાળ ચાલતો ન હોય તો આવું તે થાય ?' રૂખીએ લહેકો કરીને કહ્યું.

'શેની વાત લાવી છે'લિ રૂખી ?' ભાગીરથી કાકીએ એમના નિયમ પ્રમાણે વાતમાં મોયણ નાખ્યું !

'નથી જાણતાં ? આખા ગામમાં વાત જગજાહેર થઇ ગઈ છે ને ?'

'ના, ના, કહે તો ખરી ! હું તો મોઇ ઘરમાં ને ઘરમાં...'

'ઉમરવાળા મહેલ્લામાં પેલા ડીકા સોનીની છોકરી વસુ અરીને...'

'હા, એ તો રાંડેલી છે ને ?'

'બાળ રાંડ બિચારી ! '

'તેનું શું થયું ?'

'ફીકા સોનીનો કોક સગો એને ઘેર શીખવા રહેતો હતો.'

'તે એને લઈને વસુડી નાશી ગઈ કે શું ?'

'ભાગીરથી કાકી ! જરા શાંતિથી સાંભળવા દો તો ખરાં !'

'વાંક તો પેલા છોકરાનો સૌ, બા. બહેન બહેન કરે ને મુએ એણે જ...'

'સુરતી ભાઈ બહેન થયાં...'

'વસુડી બિચારી ફસી પડી. ને પછી તો બ્હેન, જાણો જ છોને! ભાયડાને શું ? અમોની જાતને જ બધું વેઠવાનું...'

'તે નાશી ગઈ ?'

'હા એનો તો આખા ગામમાં કાલનો હોબાળો થઈ રહ્યો છે ને !'

નાની પણ એ વાતમાં રસ લેતી હતી. એણે કહ્યું: 'તે એ વસુને આઠ આનાનું અફીણ કે ગામનો કુવો હવાડોયે ના મળ્યો. કંઇ નહિં તો એક હાથ દોરડું ને ઘરનું જૂનું દોરીયું તો મળે ને ?'

'નાની બાબુ !' ભાગીરથી ધીરે રહીને બોલી : 'મરવાં એમ સહેલાં નથી, એ તો બહુ દોહ્યલાં છે, અને એમ માગ્યાં મોત પણ મળતાં નથી તો !'

'સ્ત્રીઓને પુરૂષો આમ ફસાવે છે એ કંઇ નવી વાત નથી. એટલે પુરૂષને હાથે ફસીને છેવટે મરવાનો કે નાશી છૂટવાનો વખત આવે, તે કરતાં પહેલેથી જ મન પર સંયમ રાખવો કે મન ચળવા માંડે તે જ વખતે પ્રાણવિસર્જન કરવા : એ મને તો બહુ ગમે.' નાની એટલા જુસ્સાથી એ વાત કરતી હતી કે બધાં તેની સામે જ જોઇ રહ્યાં હતાં.

પણ ભાગીરથીથી ન રહેવાયું. એટલે એણે કહ્યું : 'નાની બાબુ, એ તો માથે આવી પડે ત્યારે સમજાય !'

ટોળામાંથી કોઇકે કહ્યું : 'એવું શું બોલો છો ભાગીરથી

કાકી! નાનીકાકીના દુશ્મનને માથેય એ દશા ન આવે!'

નાનીએ વચ્ચેજ હસીને કહી નાખ્યું: 'કોઇનાયે ભાગ્યમાં એવો પ્રસંગ ન આવે, બહેન! દુશ્મનના પણ નહિં!'

'બસ બસ, ભગવાન હોતું હારૂં કરો!' એક આધેડ ડોશીએ કહ્યું ને બધું મંડળ વિખરાયું.

[ ૧૬ ]

ઢળતો પહોર હતો. આષાઢની વાદળીઓ વર્ષી વર્ષીને હમણાં જ થાક ખાવા થંભી ગઇ હતી. પવન વચ્ચે વચ્ચે વૃક્ષોની સાથે વાતો કરી જતો હતો. કુદરતે વર્ષાનાં આભૂષણો સજ્યાં હતાં. બેંગારના મેડેથી ત્યારે નાની અને એની સાહેલીઓ ધીરૂં ધીરૂં ગાઇ રહી હતી.

આષાઢીલો મેઘ નભે ચડે રે,
ગર્જન ઘેરૂં ઘેરૂં થાયે જો:
વિદ્યુત, સુન્દરીઓ ફુદડી રમે રે
વ્હાલમ વિદેશથી ઘેર આવે જો:
મોરલા! વીર, ત્યારે ટહુકી જજે રે!

નીચે બેઠે બેઠે સમજુ ચોખા વીણતી હતી અને ઉપરથી આવતા સુર સાથે તાલ મિલાવી મનમાં ધીરૂં ધીરૂં એ પણ ગણગણતી જતી હતી.

ગરબાના ઉત્સવ સમારંભમાં જે મોટી વયની સ્ત્રીઓ ભાગ લેવાની હતી, તેમને તાલીમ અહિં અપાતી હતી.

નાની ગવરાવતી ને બીજી સ્ત્રીઓ ઝીલતી હતી:

પૂનમ શરદ તણી સોહામણી રે,
અજવાળે પૃથ્વીનો પાટ જો;
હૈયે હૈયાં ગૂંથી દંપતી રે
ઉતરે રસ સરવરને ઘાટ જો:
મોરલા! વીર, ત્યારે ટહુકી જજે રે!

એ વખતે આગળથી સંકેત કર્યો હોય તેમ ભૂપત ખેંગારના ઘરમાં પ્રવેશ્યો. આજે એની વરણાગીનેય ટાપટીપ કરવામાં આવી હતી.

એને આવતો જોઇને સમજુએ આંખના લહેકાથી આવકાર આપ્યો. ઘરમાં બીજું કોઇ નહોતું.

'ઉપર તો સંગીતની મહેફીલ જામી છે ને શું ?' ભૂપતે છેક સમજુની પાસે આવીને ધીરેથી કહ્યું.

સમજુએ નાક પાસે તર્જની અડાડી એને ગરબડ નહિં કરવાની આજ્ઞા કરી.

ભૂપત મૌન ઊભો રહ્યો.

ઉપર રાસ ગાનારાં ગાઇ રહ્યાં જ હતાં.

ઉત્સવ જેવી રૂપલા રાતડી રે,
ચડીઆં પ્રણય તણાં હો પૂરજો;
મદભર નયને નયનાં મેળવીરે,
રસિયાં બને રસે ચકચૂર જો :
મોરલા ! વીર, ત્યારે ટહુકી જજે રે !

'વાહ વાહ, ખૂબ કહી. રસિયાં રસ ચકચૂર બને ! ઓ હો ! ત્યારે કેવી લીજ્જત આવે !' ભૂપત ચગ્યો.

સમજુએ કહ્યું : 'ધીમે બોલ......'

'નહિં તો ?'

'ઉપરવાળાં સાંભળી જશે !'

'તો એમની રસ મંડળી વિખરાઇ જશે ?'

'હા અને......'

'સમજુ ! સમજુ......મને પાણી પા......'

'લોહી ગરમ થઇ ગયું કે માથું ?' સમજુની આંખોમાં પણ મસ્તી ચડી એણે અંદર જતાં જતાં ભૂપત સામે એવી રીતે જોયું કે ભૂપતને કોઇ અદીઠ હાથ અંદર ખેંચતા હોય તેમ તે

અંદર ખેંચાયો.

'લોહી ને માથું બેઉ......'પાણીઆરા પાસે પહોંચે તે પહેલા સમજુને પકડી બાથમાં લઈ, કચરી ભચડી નાખતા ભૂપતે કહ્યું. અને એને બે ચાર ચુંબન કરી દીધાં.

મનગમતી વસ્તુ બનતી હોય તેમ સમજુએ ભૂપતને પોતાના દેહ સાથે ફાવે તેવાં અટકચાળાં કરવા દીધાં.

'હવે શાંતિ થઇ?' ધીમું ધીમું હસીને સમજુએ પૂછ્યું.

'ના, તું તો હવે વાસી માલ...તાજો માલ જોઇએ...તું હજુ સુધી કંઇ કરી શકી નહિં. જો હવે જલદી મારી આશા તૃપ્ત નહિં કરે તો તને...'

'બસ કર હવે ભૂપત!' સમજુએ એના મોંઢા પર હાથ દાબ્યો. 'જૂનું તે તો સોનું...નવું તો નવ દહાડાનું જ. તું અત્યારે મને ધમકી આપે છે પણ પહેલો તો તું કરગરતો આવ્યો'તો; ત્યારે તો સમજુ જ સ્વરગની અપસરા લાગતી હતી...'

'હવે ટકટક બંધ કર. જરી સાંભળવા દે...'

અને બન્ને જેની તે સ્થિતિમાં ઊભાં ઊભાં સાંભળી રહ્યાં.

જબરી ઝડીઓ વરસે મેઘની રે,
વૃક્ષે વીંટી વેલ ભિંજાય જો;
પ્રિયતમ કરમાં ઝૂલતી પ્રમદા રે,
વ્હાલમ નયનો માંહિ સમાય જો;
મોરલા! વીર, ત્યારે ટહુકી જજે રે!

'બહોત ખૂબ! બહોત ખૂબ! જાણે આપણી અત્યારની સ્થિતિનું જ વર્ણન' ભૂપત હાથમાંની સમજુના દેહને ફરીથી કચરી અને ફરીથી એના અધરનો રસ ચૂસવા લાગ્યો.

સમજુએ એના ભુજપાશમાંથી છૂટવાનો પ્રયાસ કર્યો. 'ભાભી, આપણને જોઇ તો ગઇ નહિં હોય...ભૂપત, આઘો ખસ, કો'ક આવી ચડશે.'

'એમ ડરે છે ત્યારે આંખના ઉલાળા કરી ભૂપતને અંદર શાની બોલાવતી હતી...' વળી એક વધુ ચુંબન, એક વધુ અંગ મર્દન અને ભૂપતે એને છોડી. 'જો આજે તો શિકાર પકડાવો જ જોઇએ.'

'એ તો તારી ચાલાકી પર આધાર રાખે છે. આજે તને તક આપીશ. પણ પછી જો તું મને છોડી દેવાનો હોય તો...'

'અરે હોય, તું તો મારા પ્રેમ બાગનું પહેલું પુષ્પ!' ભૂપતે એની હડપચી પકડીને કહ્યું.

અને સ્વસ્થ બની તે બહાર આવ્યો.

ખેંગારના મકાનની બાજુમાં જ છુટા વાડા જેવી જમીન હતી, ત્યાં ઊભું રહેનાર મકાનમાં આવતાં જતાંને જોઇ શકતું પણ મકાનમાંથી એ વાડામાં જોઇ શકાતું નહિ.

નાની પાસે તાલીમ લેવા આવેલી સ્ત્રીઓ હસતી હસતી આશ્રમ હરિણીઓ શી વિખરાઇ ગઇ એ ભૂપતે વાડામાંથી જોયું.

[૧૭]

'નવી ભાભી છો કે?'

'કોણ હશે એ...'

'એ તો હું...'

'હું કોણ?...'

કહેતી નાની બારણા પાસે આવી, અને ભૂપત એની નજરે પડયો. કોઇક મલીન દૃશ્ય જોવાથી થાય તેવી લાગણી ત્યારે નાનીને થઈ. એ તેના મુખભાવ પરથી છુપું ન રહ્યું.

એ કંઇ બોલે તે પહેલાં જ સમજુ બાજુમાંથી બોલી ઉઠી. 'કેમ ભૂપત!'

'મારે થોડુંક કામ હતું!'

'બેસને?' કહી સમજુએ બાજુમાં જ પડેલા ખાટલા પર બેસવા તેને સૂચન કર્યું

'કોનું કામ હતું ? ખેંગારભાઇનું ?'

'ના, ના.' બેસતાં બેસતાં ભૂપતે કહ્યું. 'મારે નવી ભાભી સાથે જરા કામ હતું.'

'કોનું મારૂં ?' અણગમતી વસ્તુ એકાએક ઉપર પડે ને માણસ ચમકી જાય તેવું નાનીને થયું.

'જી...હા...' ભૂપતે બે અક્ષરો છુટા પાડી પ્રત્યેક પર વજન દઇને કહ્યું.

'એ...મ...!' સમજુએ ચાળો કર્યો. 'ઠીક ત્યારે તમે દિયર ભાભી કામ પતવી લ્યો, એટલામાં હું રામજી મંદિરમાં જઇ ભગવાનનાં દર્શન કરી આવું...'

'ના, ના, મારે એમની સાથે કશું જ કામ નથી...' પણ નાનીનું એ વાકય શરૂ થાય તે પહેલાં સમજુ બહાર નીકળી ગઇ.

'મારૂં તમારે શું કામ છે?' નાનીએ સ્વસ્થ બનીને આત્મભાન પૂર્વક પૂછ્યું.

'ભાભી સાહેબ, એમ ગુસ્સે ન થાઓ, જરા શાંત પડો...'

'મારે તમારાં ટાયલાં સાંભળવાં નથી...'

'હું પણ સંભળાવવા માગતો નહોતો જ. પણ ખેંગારભાઇએ જ્યારે મારી ઉપર દબાણ કર્યું ત્યારે...'

'પેલા મેળા વાળી વાત ભૂલી ગયા કે...?'

'જી...ના. બરાબર યાદ છે. તે દિવસેય ભૂલ મારી નહિં પણ તમારી હતી. તમે અર્થનો અનર્થ કર્યો હતો. છતાં એને માટે આજે હું તમારી માફી માગું છું. ગઇ ગૂજરી ભૂલી જાઓ ભાભી સાહેબ!' નાટકી ઢબે એ શબ્દો બોલી ભૂપતે બે હાથ જોડી ક્ષમા માગવાનો નાટકી અભિનય કર્યો.

'તમે હમણાં અહિંથી બહાર નીકળો.'

'પણ મને ખેંગારભાઇએ...'

'તો તમારા ભાઇ હોય ત્યારે આવજો. તમે ભાઇનું સગપણ

કેવું પાળો છો તે હું બરાબર સમજું છું !' નાનીએ છણકો કર્યો.

'ભાભીશ્રી ! મારી વાત અત્યારે નહિં સાંભળો તો પાછળથી પસ્તાવો થશે...'

'મારે તમારી વાત સાંભળવી નથી તેનું શું ?'

'એમ ગુસ્સો ન કરો. હું મારા હાથે આવ્યો નથી. મને ખેંગારભાઈએ મોકલ્યો છે : આગ્રહ પૂર્વક. મેં એમને કહ્યું જ હતું કે 'ભાભી સાહેબ છે નાનકડાં પણ તીખા મરચા જેવાં છે. એ મને ઘરમાં પેસવા નહિં દે.' તો ખેંગારભાઈએ કહ્યું: 'મારૂં ઘર છે ને એમાં ગમે તે વખતે પ્રવેશવાની હું તને પરવાનગી આપું છું.' માટે જ આવ્યો છું ભાભી સાહેબ !'

ભૂપતનો આ પેતરો શું છે એ જાણી લેવાનો નાનીએ એની અભિનયપૂર્ણ લાંબી વાત સાંભળતાં સાંભળતાં વિચાર કર્યો.

'એ...મ...!'

'એમણે જ તમને પરવાનગી આપી છે ?'

'જી...હા; અને પતિની આજ્ઞાનું પાલન કરવું એ તમારો ધર્મ છે !'

'એમના કહેવાથી એ ધર્મ તમે મને શીખવવા આવ્યા છો ?'

'હવે બરાબર સમજ્યાં !' કહી વિના કારણે ભૂપતે નફ્ફટાઈભર્યું અટ્ટહાસ્ય કર્યું.

'કહો તમારે શું કહેવાનું છે ?'

'ભાભીશ્રી ! એમ ઉતાવળે આંબા ન પાકે. આ વાત શાંતિથી કરવાની છે. જરા સામે પાટલો નાખીને બેસો. નવી ભાભી! સાચું જ કહું છું: જીવન મરણના પ્રશ્ન જેવી આ ગંભીર બાબત છે.' ભૂપતે હવે ગંભીર ભાવ ધારણ કર્યો.

'છતાં પણ તમારા ભાઈએ મને જાતે ન કહેતાં એ કામ તમને સોંપ્યું ?'

'કેમકે એમને મારી યોગ્યતાની ખાત્રી છે. અને બીજુ,

આવા નાજુક પ્રશ્ન પર એમને તમારી જોડે ચર્ચા કરતાં ડર પણ લાગે છે.'

'ડર ?'

'જી...હા...!'

'અને તે મારો ?'

'જી...હા...! તમારાથી ખેંગારભાઇ બહુ જ ડરે છે હોં ! ભાભી શ્રી, હું જોકે એમનાથી ઉમ્મરમાં નાનો છું છતાં એમણે પોતાની તમામ ખાનગી વાતો મને કરી છે, અને તમારું મન મનાવી લેવાની મને છૂટ આપી છે...'

'એટલે ?' નાનીના શબ્દોમાંથી નવી આગ ઝરી !

'એટલે બીજું કંઈ નહિ. એમ તો ખેંગારભાઇ ડાહ્યા ને સમજુ છે. એમની ઉમ્મર એવડી મોટી નથી કે તે ન પરણે ! પણ તમને જોયા અનુભવ્યા પછી એમના મનની ખાત્રી થઇ છે કે એમણે તમને અન્યાય કર્યો છે. .તમારી ઉમ્મર, તમારો સ્વભાવ, તમારી ભાવનાઓ, તમારું સંગીત ને નખરાં એ બધાથી એમને એમ લાગી જ ગયું છે કે એમનાથી તમને કોઇ પણ બાબતમાં પૂ-રો સંતોષ આપી શકાતો નથી. એ એમને ખૂબ લાગે છે.'

આટલું બોલી એની અસર માપવા તેણે જવાબ માગતો હોય તે ભાવે નાની સામે જોયું.

'લાગતું હશે. એ સર્જન છે.'

'સર્જન છે માટે જ તમારું મન મનાવવા માગે છે. તમારે પણ એમની સાથે એટલી સુજનતા બતાવવી જોઇએ. ભાભી શ્રી, સતિ સ્ત્રીઓનો એ ધર્મ છે !'

'વારુ. હવે થઇ તમારી વાત પૂરી ?' ભૂપતને વાત લંબાવતો જોઇને નાની કંટાળી.

'ના, ના. હજુ તો મારી વાતનો આરંભ જ હવે થાય છે.

આતો માત્ર ભૂમિકા જ થઇ.' કહીને ભૂપત હસ્યો. એ હાસ્ય સૂચક હતું. ભૂપતનું એ મજબૂત હથિયાર હતું. એ માનતો કે એના એવા હાસ્યથી ગમે તેવી સ્ત્રીઓ પણ પાણી પાણી થઇ જાય છે.!

'તો કહી નાખો. હું તમને બીજી બે મિનિટ આપું છું. પછી તમારી વાત હું સાંભળીશ નહિં.'

'જેવી આપની મરજી. જો સાંભળવા આપ ઇચ્છતાં જ ન હો તો સેવક સંભળાવવા પણ માગતો નથી.' કહેતાં કહેતાં તેણે ઉઠવાનો દેખાવ કર્યો.

'જે કહેવું હોય તે ટૂંકામાં પતાવો!'

'ભલે, જેવી આજ્ઞા. ત્યારે વાત એમ છે કે, ખેંગારભાઇ તમારા મનની લાગણી સમજે છે, એટલે મને એમણે તમારા જ મનના સંતોષ અને સમાધાન માટે મોકલ્યો છે. ડાહ્યા માણસનું એ જ કામ છે. મનનો અસંતોષ એ બુરી વસ્તુ છે. અસંતોષી મન ન કરવાનાં કામ કરી બેસે. એમાં કુલ-ધર્મની મર્યાદાનો લોપ થાય અને ખેંગારભાઇના ઘરની આબરૂનો પણ પ્રશ્ન ખરો જને? હું તો ઘરનો માણુસ રહ્યો. મારી પાસેથી ત્રીજે કાને વાત બહાર જાય નહિં ને આ તો ઘી ઢળ્યું ત્હોયે ખીચડીમાં...'

'તમે શું કહેવા માગો છો?'

'એ જ કે ખેંગારભાઇની ઇચ્છા તમે પુરી કરો. તમને ખબર હશે...મહાભારતમાંની જ વાત છે. માતા કુંતાજીને એમના પતિદેવ પાંડુરાજે પોતાના વંશની રક્ષા અર્થે બહારથી પુત્ર દાન લઇ આવવા કહ્યું ત્યારે પહેલાં તો કુંતાજી એમની ઉપર ગુસ્સે થયાં; પણ પાંડુરાજે એ કાર્યને પરંપરાથી ચાલ્યા આવતા સતિધર્મ તરીકે સમજાવી, પ્રજોત્પત્તિ માટે પોતાની અશક્તિ જાહેર કરી...'

'બસ્સ કરો, બસ્સ; મારે તમારી આવી મલીન વાત

સાંભળવી નથી. તમે એકદમ અહિંથી ચાલ્યા જાઓ નહિં તો...'

'પારકી ન્યાતના, પારકા ગામના પ્રદ્યુમ્ન કરતાં હું કઇ બાબતમાં...'

ધડાક સરખો મુક્કો એજ વખતે ભૂપતના મોંઢા પર પડયો; અને એની વાત વચ્ચે જ તૂટી પડી!

'બદમાસ! પાજી!' નાનીએ ચીસ નાખી.

પણ ભૂપત બદમાસ હતો તેનો એણે પુરાવો આપ્યો. હરણા પર કાળો ચિત્તો તલપે એમ તે નાની પર ધસ્યો. એના મોંઢાને જોરથી દાબી, મસળી નાખ્યું.

સામેથી નાનીએ એને નખ મારવા માંડયા, લાતો મારવા માંડી, ત્યાં તો ભૂપતે એનો પગ ઝાલી લીધો.

એથી નાની પટકાઇ પડી. એનું માથું જમીન સાથે અફળાયું. એ ધડાકો સાંભળીને સમજુ બહારથી અંદર આવી. ખરી રીતે તે મંદિરમાં ગઇ નહોતી, પણ ભૂપત મળેલી તકનો લાભ ઉઠાવે તે માટે એ આંગણામાં જ બારણાની ચોકી કરવા બેઠી હતી.

નાની બેભાન થઇ ગઇ હતી. લાકડા જેવી થઇને તે પડી હતી.

'આખરે આવું જ કર્યું ને?' સમજુની આંખમાં ઠપકો હતો.

'એમાં મારો શું વાંક?'

'કંઈ બધી સ્ત્રીઓ સમજુ નથી હોતી! આ તો જુદી માયા છે! હવે તું અહિંથી જલદી જલદી જતો રહે...!'

ભૂપત આમતેમ ચોરની માફક જોતો સફાળો સરકી ગયો.

એના ગયા પછી સમજુએ બૂમાબૂમ કરી મૂકી: 'હાય, હાય! કોઇ આવોરે, નવી ભાભીને આ શું થઇ ગયું?'

[૧૮]

સમજુએ નાનીને ભૂત વળગ્યાની વાત વહેતી મૂકી દીધી.

એંગાર ઘેર આવ્યો ત્યારે એના ઘરમાં આસપાસની કેટલીયે સ્ત્રીઓ એકઠી થઇ હતી.

સમજુએ ઠાવકી થઇને, ગમગીન ચહેરે કહેવા માંડયુંઃ ‘હું તો રામજી મંદિરમાં ભગવાનનાં દર્શન કરવા ગઇ હતી. અને આવી ત્યારે તો આ અહિં બારણા પાસે જ લાકડું થઇને પડેલાં. આજે બપોરથી સાંઝ સુધી તો એમણે ગરબા ગાયા છે. કોણ જાણે તે કોઇની કરડી નજર લાગી કે કયાંકથી ભૂત વળગ્યું !’

બાજુમાં બેઠેલી સ્ત્રીઓએ પણ એમાં સુર પુરાવ્યો. નાનીને ખાટલામાં સુવડાવી હતી. અને આસપાસ સ્ત્રીઓનો જીવંત દુર્ગ રચાઇ ગયો હતો.

હજુ તેના દાંત બંધાયલા હતા. હાથ પગ બરફ જેવા ઠંડા ને લાકડા જેવા કડક થઇ ગયેલા હતા. માથામાં અતિશય ગરમી હતી. એ કોઇ જોતું નહોતું. કોઇ એની પાસે પવનનેય છૂટથી આવવા દેતું નહોતું.

સહુના દેખતાં આવડી ઉમ્મરના એંગારથી નવીના શરીર સામે પણ જોઇ શકાય નહિં એવો સમાજનો અટલ કાનુન હતો.

છતાં એણે હિંમત રાખીને કહ્યુંઃ ‘જરા એની ઉપર પવન તો જવા દો!’

‘હવે શું થશે?’ સમજુ કકળાટ કરતી પૂછતી હતી.

‘અંબામાતાને નાળિયેર માનો!’

‘જોગણીનું નિવેદ કરવાની બાધા લ્યો!’

‘એના કરતાં તો બહુચરાજીને પારે પાંચ કુકડા રમતા મુકવાની અને પાંચ બ્રાહ્મણ જમાડવાની બાધા રાખો. પેલી મંછીના છૈયાની વહુને આવું જ થયું હતું, તેને એ બાધાથી તરત આરામ થઇ ગયો હતો!’

સમજુ એમાંથી કોઇ કોઇ બાધા માનતી, જુદી જુદી માતાઓને, બીજી સ્ત્રીઓ સાંભળે એ રીતે કરગરવા લાગી.

એટલામાં નાની જરાક સળવળી.

અને વળી બીજના ચંદ્રપર આષાઢી જલધરો છવાઇ વળે તેમ સ્ત્રીઓનું ટોળું એની ઉપર ઝુકયું.

'એને પાણી પાઓ!'

સમજુ પાણી લાવી.

કોઇકે નાનીના મુખ પાસે પાણીનું પવાલું ધર્યું. 'પાણી પીને જે હો તે પોત પોતાને થાનકે વળી જાઓ!' સમજુ સહુને સંભળાવવા બડબડવા લાગી.

નાનીના ગળામાં જરાક પાણી ગયું. એના શરીરને જરાક શાતા વળી. પણ એની આંખોમાં ભય ભરાઇ બેઠો હતો તે ન નીકળ્યો.

ભયભીત નાનીએ ધીરે સાદે પૂછ્યું: 'પેલો કયાં?' એ કયાં ગયો?'

'જોયું ને? માનો ન માણો પણ કંઇક એને વળગ્યું છે!' પોતાનું પોલ પ્રગટ થઇ જવાના ડરથી સમજુએ કહ્યું.

'કોઇ નથી અહિં, નવી, સુઇ જા...જે હશે તે આપો આપ ચાલ્યું જશે!' એક ડોશીએ આશ્વાસન આપવા માંડયું.

'એ નહિં જાય, બદમાસ છે. એમણે એને મોકલ્યો... એ પાપી પાછો પ્રદ્યુમ્ન ભાઇ...'

જાણે ઘરની જતી લાજ ઢાંકવા મથતી હોય તેમ સમજુએ નાનીના મોંઢા પર હાથ દાબ્યો.

બે ચાર સ્ત્રીઓએ સામસામા આંખના અણસારા કર્યા. એ ઇશારાની ઈંગિત ભાષા કહેતી હતી કે: 'અલિ, કંઇક દાળમાં કાળું છે!'

પારકી વાતમાં જેમને ખૂબ રસ પડતો હતો એવી બે એક

સ્ત્રીઓએ સમજુને તતડાવતાં કહ્યું: 'બોલવા દેને, દબાવે છે શું કામ? આ તો વાયરા કહેવાય! એને તો જે બોલવું હોય તે બોલવા દઈએ તોજ શાંતિ થાય. દબાવવાથી તો ઉલટું વધે!'

'કોણ બદમાસ છે?'

બોલનારીમાંની એકે નાનીને સંબોધીને પૂછ્યું.

'પેલો......એનું નામ નહિં દઉં...એ કહે મને એમણે મોકલ્યો...!'

છેવટે કંટાળીને ખેંગારે કહ્યું: 'હવે સહુ સહુને ઘેર જાઓ ને એને જરા પડી રહેવા દો.'

એથી ન છૂટકે ટોળું વિખરાયું.

ખેંગારના ઘરની બહાર રસ્તામાં ફરી ટોળે વળી એ સ્ત્રી મંડળ વાતો કરતું હતું.

'ભૂત શું વળગે કંઈક દિલનું જ ભૂત લાગે છે!'

'પેલા પરદુમનીયાનું નામ દીધું તે નાં હાંભળ્યુ?'

'ગરબાને નામે આજ કાલ તો અવર જવર ખૂબ વધી છે!'

'એની બાયડી રમરતી (બળ્યું નામે કેવું છે!) જેવી તેવી નથી હો, એ તો ઉપર રહીને......' બાકીનું વાકય ઇશારાથી પુરૂ કર્યું.

પશ્ચિમના પગથાર પર સાંઝ ભાગતી હતી: આકાશમાંથી આંસુની ધારાઓ ટપકતી હતી. વચ્ચે વચ્ચે પવન દુઃખના નિસાસા નાંખતો હતો. જરા તરા મેઘ ગર્જના કરતો ને કેકાઓ ટુ–હુ–ટુ હુ! પોકાર કરી એને બોલાવતા હતા.

તે વખતે નાની ખેંગારને ડપકા ભરી આંખે પૂછી રહી હતી 'એને તમે મારી પાસે મોકલ્યો હતો ને?'

[૧૯]

ખેંગારના બહારના ઓટલા પર છાયા ચિત્રો જેવાં બે

માનવી બેઠાં હોય તેવો ભાસ થતો હતો: મેઘછાયી રાત્રીમાં તેમનો આકાર સ્પષ્ટ થતો ન હોતો.

'હું તો તમારે લીધે ધર્મ સંકટમાં ફસી પડયો છું.'

'શાના?'

'તમે જ મને કામ સોંપ્યું હતું.'

'તેની કોણ ના પાડે છે?'

'ત્યારે જ મેં કહ્યું હતું...'

'...કે?'

'કે ધરમ કરતાં ધાડ નડશે.'

'પણ મેં તને જવાબમાં શું કહ્યું 'તું?'

'તમે તો કહ્યું જ હતું તો.'

'ત્યારે પછી?'

'ગમે તેમ થાય છતાં તમારા વચનને વળગી રહેશોને?'

''બાપના બોલથી ભૂપત! આ તો એંગારનું વચન.'

'તો ભેદ ખોલું?'

'એ તો સાંભળવા બેઠો છું.'

'તમારા કહેવાથી આજે સાંઝે હું નવાં ભાભીને શિખામણના બે શબ્દો કહેવા આવ્યો. ત્યારે ઘરમાં સમજુ બહેન નહોતાં મગનીઓ પણ નહોતો...'

'એ થોડા દિવસથી એને મોસાળ ગયો છે.'

'ત્યારે જ એમને બરોબર લાગ ફાવ્યો હોવો જોઈએ!'

'કોને?'

'નવાં ભાભીને...'

'અને..?'

'બીજા...' ભૂપત બોલતાં બોલતાં અટકી ગયો.

'બીજા કોને? બોલને ભૂપત અટકી કેમ ગયો?'

'માનશો? એંગારભાઈ! આ તો વાડ ચીભડાં ચોરે કે

ભરૂંસાની લેંસ પાડો જાણે એવી વાત છે.' ભૂપતે વાતને વળ આપવા માંડયો.

'શા માટે નહિં માનું ?'

'ના, ના. પેલા કહે છે તેમ કોઇ વખત સગી આંખે જોયેલું ને સગા કાને સાંભળેલું ખોટું પડે છે. અને આ તો ગંભીર વાત રહી. જોત જોતમાં કોઇના જીવની હાનિ થઇ જાય. એટલે હું તો જોયું તે કહું પછી માનવું ન માનવું એ તમારી મરજીની વાત !'

'હા, હા. એક વખત કહે તો ખરો.'

'જાણે વાત એમ બની કે હું સમજુ બહેનને બોલાવતો બોલાવતો તમારા ઘરમાં ગયો ત્યારે કોઇ દેખાયું નહિં. પણ આગલાં બારણાં ઉઘાડાં હતાં એટલે અંદરના ઓરડામાં ડોકીયું કર્યું તો તો માંહી નવાં ભાભી સાથે પેલા પ્રદ્યુમ્નને જથર વથર દશામાં જોયો...'

'શું કહે છે ?'

'ભાઇના પગે હાથ !'

'ભૂલ તો નથી થતીને તારી ?'

'મારી ભૂલ ? ભાઇના ગળાના સમ ખાઈને કહું છું. બહારથી ચાલ્યો ગયો હોત તો ઓછી ખબર પડવાની હતી...? મેં એમને જોયાં એટલે પાંચ ડગલાં પાછો હઠી ગયો પણ તમારૂં ઘર તે મારૂં ઘર : મારાથી એ જોયું શે જાય ? એટલે મેં તો આગલી ઓશરીમાંથી જ પૂછ્યું: 'કોણ ખેંગારભાઇ કે ?'

'હા... પછી...?'

'ત્યાં તો નવાં ભાભી બહાર આવ્યાં ને મને કહેઃ 'પારકા ઘરની પંચાત તમારે શું કામ કરવી પડે છે ? મારા ઘરમાં પગ મૂકનારા તમે કોણ ? હાલને હાલ ચાલી જાઓ !'

'એટલે સુધી વાત !' ખેંગાર ક્રોધથી ધ્રૂજવા લાગ્યો હતો.

'પણ સાચું કહું ખેંગારભાઈ, પછી તો મારાથી બોલ્યા વિના ન રહેવાયું. મેં ભાભીને કહ્યું તમારે તો જે કરવાનું હશે તે મારા ખેંગારભાઇ કરશે પણ પેલો અંદર કોણ છે એ મને જોવા દો. આજે એને તો જીવતો જવા નહિં દઉં!'

'પછી?' ખેંગારનું રોમે રોમ સળગવા માંડ્યું હતું.

'પછી તો મેં એ પરદુમનડાને ખેંચીને બહાર કાઢ્યો ને બે ચાર દેવાડી. ત્યાં તો ભાભી પહેલાં મારી સામે થયાં, પછી કાલાવાલા કરવા લાગ્યાં ને પછી તે......'

'બોલને બોલ.'

'ન કહેવા જેવી વાત છે વીરા મારા! આટલી હદ સુધી બાયડીઓ જતી હશે એ તો આજે પહેલી જ વખત જાણ્યું.'

'પણ જલદી કહી નાખને?'

'ભાભીએ મને કહ્યું: 'જોઇએ તો ભૂપતભાઇ તમે...' બાકીનું એણે ખેંગારના કાનમાં કહ્યું. મેં કહ્યું 'ભાભી, તમે આ શું બોલો છો! જેવાં લક્ષ્મણજીને સીતા માતા એવાં મારે તો તમે થાઓ!' પણ એટલામાં લાગ સાધીને પેલો છટકી ગયો.'

'એ હવે ક્યાં જવાનો છે?' ખેંગારે મૂછને આમળો આપતાં આપતાં અર્ધું હોઠોમાં જ કહ્યું.

'એ તો મારી ખાત્રી જ છે. એટલે તો અત્યારે જ બધી વાત કરવા આવ્યો. આ તો સ્રીની જાત. એનાં ચરિતર બ્રહ્માએ સમજી શકે નહિં. એટલે ક્યાંક મારી વિરુદ્ધ ભાભી તમને ભંભેરે ને તમે સાચું માની લ્યો...'

'અરે, ભૂપત, એમ તે હોય?'

'ઠીક ત્યારે સુવાંણુ કરો. હું એ ઊઠું. રાત ખૂબ ગઇ લાગે છે.'

એ શબ્દો સાંભળી બારણાની ઓથે ઊભી ઊભી બધા તાલ જોઇ રહેલી સમજુ ધીરેથી અંદર સરકી ગઇ.

ખેંગારે બારણાની સાંકળ વાસી એ જ વખતે એના મોઢા પર ઘુવડ બોલ્યું: 'મુ—આ—આ—આ...!'

[ ૨૦ ]

ભૂપત અને સમજુને એ રાતે સુખની નિંદર આવી: ત્યારે નાની અને ખેંગારની રજની અનંત વેદનાઓથી વિંટળાયલી બની.

સૂવા ગયો ત્યારે ખેંગારના રોમે રોમમાં ક્રોધના વીંછી ડંખી રહ્યા હતા. 'નવીનું ખૂન જ કરી દઉં?' દાદર ચડતાં એના માથામાં એ વિચારોની વીજળી ચમકતી હતી. 'કાલે સવારે એ સાળા પરદુમનીઆના પણ કટકા જ કરી નાખું. એની ઠાઠડીઓ એક જ સાથે નીકળવી જોઇએ.'

પણ ઉપર ગયો અને ફરીથી નાનીએ પૂછ્યું: 'એને તમે જ મારી પાસે મોકલ્યો હતો ને?'

'કોને?' એ બે અક્ષરોમાં કાળા નાગનો ફુંફાડો હતો.

નાનીનું અંગેઅંગ હજુ કપ્ટાતું હતું. બહુ બોલવાની એનામાં તાકાત નહોતી. એ બોલી નહિં.

ફરીથી ખેંગારે ફુંફાડો માર્યો: 'કોને?'

'ભૂપતને'

'કે પેલા તારા પરદુમનીઆને?'

'શું બોલ્યા? ફરીથી કહો જો?'

'પેલા તારા સગલા પરદુ...'

'ખબરદાર! આગળ બોલ્યા તો. એ તો મારા ભાઇ છે!'

'એટલે એની સાથે રંગે રમતી'તી નહિં?'

'જૂઠું, સાવ જૂઠું. આજે મારામાં તાકાત નથી નહિં તો ખરાખોટાનાં હમણાં પારખાં થઇ જાત. એ ભૂપત...'

'તારાં એવી ચરિતર રહેવા દે, વધુ બોલ્યામાં સાર નથી. કોઇ નિર્દોષ માનવી પર કલંક ઢોળતાં તને શરમ નથી આવતી!'

એક પાપ છુપાવવા વધુ પાપ વધારવાં રહેવા દે. નહિ તો હમણાં જોયા જેવી થવી છે.'

'જે ભાયડો પોતાની નિર્બલતા ઢાંકવા પોતાના ઘરમાં પરાયા માનવીને મોકલે, એની મર્દાઈ સ્ત્રીઓ સામે બોલવામાં જ દીપી ઉઠતી હોય તેમાં શું નવાઈ? તમારે જે કરવું હોય તે કરી નાખો. બાકી તો તમારા આ પરાક્રમ પરથી કાલે સવારે જ હું પર્દો ચીરી નાખીશ...'

'આ બધું પેલાનું શીખવ્યું બોલતી હોઈશ, પણ સવારના પહોરમાં એને ઝટકાવી ન નાખું તો મારૂં નામ ખેંગાર નહિ! એનો બાપ મોટો મામલતદાર હોય તેથી હું ડરતો નથી. સમજી?'

ખેંગારની એ વાતોની પાછળ કર્તવ્યનું પીઠબળ નહોતું. એ ન તો નવીના ટૂકડા કરી શક્યો કે ન તો પ્રદ્યુમ્નને કાપી શક્યો.

હા, બીજે દિવસે એણે પ્રદ્યુમ્નને મળીને ધમકી આપી ખરી. પણ જ્યારે પ્રદ્યુમ્ને તેને તતડાવી નાખ્યો અને 'સતિ સમી નાનીને આ રીતે પજવવા માટે એને કચેરીએ ચડાવવા-ની ધમકી આપી ત્યારે એનાં હાડકાંમાં ટંડીની ધ્રુજારી પેસી ગઈ.

નિર્માલ્ય માનવીની માફક એ શંકાશીલ બની ગયો: 'નવી સાચી હશે કે જૂઠી? નવી આમ તો સિંહણ જેવી છે. પણ એ તો અસ્તરીની જાત. એનો કશો ભરૂસો નહિં! પેલી રજપૂતાણીની વાતમાં કહ્યું છે તેમ સાધુને મળવા રાતે પુરવાળી નદી તરીને જનારી પોતાના ધણી આગળ બિલાડીની આંખો જોઈને ડરવાનો દેખાવ કરતી હતી એવું કંઈક મારા ઘરમાં બનતું હોય તો? પરદ્યુમન નર્યો કામદેવ જેવો છે એને જોઈને નવી લપસી જાય તોયે શું નવાઈ? એ માણસના ચડાવવાથી જ એ મારી સાથે આટલાં રિસામણાં રાખે છે. નહિં તો ગામડાની

છોકરીમાં આટલી ચાલાકી તે ક્યાંથી હોય?' એવો વિચાર તંતુ પકડાઈ જતાં તે એને જ કાંત્યા કરતો.

તો વળી બીજો તંતુ પકડાતાં એ વિચાર ચક્કર ફેરવતોઃ 'ભૂપત કાંઇ સારો માણસ તો નથી જ. હજુ એ વાંઢો પણ છે. હરાયા ઢોરની માફક એ જ્યાં ત્યાં રખડતો ફરે છે. એ મને ફસાવીને, મારી નબળાઇનો લાભ લઇ નવીને પોતાની જાળમાં સપડાવા માગતો હોય પણ ખરો! એટલે તો તે દહાડે એણે મને આગળથી બાંધી લીધો. આજની એની વાત તે દિવસની માફક જોડી કાઢેલી જ હોય તો? નાનીએ દાદ ન આપી હોય એટલે એનું વેર લેવા તે મારા ઘરમાં આમ સળગતું છાણું નાખતો કેમ ન હોય?...એનાં કરતુક એવાં તો છે જ. પણ નવી મારી સાથે ત્યારે હસી ખુશીથી દિલ ખોલીને વાત કેમ કરતી નથી? જુવાન છેઃ રૂપાળી છે અને બાયડીની જાત એટલે પેલા કહે છે તેમ પુરૂષ કરતાં એનામાં અઢારગણો કામ વસેલો હોય, માટે એને ક્યાંક દિલ બહેલાવવા સારૂ એઠા ડાળ તો જોઇએ જને? નહિં તો એ ગુંગળાઈ મરે!...એ એઠા ડાળમાં એક તરફ પ્રદ્યુમન ને બીજી તરફ ભૂપત હોય તો જરૂર હાથણી કળશ તો પ્રદ્યુમન ઉપર જ ઢોળે!'

આવી ને આવી દુવીધામાં તે સળગી રહ્યો હતો. તેનું પરિણામ એટલું આવ્યું કે તેણે નાનીને ઘરમાંથી બહાર નીકળવાનો મનાઇ હુકમ ફરમાવ્યો. તે બહાર જાય ત્યારે એને ઘરમાં પૂરી તાળું મારતો. તેથી ગરબાનો ઉત્સવ કથળી ગયો. તેથી મહોલ્લાની અનેક જુવાન સ્ત્રીઓ, કન્યાઓ તેમજ કેટલાએ રસિક જુવાનીઆઓ નારાજ થયા. સહુને ખેંગાર પર ગુસ્સો ચડયો, તે કરતાં વિશેષ ક્રોધ તો ભૂપત પર થયો. કેમકે પ્રદ્યુમ્ન મારફત નાની વિરૂદ્ધ ભૂપતના કાવતરાની વાત લોકકાનો પર અથડાતી થઇ ગઇ હતી.

[૨૧]

નાનીને ઘરની જેલમાં પુરાવું પડયું. એની ચોકીનું કામ સમજુને મળી ગયું હતું એટલે તેને આમોદ પ્રમોદ માટે જોઇતી તક લાધી ગઇ હતી.

ઘણી વખત સમજુ નાનીને એકાંતમાં સમજાવતી અને ભૂપતનું દૂતકાર્ય કરતાં, લલચાવતી. અને જો નાની એ દૂષિત કાર્યમાં તેમની સાથે જોડાય તો ખેંગારની આંખમાં ધૂળ નાખીને ત્રિપૂટી એકી સાથે રસક્રિડા કરી શકશે એવી એવી દલીલો કરતી.

સામેથી નાની ચિડાતી ત્યારે પોતાનાં અધમકૃત્યની નાનીને જાણ કે ભાન થાય એવી નફફટ યુક્તિઓ ભૂપત અજમાવતો અને સમજુ તેમાં સ્વેચ્છાએ સહકાર આપતી!

નાની પર ગુજરતા આ જુલ્મની વાત ફરતી ફરતી સ્વામીજીના કાને પણ જઇ ચડી હતી. એટલે સ્વામીજીએ એક વખત ભૂપતને બોલાવીને ખૂબ ધમકાવ્યો હતો. અને 'બચ્ચા, ઐસી બુરાંઇયાંસે હાથ નહિં ઉઠાયગા તો ઉસકા નતીજા અચ્છા નહિં આયગા' એમ સાફ સાફ ચેતવણી આપી હતી.

'બાપજી! એ વાત જ ખોટી છે. મારી વિરૂદ્ધ આપને કોઇકે ખોટા ઉશ્કેર્યા છે.' એમ કરગરીને ભૂપત છૂટી આવ્યો હતો.

પણ સમજુને મળ્યો ત્યારે મનમાં ને મનમાં તે બડાશો મારવા લાગ્યો 'ઠોકમજી! સાધુ થઇને સંસારીજનોની વાતોમાં માથું મારતા થયા છે એનાં ફળ થોડા જ દિવસમાં ન ચખાડું તો મારૂ નામ ભૂપત નહિં.'

અને પોતાનું નામ રાખવા તે દિવસે નાની અંદરની જાળીમાંથી જોઇ શકે તે રીતે એણે સમજુના શરીર સાથે અટકચાળાં કર્યાં અને ચુંબનોના બુચાકડા બોલાવ્યા!

ખેંગારના દિલને નિર્વીર્યના સંતોષ જેવો એટલો જ સંતોષ થયો કે: 'ગમે તેમ ત્હોયે હું એનો ધણી છું અને એ મારી ધણીઆણી છે એ તો મેં એને બતાવ્યું છે ને? એ ગમે તેટલી તચણુ પાંચ કરે પણ એને મારા ઘરમાં કેદ કરવા જેટલો તો મારો અધિકાર મેં સાબિત કરી આપ્યો છે ભૂપત સાથે એ હળી હોય કે પરદ્યુમન હારે, ત્હોયે હવે તો બેમાંથી એક એને મળી શકે તેમ નથી ને?'

નાનીને કેદ પુરાવાનું કંઈ જ દુઃખ ન હતું. એને તો મુક્તિ કે બંધન બધું જ સરખું હતું: 'આવા માનવી સાથે લગનના બંધનમાં જકડાઈ ત્યારથી મારે નશીબે આત્માનાં બંધન તો ચોંટેલાં જ છે. તો દેહનાં બંધનોથી શીદને ડરવું? આ તો બંધનનો નહિં પણ મુક્તિનો માર્ગ છે. આમને આમ જો દેહ પડી જાય તો સદાકાળને માટે મુક્તિની મહાયાત્રા શરૂ થાય એ ઓછો લાભ ન કહેવાય!'

નાની જાતે આમ મુમુર્ષુ બનીને બેઠી હતી. તેણે ઘરનાં માનવીઓ સાથે બોલવાનું બંધ કરી દીધું હતું. ઇચ્છામાં આવે તો તે બે કોળીઆ ખાતી નહિં તો લાંઘણુ ખેંચી કાઢતી.

પણ એને ઉગારી લેવા મહેલ્લાના અનેક નવજવાનો, નવોઢા નારીઓ અને સંસાર ઉપવનની કલિકાઓ શી કુમારિકાઓ સંગઠિત બન્યાં હતાં.

નાનીને કેદ પૂરવા માટે ખેંગાર અને સમજુ સામે ફોજદારી કાયદા પ્રમાણે કામ ચલાવી શકાય તેમ હતું, પણ પ્રદ્યુમ્નની ઇચ્છા ઘરની વાતોને કચેરીએ ચડાવવાની નહોતી. અને ભૂપત આબાદ છટકી જાય તેમ હતું. એટલે તેણે નવી જ રીતે કામ લેવા માંડયું હતું.

એક દિવસ સ્વામીજીએ ખેંગારને અગત્યના કામ સર પોતાની પાસે બોલાવ્યો અને સસ્મિત વદને પૂછયું: 'ભાઇ, તું

ને તો મેરે જૈસે સન્યાસીકો ભી સંસારીઓકી બાતોમેં ધકેલ દીયા હૈ. બોલ, અબી તેરા ઘરસંસાર કૈસા ચલતા હય?'

ખેંગારે ડરતાં ડરતાં, ધીરે ધીરે એક એક કરીને કેટલીએ વાતો કહી. પણ નાની ઉપર અત્યારે જે જુલ્મ તે ગુજારી રહ્યો હતો એ હકીકત છૂપાવી.

'જબ તો મેરેકો અબ તેરે ઘરકો આના પડેગા.'

'બ–અ–બા–પ–જી! આ...આ...પ...!'

'કયું બે, ગભરાતા કયું હય? તું મેરે સે ડરતા હય?'

'ના બાપજી, પણ આપ જેવા મારે ઘેર...'

'કેમ બોલતો બંધ થૈ ગીયો? મેં તો અબ વૃદ્ધ હો ગયો હું. મેરા તને શો ડર છે? મેરી ઇચ્છા હૈ કે તું કહે છે તેવી નારી તેરે ઘરમેં હોવે તો ઉસકા દર્શન કરના ચાહીએ. વો અદ્‌ભુત સ્ત્રી શક્તિ હોની ચાહીએ!'

ખેંગાર વધુ ગભરાયો. વખત છે ને એને ઘેર સ્વામીજી આવે અને નાનીને કેદમાં પુરેલી જુવે તો?

'અરે, અબી પેલા તુમારા ભૂપતીયા કીધર હય! મેરા બેટા ભૂ–પ–ત...! નામ બડા ઔર કામ...! ખેંગાર, ઉસસે બહોત સાવધાન રહેના. વો બડા પાજી આદમી હય. મૈંને અકસ્માત કલ ઉસકો કોઇ લડકીકી સાથ દેખાથા. ઇસ તલાવ કે ઉપર. દુસરા કોઇ નહિં થા. લડકી કોઇ બિચારી બાલ વિધવા થી. માલુમ હોતા થા કે ઉસકો વો ફસા ચૂકા હય. અબ વો ભાગનેકી તૈયારી કર રહે હૈ... અરે, વો લડકીકા કુછ નામ ભી બોલતા થા...ભૂલ ગયા, જરા યાદ કર ને દે...હાં, હાં, આ ગયા સ્મરણમાં. કોઇ સમજુ બમજુ જૈસા નામ હૈ વો લડકીકા!'

ખેંગાર બોલી ન શકયો. એના માથા ઉપર વીજળી જ તૂટી પડી. છતાં તે પોતાની જાત પર સંયમ રાખીને બેઠો. પણ થોડી જ વખતમાં એણે ઉઠવાની રજા લીધી.

'દેખ, જબ કલ મેં જરૂર તેરે ઘર પર આઉંગા. વો સતિ માતાકે દર્શન કે લીયે. ભૂલ મત જાના. આઉંને...?'

'હા, હા, બાપજી, ન–ન–ના ના, હા...જરૂર જરૂર' એનામાં બોલવાની શુદ્ધિ રહી નહોતી.

સમજુ તો મારી સગી બહેનનું નામ. શું ભૂપતીયો એને ફસાવવા માગતો હતો? તો તો બાપ દાદાનું નામ પાણીમાં ડૂબી જાય! તો તો મારે આપઘાત કરવો પડે!

એ વિચાર વાયુના વંટોળમાં ઉડતો એ ઘેર આવ્યો ત્યારે ત્યાં વળી નવું જ નાટક ભજવાઇ રહ્યું હતું.

એને જોઇને કોઇએ કહ્યું 'ખેંગારભાઇ તમારા ઘરમાં ચોર ભરાયો છે.'

'એક નહિં બે!'

'એમને અમે ઘરમાં પૂર્યા છે!'

ખેંગારમાં કંઇ પૂછવાની કે જવાબ આપવાની શુદ્ધિ બુદ્ધિ ત્યારે રહી નહોતી!

[૨૨]

નાનીને થયેલા અન્યાયને લીધે એનો પક્ષ લેનાર જુથ સ્વયંભૂવૃત્તિથી નિર્માણ થયું હતું. અન્યાય થતો હોય ત્યારે તેનો સામનો કરનારા પણ આપો આપ તૈયાર થાય છે. માટે જ જગતમાં જુલ્મગારો ઝાઝા ફાવતા નથી.

નાની પર જુલ્મ શરૂ થયો એટલે તેનો વિરોધ કરનાર નીકળ્યા. તેમણે જુલ્મનાં કારણોનાં મૂળ શોધી કાઢ્યાં. ભૂપત અને સમજુના કાવતરામાં એ મૂળનું પગેરૂં મળ્યું. એટલે પેલા જુથમાં કિશોર વયના બાલક બાલિકાઓની એક ચોકીદાર ટોળી તૈયાર કરવામાં આવી. એ ટોળી કાયમ ભૂપત અને સમજુ તરફ છૂપી આંખ રાખતી.

એજ વાનરસેનાને માંજાર સેનાનું આ પરાક્રમ.'

ભૂપત આમ તેમ જોતો ખેંગારના ઘરમાં ઘુસી ગયો તે પેલી ટોળકીનાં ચોકીયાતો જોઇ ગયાં હતાં. ભૂપત મોટાંઓનો ભય રાખતો. પણ આવડાં અમરતાં ટણુરિયાં તેની પાછળ ચોકી કરતાં હશે એની તો એને કલ્પના જ નહોતી.

ગમે તેવા કુશળ માનવીની કલ્પના સર્વાંશે દોષ રહીત હોતી જ નથી. માટે જ યોજના પૂર્વકનાં કામોમાંય ત્રૂટી રહી જાય છે અને તેનાં અણકલ્પ્યાં અણધાર્યાં પરિણામો આવે છે.

ભૂપતનું પણ એમ જ બન્યું. એકાંત જોઇને તેણે ઘર પ્રવેશ કર્યો પણ પાછળથી બાલચોકીદારોએ બહારની સાંકળ વાસી દીધી અને ભૂપત–સમજ તેમનાં કેદી બની ગયાં !

એ જ બાળકોએ ધમાલ કરીને આખા મહેલ્લાને એકઠો કર્યો હતો. ગૌરીપૂજન વખતના ગરબાના ઉત્સવમાં વિઘ્ન ઊપસ્થિત થયું તેનું વેર સહુના દિલમાં તાજું હતું એટલે તેનો બદલો લેવા બધાં કઠોરભાવે તલસી રહ્યાં હતાં.

ઘરમાં ચોર ભરાયો ત્યારે સમજુ કયાં ગઇ હશે ? અત્યારે એ કયાં હશે એનો વિચાર કરવા જેટલી ખેંગારના મનને શાંતિ નહોતી.

બાપજીને મૂખે ભૂપત સાથે સમજુનું નામ સાંભળ્યું ત્યારથી એને આઘાત થયો હતો.

ખેંગારે યંત્રવત બારણું ઉઘાડયું અને અંદર ભૂપતને જોયો. ખેંગારની આંખ ફાટી. હાથમાં જે આવ્યું તે લઇને એ ધસ્યો. પણ ભૂપત સાવધાન હતો. ખેંગાર એને ઘા કરે તે પહેલાં તો તેણે ખેંગારને હડસેલી દીધો. ધડૂમ કરતો ખેંગાર પછડાયોઃ એનું માથું દીવાલ સાથે અફળાયું.

એથી આંગણામાં ઊભેલું ટોળું ઉશ્કેરાયું. 'મારો, મારો' કરતા અનેક માણસો ભૂપત ઉપર તૂટી પડયા. ભૂપતને ખૂબ

નાખ્યું; છતાં તે જીવતો છટકી ગયો !

અવ્યવસ્થિત ટોળાના હાથે વિનાશનું કામ પણ વ્યવસ્થિત રીતે પાર પડતું નથી.

ભૂપત નાસી છૂટ્યો એટલે ટોળું સમજુને પકડવા ઘરમાં પેઠું. પણ ભૂપત સામેની ધાંધલનો લાભ લઈને તે બાજુના વાડામાંથી છટકી ગઈ હતી.

જેઓ ભૂપતને બરાબર ઠોકી શક્યા નહોતા તેમના હાથ સમજુને મારવા માટે સળવળી રહ્યા હતા. તેમના મનની બધીયે ઉમેદો મનમાં જ રહી ગઈ !

પ્રદ્યુમ્ને એંગારને બેહોશ બનેલો જોયો એટલે એક માણસને દાક્તર માટે દોડાવ્યો. બીજાઓ પાસે ખાટલો બિછાવરાવી એને અંદર સુવડાવ્યો.

તેટલામાં તો કેટલાક જુવાનીઆઓ નાનીને ઉપરના જે ઓરડામાં પુરવામાં આવી હતી ત્યાં પહોંચી ગયા હતા.

બહાર કેટલાક વખતથી કશુંક ધાંધલ થઈ રહ્યું છે એટલી જ નાનીને ખબર હતી. એનામાં એ જાણવાની ઇચ્છા કે તાકાત નહોતાં.

તાળું તોડી નાખી નાનીના કેદખાનાનું બારણું ખોલી નાખ્યું ત્યારે નાની એક પથારીમાં પડેલી હતી. ભૂખથી એનું શરીર સૂકાયું હતું: રડી રડીને એની આંખો સૂઝી ગઈ હતી: મૃત્યુની જ મહેમાન બનવાની ઝંખનાથી એ જીવન તરફ ઉદાસીન હતી; સૌન્દર્યનું એ ઉપવન કરમાઈ ગયું હતું.

'નાની બહેન ! નાની બહેન !' બે ચાર મુખેથી એક સામટો ઉચ્ચાર થયો.

ધીમે રહીને તેણે ઊંચે જોયું. એની આંખમાં સૂનકારનો ભાવ હતો. વિલાઈ કરમાઈ ગયેલા એના વદન પર શરદના મેઘની મ્લાન છાયા ફરી વળી હતી. શૂન્ય મને, શૂન્ય નયને,

નિર્વિકાર ભાવે તેણે આમ તેમ દષ્ટિ નાખી. એના હૈયામાંથી મુક્તિનો ઉચ્છ્વાસ નીકળ્યો.

'નીચે બધું શાનું ધાંધલ છે?' ધીરે સાદે તેણે પૂછ્યું.

[ ૨૩ ]

અંગારની સ્થિતિ ગંભીર હતી. મગજની ઉશ્કેરાયલી સ્થિતિમાં એ પછડાયો અને માથું દીવાલ સાથે અફળાયું તેથી તે બેભાન બની ગયો હતો.

પરંતુ જો નાની એના ઘરમાં બનેલી ઘટના જાણે તો એના હૃદય પર સખ્ત આઘાત થાય અને વખતે એનું ગંભીર પરિણામ આવે એવી દાકતરે ચેતવણી આપી હતી.

એટલે પ્રદ્યુમ્નની સરદારી નીચે જુવાનીઆઓએ તેમ જ સ્મૃતિ બહેનની આગેવાની નીચે કેટલીક સ્ત્રીઓએ નાનીની માવજતનું કાર્ય ઉપાડી લીધું.

નાનીની તબિયત ત્રણ ચાર દિવસમાં જરા ઠીક થઈ એટલે દાકતરની સલાહથી એને અંગારની માંદગીના સમાચાર જણાવ્યા.

'ત્યારે તો મારું સ્થાન એમની પાસે જ હોવું જોઈએ. એમને શું થયું છે, કેટલા દિવસથી એ માંદા છે, મને કેમ કહ્યું નહિ?' એમ ઉપરા ઉપરી તેણે પ્રશ્નો પૂછવા માંડ્યા.

'બહેન, અમારો એ અપરાધ અમે સ્વીકારી લઈએ છીએ.' સ્મૃતિએ કહ્યું 'એને માટે પાછળથી તમે જે ચૂકાદો આપશો તે શિક્ષા અમે ભોગવીશું!'

સ્મૃતિ બહેનને એમ બોલતાં સાંભળી નાનીને હૈયે જૂની વાત તાજી થઈ: 'પ્રદ્યુમ્નભાઈ માટે મારી ઉપર જુઠા આક્ષેપ મૂકનારને આ દેવ જેવાં દિલાવર માનવીઓની જરાયે ઓળખ પડી હોત તો!'

'સ્મૃતિ બહેન !' ઉપકારવશ નાની ગદ્‌ગદ્ કંઠે બોલતી હતી. 'તમે સામાન્ય નારી નથી, દેવી છો...'

'બસ બહેન ! મને વિશેષ ના ચડાવશો, નહિ તો પાછી દેવીમાંથી હું માનવી બની જઇશ !'

'ના, ના, તમે મહાન છો.' એકાએક નાની લાગણીવશ થઈ એમને પગે લાગી.

સ્મૃતિ બહેને તેના હાથ પકડી લીધા.

'તમારી ચરણરજ મસ્તકે ચડાવનાર નારીનું જીવન ધન્ય થઇ જાય. મારે માટે તો તમે માતા રૂપ છો. તમે ન હોત તો કોણ જાણે મારું...'

નાનીની આંખોમાંથી હૈયાના ભાવ અશ્રુ રૂપે ટપકવા લાગ્યા.

'નાની બહેન, નાની બહેન ! આમ શું કરતાં હશો ?' સ્મૃતિએ પોતાની સાડીના પાલવથી એનાં આંસુ લુછવા માંડયાં.

'અરેરે, દેવી જેવાં તમે ને દેવસમા મારા પ્રમ્ભુનભાઇ, એમની સામે આક્ષેપ મૂકતાં એમને સહેજ સંકોચ સુદ્ધાં ન થયો ?...'

'બહેન, તમે બન્ને પહેલાં સારાં થઇ જાઓ. પછી આપણે બધાં ભેગાં બેસી ગઇ ગુજરીનું પૃથકકરણ કરીશું.'

'એ તમારી સજ્જનતા બોલાવે છે, બાકી મારો અંતરાત્મા તો એમ કહે છે કે દેવ જેવાં માનવીઓ પર કલંક મૂકવાના પાપનાં ફળ તરીકે જ એ માંદા પડયા હશે. સ્મૃતિ બહેન, એમને શું થયું છે ?'

'ખાસ ગંભીર કશું નથી.'

'પણ...'

'તે તમે પાછળથી જાણશો.'

'અત્યારે મને એટલું જાણવાનોય હક નથી કે શું ! બહેન, એ તો મારા ચૂડી ચાંલ્લાના રક્ષક, મારા સૌભાગ્યના સ્વામી !

નારીનું નશીબ એના સૌભાગ્યનાથ છે. એમની સામે હું ગમે તેટલો રોષ રાખતી હોઉં પણ એમના આધારે આ સંસારમાં મારૂં જીવન છે.'

'સાચી વાત છે બહેન!' સ્મૃતિએ નાનીનો હાથ પંપાળતાં કહ્યું. તે વખતે એના મનમાં તે બોલી રહી હતી: 'આવી જ નારીઓનાં પગલાં જ્યાં પડે ત્યાં પ્રેમ અને આનંદ પ્રકટે છે. નારી જાતિના દ્રોહ કરનારાઓ નથી સમજતા કે તેઓ એમ કરીને અર્ધમાનવ જાતિનો દ્રોહ કરી રહ્યા છે. સ્ત્રી પુરૂષનો પ્રાણ છે, એની જાગૃતિમાં તો ભાવીના પ્રાણની જાગૃતિ છે. પણ પ્રજાને સ્વાધીન જોવા માગનારાઓય સ્ત્રીને ગુલામ રાખે છે!'

'મને હવે એમની સેવામાં હાજર થવા દો. હવે તો હું બંદીવાન નથીને? એમની સેવા કરવાની પણ છૂટ છે ને?' કહેતાં નાની પતિની પથારી પાસે જવા પોતાની પથારીમાંથી બેઠી થઇ: પૃથ્વીના હૈયામાંથી સરિતા પ્રગટ થાય તેમ.

નારી સહિષ્ણુતાની સાક્ષાત પ્રતિમાઓ જ છે. પોતાના સ્વાર્થને લીધે પુરૂષો એમની પ્રશંસા કરી તેમને ગૌરીશંકરના શિખરે સ્થાપે તેથી તે ફૂલાતી નથી, કે તેમની નિંદા કરી ધૂળમાં રગદોળે એનીય તેમને પરવા નથી. એ તો અવિચલ ભાવે પુરૂષના સુખ માટે જાતનું બલિદાન આપે છે. પુરૂષ સ્ત્રી માટે ગમે તેટલી ભૂલભૂલામણીઓ ઊભી કરે તેથી નારી ઠગાતી નથી. એ તો પુલકિત વદને પુરૂષને નિરંતર સર્વસ્વનું દાન આપે છે. એના આનંદમાં પણ ભોગ રહેલો છે. એ ભોગના બદલામાં પુરૂષ રોગ શય્યા આપે કે પ્રેમ, બન્ને તે હસતે વદને સ્વીકારે છે. ગમે તે સ્થિતિમાં નારી પુરૂષ માટે દેહ પ્રાણ સમર્પે છે! નાનીની પ્રશંસા કરતાં એક જુવાન બીજાને આ રીતે કહી રહ્યો હતો.

નાની દર્દીની પથારી પાસે ગઇ ત્યારે મૂર્તિમાન બલિદાન સમો પ્રદ્યુમ્ન એના પતિની સુશ્રૂષા કરી રહ્યો હતો.

એને જોઇને નાનીની આંખોમાંથી ઉપકારની લાગણીનો આંસુનો ધોધ વહેવા લાગ્યો. તે પ્રદ્યુમ્નના પગમાં પડી: 'ભાઇ, ભાઇ! તમે દેવતા છો!'

પ્રદ્યુમ્નને સંકોચ થયો. એ નીચો નમ્યો નાનીના હાથ પકડી તેને ઉઠાડવા: પણ એક વિપળમાં તે સાવધાન થઈ ગયો. નાનીને પકડીને બેઠી કરવાને બદલે તે જ બે ડગલાં પાછો ગયો.

'નાની બહેન ! આ શું કરો છો?'

નાની ત્યારે બોલી નહિં. પથારીમાં પડેલા અને તેની માવજત કરી રહેલા બે પુરૂષોનું તે નેત્રને પલ્લે તોલ કરી રહી હતી. બેમાંથી કોણ મહાન? એને પ્રદ્યુમ્નના વિરાટ સ્વરૂપ પાસે પોતાનો પતિ વામનજી દેખાયો. ઉભયના તોલમાં પ્રમ્દ્યનનું પલ્લું નીચું નમતું દેખાયું.

[૨૪]

ખેંગારને હવે ઠીક ઠીક આરામ થઇ ગયો છે. જો જરાક વધારે માથું પટકાયું હોત તો માંદગીએ ગંભીર સ્વરૂપ પકડ્યું હોત. કાં તો એને સ્મૃતિભ્રંશ થાત અથવા તો દૃષ્ટિ ગુમાવી બેસત કેમકે એ પટકાયો તે પહેલાં એના દિલ પર જબ્બર આઘાત થયો હતો.

દાકતરે ખેંગારને આરામ થયા પછી એ વાત કહી. હજી દર્દીને થોડાક દિવસ સંભાળભરી માવજતની જરૂર હતી. નાની એ બાબતમાં અનુભવી નર્સનેય દાંતમાં આંગળા પકડાવે એવું કાર્ય કરી રહી હતી.

એણે રાતોની રાતો સુધી જાગરણ કર્યાં હતાં. દિવસોના દિવસો સુધી ખડે પગે, ચિંતા ભર્યે હૈયે સુશ્રુષા કરી હતી.

આખા ગામમાં અને સગાં સંબંધીઓમાં નાનીની સહુ પ્રશંસા કરતાં. અસમાન લગ્નના બંધનમાં જકડાયલી નાનીના

દિલનાં દર્દને જેઓ જાણતાં હતાં તેમને પણ નાનીએ ખેંગારની જે પ્રમાણે ચાકરી કરી તે જોઇ નવાઇ લાગી.

નયનોમાં એજ નિર્વિકાર ભાવ, વિરાટ પરિહાસ જેવા લગ્નથી ભાગેલી નૌકા જેવા બની ગયેલા સંસાર તરફની એ જ ઉદાસીન વૃત્તિ, હૈયામાં સંગ્રહી રાખેલી એજ અનંત અવ્યક્ત વેદનાઓ, ત્રોફાઇ જતાં દિલને સંયમમાં રાખતું એ જ અભેદ્ય મૌન, સાથે અવિચલ પ્રાણે અંખડ સેવાની કઠોર સાધના જીર્ણ-જીવન અને જાગૃત મનના વિસંવાદ વચ્ચે ચાલુ રાખવી એ અતિ મુશ્કેલ કાર્ય છે. એ કાર્ય નાની બજાવી રહી હતી. જે ખેંગારે નારી જીવન માટે ઘોર કલંક ગણાય એવો આક્ષેપ મૂકીને તેને ઘરમાં કેદ કરી હતી એ ખેંગારના તમામ અપરાધો કાચા પારાની માફક ગળી જઈ, ગમના રસાયનની મદદથી તેને પચાવી, નિર્લિપ્ત સહિષ્ણુતા અને નિર્વિકાર ધૈર્ય દાખવવું એ તો કેવળ સંસારમાં નારી માટે જ શકય હોઇ શકે. યૌવનની ઉદ્દામ ચંચલતા, સોહાગણ તરીકેના જીવનના સંતાપ અને અસમાન લગ્ને ઉજ્જડ બનાવી દીધેલા મનની કટુ લાગણીઓ પર અંકુશ મૂકીને નાની જે ગૃહિણી ધર્મ બજાવી રહી હતી તે જોઇને તો એનાં માતા પિતાનેય એ ગુણિયલ દીકરીના પગે પડવાનું મન થઇ જતું.

પિયરનાં આણાં લઇને આવેલા પિતાને કઠોર વચનો સંભળાવી પાછા કાઢયા ત્યારે એના પિતાએ માન્યું હતું કે છોકરી વંઠી જશે. એની માનેય લાગ્યું હતું કે દીકરી મારી કુખ વગોવરાવશે. આજે એ જ દીકરીએ એમના મોંઢા ઉજળા કર્યાં એવી તેમને ખાત્રી થઇ!

પથારીમાં સૂતાં સૂતાં ખેંગાર સૌન્દર્ય દેવી શી નાનીને જોતો અને પોતાના જેવા પાપી માનવીને ઘેર આવેલી એ દેવ સુંદરી માટે એના હૈયામાં પૂજ્ય ભાવ જાગતા.

'આ સ્ત્રીને મેં આટ આટલા અન્યાય કર્યા, એનાં આટલાં બધાં અપમાન કર્યાં, એને મારી, ક્રોધના ચડાવ્યાથી એની સામે ગંભીર આળ મૂક્યાં, એને કેદખાને નાખી, છતાં લાખ્ખો અપકારો પર આ તો ઉપકાર જ કરી રહી છે. આવી સ્ત્રીને મેળવીને હું ધન્ય બન્યો છતાં ઘેર આવેલી ગંગાને અજ્ઞાનતાથી અંધ બની ગટર ગણી ઉવેખી!'

પછી તો જ્યારે જ્યારે એકાંત મળે ત્યારે ખેંગાર મનની એ લાગણીઓ નાની આગળ ઠાલવવા લાગ્યો.

'મારો એ ધર્મ છે. પ્રત્યેક નારીની એ પવિત્ર ફરજ છે. મેં એમાં કશુંય વિશેષ કર્યું નથી. તમારે લીધે તો હું ઉજળી છું. તમે છો એટલે મારૂં સૌભાગ્ય છે.'

જવાબમાં નાનીના એ નિખાલસ શબ્દો શાયડા જેવા બની ખેંગારના હૈયામાંથી પ્રાશ્ચતાપની સરવાણીઓ પ્રગટાવતા.

માંદા માણસને એવા અનેક માનવીઓ ઘેર આવતા. નાની એ સહુનો સ્નેહભર્યાં નયને અને હુંફ ભર્યા હૈયે સત્કાર કરતી. જમાડવા પડે તેમને જમાડતી. એના એ સ્વાગતથી અને તેને માટે તે ક્યાંથી વખત મેળવતી એ તેની ચાલાકીથી પરગામનાં સંબંધીઓ પણ એની પારાવાર પ્રશંસા કરતાં યે થાકતાં નહિં!

ખેંગારમાં બેસવા જેટલી શકિત આવી કે પહેલું કાર્ય એણે પ્રદ્યુમ્નનો હાથ પકડી આંખે અડાડી એની ક્ષમા માગવાનું કર્યું.

'પરદુમનભાઇ, આપ તો દેવ પુરૂષ છો. હું અધમ છું. મેં તમારી ઉપર કેવાં કેવાં આળ મૂક્યાં...'

'હવે ગઇ ગુજરી ને સંભારશો નહિં ખેંગારભાઇ!'

'કેમ ન સંભારૂં! હું મરીશ ત્યાં સુધી એ તો મારા હૈયાને ભાલાની માફક વિંધશે. અરેરે, તમારા જેવા મહાત્માને...'

ખેંગારની આંખોમાં ઝળઝળીઆં આવ્યાં.

'ખેંગારભાઈ, મહાત્મા તો એક માત્ર પરમાત્મા છે. પણ તમારે જો કોઈની પણ ખરેખરી માફી માગવા જેવું હોય તો તે આ નાનીબહેનની !'

'બાપુ ! એનો તો હું ભવે ભવનો ૠણી છું. મારા જેવા પાપીને ઘેર એ તો પુણ્યશાળી દેવી પધારી છે. તમારા સહુના દેખતાં હું એની માફી માગું છું...'

'પ્રદ્યુમ્નભાઈ, સ્મૃતિબહેન ! આ શું ? તમે બધાં ભેગાં થઈને મને પાપમાં ન નાખો.' ખેંગારે બે હાથ જોડી એની તરફ માથું નમાવ્યું કે તુરત નાની બોલી ઊઠી. વિવેકધર્મને લીધે તેનાથી ખેંગારને સીધું સંબોધન કરી ન શકાયું કે તેને હાથ પકડીને અટકાવી ન શકાયો.

'ના, ના ! ભલે હું ભાયડો રહ્યો, એનો નર રહ્યો, પણ એની સરખામણીમાં હું એના ચરણની રજ છું: એની પૂજા કરું તો મારું આયખું તરી જાય ! સ્મૃતિબહેન, ભૂલચૂક હોય તો માફ કરજો. તમારી આમન્યા આજે રાખી શક્યો નથી. પણ નવી તો દેવી છે. એને માટે તમારા સહુની હાજરીમાં એમ કહેતાં મને જરાયે શરમ લાગતી નથી.'

'એ તમારું ગૌરવ છે.' પ્રદ્યુમ્ને કહ્યું.

'આજે જે સમજણ ઊગી છે તે કાયમ રહો !' સ્મૃતિએ આશિષ આપ્યા.

'તમારા આશીર્વાદ, ફળો !' ખેંગારે શ્રદ્ધાભર્યા હૃદયથી એ આશીર્વાદ માથે ચડાવ્યા.

[૨૫]

લોક જીભે ચડીને અફવાઓ આવી હતી:

'સામા ગામની હદના કુવામાંથી એક બાયડીનું સડેલું મુડદું નીકળ્યું છે. એ મુડદું સમજુનું જ હોવું જોઈએ.'

'અરે સમજુને તો આપણા ગામના મથુરભાઇ મુંબાઇ ગયા ત્યારે ભસ્માંગનાઓના લત્તામાં, માનવભંગાર સમી વેશ્યાઓ વચ્ચે યૌવનનું હાટ જમાવીને બેઠેલી જોઇ આવ્યા છે.'

'ભૂપતને માર પડયો તેને બીજે દહાડે તળાવને સામે કાંઠે સ્મશાનની સામેના કોતરો આગળ એક માનવ હાડ પિંજર સમડી, ગીધડાં ને કુતરાં કોચી, તોડી, ચુંથતાં હતાં. રાત્રે કોહલાંઓએ એના માંસના લોચા ઉતરડી નાખેલી ચામડીમાંથી કાઢી લીધા હતા. એજ ભૂપતિયાનું મુદ્દું હોવું જોઇએ! લોહી દદડતો એ નાઠો હતો તે રસ્તામાં થાકીને લોથ થઇને પડી ગયો હશે. અને શિયાળવાં અને ઝરખો એનો જીવતી દશામાં જ કોળીયો કરી ગયાં હશે!'

ટીકાખોર જીભો એની ઉપર મનગમતા મસાલાની અતિશયોકિતનો છંટકાવ કરતી.

પણ ખેંગારે ખરાબ સ્વપ્નની માફક એ વેદનામય ઘટનાને વિસારે જ નાખી હતી.

એ તો કેવળ નાનીને જોતો ને એના આત્મામાં અમીનાં ઝરણ ફુટતાં.

નાનીના સંબંધની એની અત્યાર સુધીની કલ્પનાઓ, માન્યતાઓ અને શંકાઓ ઉલટી જ પુરવાર થતી આવી હતી. એને એના સાચા સ્વરૂપમાં સમજવી તે ખેંગાર જેવા સામાન્ય બુદ્ધિના માનવી માટે જટિલ સમસ્યા હતી.

એણે આજ સુધીના વર્તન પરથી નાનીને મિજાજની પુતળી માની હતી. સગા બાપની સાથે વાત કરતાં એણે જે સ્વતંત્ર સ્વભાવની સાબિતી આપી હતી તે જોયા પછી ખેંગારે માની લીધું હતું કે સુકા ઝાડ સમી અણનમ નવી હું મરવા પડું તો સામું પણ નહિં જુવે; પણ એની માંદગીમાં નવીએ જે રીતે એની માવજત અને કાળજીભરી સેવા કરી તે જોયા

પછી વળી એંગારના હૈયાના સૂકા ઠુંઠાને આશાની નવી કુંપળો ફૂટી. એ નવી આશામાં એણે માની લીધું :

'મારી માંદગીના અકસ્માતે અને તેની સાથે સંકળાયલી ઘટનાએ નવીના દિલનો ધર મૂળનો પલટો કરી નાખ્યો છે. હવે જરૂર એ મારી સાથે હસીને બોલશે અને સુંદર નવયૌવના નારીઓ પુરૂષને આકર્ષવા માટે જે અભિનય અને નખરાં કરે છે તેમ જે પ્રકારના હાવભાવ બતાવે છે તે પ્રમાણે એ મારી સાથે વર્તન રાખશે.'

છતાં એની એ ગણતરી પણ ખોટી ઠરી.

જેમ જેમ એંગારને આરામ થતો ગયો તેમ તેમ નાનીનું વર્તન પહેલાંની માફક પાષાણી પ્રતિમા જેવું બનતું ગયું.

ભાદરવાની અંધારી રાત હતી. ભયંકર મેઘ ગર્જન શરૂ થયું હતું વિફરેલી પ્રકૃતિ વીજળીના ખડગથી પટા ખેલી રહી હતી. મહોલ્લાનાં તમામ મકાનોનાં બારણાં બંધ હતાં. પ્રકૃતિના એ ઘમસાણનાં 'ડ્રાઉં ડ્રાઉં!' કરતા દેડકાઓ ભયગીતો ગાઇ રહ્યા હતા. ત્યારે એંગારની લાગણીના તાર ઝણઝણી રહ્યા હતા. ભયભિત ભામિનીઓ ડરથી ગભરાઈ આવા કુદરતનાં ઘમસાણ વખતે પતિરૂપી વૃક્ષને વેલીની માફક વિંટાળાઇ જાય છે એવું તેણે નાટકના કોઇક ગાયનમાં અથવા તો શૃંગાર રસની કવિતામાં સાંભળેલું, આજે એ રીતે નવી દોડી આવી એને ભેટી પડે અને ભયમાંથી બચવા એનો રસિક આશ્રય માગે એવી ઇચ્છાએ એના મનમાં સળવળાટ શરૂ કર્યો હતો.

પણ નવી ડરીયે ન ગઇ તેમ એનો આશરો શોધતી આવી એને ભેટી પણ નહિ! એ તો નિર્વિકાર ભાવે પોતાનું કામ આટોપી સુવાની તૈયારી કરી રહી હતી.

ભૂખ્યું બાળક સાવઠી મા પાસે વગર પૂછે ખાવાનું મેળવવાની આશા રાખે તે ફળે નહિં અને જાતે થઇને જીદ કરી

ખાવાનું માગતાં ડરે એવી દશામાં મૂકાયલા એંગારે તૃષાતુર નજરે નાની સામે જોયું અને છેવટે પૂછ્યું:

'ડર લાગે છે? લાગતો હોય તો અહિં આવ મારી પાસે!'

'શાનો ડર?'

'મેઘની ગર્જનાઓનો!'

'એમાં ડરવા જેવું શું છે?'

'ઘણી સ્ત્રીઓ બહુ ગભરાય છે અને પતિને વિંટળાઈ વળે છે.'

'એ ઘણીઓ કરતાં હું જુદી છું.'

નવી કોઈ રીતે મચક આપતી નથી એ જોઈ એંગારે કહ્યું:

'નવી, તને મારી તરફ દયા પણ નથી આવતી?'

'દયા શા માટે?'

'તને પ્રેમ નથી થતો તેથી!'

'એ તો મેં અત્યાર પહેલાં અનેક વખત તમને કારણો સાથે કહેલું જ છે.'

'પણ ત્યારે તેં મારી આટલી બધી સેવા ચાકરી કરી...'

'કેમકે એ મારો ધર્મ હતો.'

'અને મારી તરફ પ્રેમ કરવો તે...'

'મારા હાથની વાત નથી. એ મનની લાગણી છે. તમારી તરફ મને તિરસ્કાર નથી. તમે મારી તરફ અનેક વખત દુર્વર્તન કર્યું છે છતાં હું તમારી તરફનો મારો ધર્મ ચૂકી નથી. પણ તમારે માટે મારા દિલમાં પ્રેમ થતો નથી. તમને જોઈ આત્માની કળી ખીલી ઉઠતી નથી...'

'હું દુર્ભાગી છું. તને હું પરણ્યો પણ પામી ન શક્યો. મારે તારી સાથે પરણવું નહોતું જોઈતું! મેં તને અન્યાય કર્યો છે. તારી ઉગતી આશાઓને કચરી નાખી છે; કબૂલ, પણ હવે

એ ભૂલ સુધરે શી રીતે?'

'માટે જ તમારે ને મારે એનાં પરિણામ જીવન સુધી વેઠવાનાં.'

'હું બધું સમજું છું નવી! તું સામાન્ય સ્ત્રી નથી. અસામાન્ય નારી છે. પણ મનની લાલચ છૂટતી નથી. એક જ વખતે તેં મારી સાથે હસીને વાત કરી હોત તો મારૂં જીવ્યું સફળ થાત. પણ કંઇ નહિં. સ્વામીજીએ કહ્યું હતું તેમ સ્વેચ્છા એ તારી તરફથી જે મળી રહે છે તેટલાથી હું સંતોષ માનીશ.'

'તેટલા અંશે તમારા મનને આરામ મળશે...'

'પણ તારા મનને...'

'...તો આજીવન આરામ મળવાનો નથી. મૃત્યુ જ મને એ આરામ આપશે!'

'હું ખરેખર દિલગીર છું. નવી, મારી એક, માત્ર એક જ માગણી પહેલી અને છેલ્લી વખત સ્વીકારીશ? મારા દિલને એથી શાતા વળશે. જીંદગીમાં ફરીથી આવી માગણી હું નહિં કરૂં.'

ખેંગાર આર્તસ્વરે બોલતો હતો.

'મારી પાસે તમે શું માગો છો?' નાની સહેજ નમ્ર બની.

'બીજું કંઇ નહિં. લોકોને મુખે સાંભળ્યું છે કે તું સરસ ગાય છે. માત્ર હું જ એથી વંચિત રહ્યો છું. માત્ર એક જ ગીત તું ગાઇ સંભળાવે એટલી માગણી છે. હું તારી પાસે એટલા દાનની ભિક્ષા યાચું છું.'

એ માનવીના એટલા કાલાવાલાથી નાનીનું હૈયું આર્દ્ર બની ગયું.

બહાર મેઘગર્જનના ગડગડાટ હજુ થતા હતાઃ વીજળીના ચમકારાથી વાતાવરણ પ્રકાશિત બની જતું હતું: ટપ ટપ વર્ષા બિંદુઓનો અવાજ સંભળાતો હતો અને ઘરની અંદર નાની

ગાઈ રહી હતી:

હેલે ચડીરે હેલે ચડી,
મારા હૈયાની હોડલી હેલે ચડી.
ક્યારે સખિ એ શાન્ત થાશે ફરી?
મારા હૈયાની હોડલી હેલે ચડી!
સૂની માઝમ રાત, સૂની સેજલડી, સખિ!
સૂની ઉર એકાંત, ભડભડતી ચિતા બળે!
મારા મુખથી કશું ના કે'વાયે સખિ!
મારા હૈયાની હોડલી હેલે ચડી!
સૂની ભવની વાટ, સૂનો ચાંદલીયો નભે;
સૂનો રસનો થાટ, સૂનું જગ રડતું દિસે:
હું તો રડું છતાં ના રડાયે સખિ!
મારા હૈયાની હોડલી હેલે ચડી!
સૂની આંબાડાળ, સૂની ફૂલની વાડીઓ;
સૂનું દિલ સ્નેહાળ, સૂના તારલિયા ખરે;
ભૂંડી વિરહવ્યથા ના રહેવાયે સખિ!
મારા હૈયાની હોડલી હેલે ચડી!
સૂના યૌવન રાગ, સૂનાં સ્નેહલ સોણલાં;
સૂના સૌ સોહાગ, સૂનું ભર બ્રહ્માંડ છે!
સૂની આખી નિશા કેમ જાય સખિ!
મારા હૈયાની હોડલી હેલે ચડી!

'બસ કર, બસ કર, નવી! હવે વધુ ગાવાનું બંધ કર! હું બધું સમજી ગયો. તારો આ કરુણ કકળાટ સાંભળીને મારૂં હૈયું વિંધાઈ જાય છે! હું અભાગીયો! તારા સ્નેહાળ દિલનું મેં જ ખૂન કર્યું છે! અને હવે તો તારા જ જેવી મારી દશા થઈ છે. જો કે તું જુવાન છે અને હું ઘરડો થવા આવ્યો છું તો પણ!'

ખેંગાર આવેશમાં એ શબ્દો બોલી રહ્યો હતો. બહાર કુદરત પણ પોતાની તમામ રમતો છોડીને ખેંગારના એ શબ્દો ની શાખ પુરાવવા શાંત બની ગઇ હતી !

પૃથ્વી પરકમ્મા થંભાવીને સ્થિર દૃષ્ટિએ વિલોકી રહી હોય તેમ નાની ખેંગારના એ શબ્દો સાંભળવા થંભી ગઇ અને તેના મુખભાવ જોવા સ્થિર દૃષ્ટિએ અવલોકી રહી. ચંદ્રિકામાંથી અમી ઝરે તેમ એના સુંદર વદનમાંથી નિર્મળ હાસ્ય ઝર્યું.

'અત્યારે તમે સાચી વાત કહી. માનવી જે દિવસે સાચી વાત સમજે છે તે દિવસે એની સાચી મુક્તિનો આરંભ થાય છે, અને જ્યારથી એ સમજણને તે જીવનમાં ઉતારતો થાય છે ત્યારથી એનો ઉદ્ધાર થાય છે. દંભના ગમે તેટલા પર્દા પાથરવાથી પુરુષ સ્ત્રીને ઠગી શકતો નથી.'

'તારી વાત સો એ સો ટકા સાચી છે.' પોતાના અપરાધનો એકરાર કરતો કેદી ન્યાય મંદિરમાં બોલતો હોયતેમ ખેંગાર બોલતો હતો.

એકાએક પ્રલયનાં તોફાન શમે તેમ ક્ષણભર નાનીનો જીવન વંટોળ થંભી ગયો : એના હૈયામાં ઊર્મિ ઉછળી આવી : પશ્ચાતાપથી પવિત્ર બનેલા પુરૂષને ચરણે સ્વેચ્છાથી જાતનો ઉત્સર્ગ કરવાની નારીહૃદયની સાહજિક પ્રેરણાએ એનું રોમે રોમ થનગની રહ્યું. વિધાતા જાતે ઉઠીને આવતી હોય તેમ તે ખેંગારની પાસે આવી : એકાએક એના હૈયાના આગળા ઉઘડી ગયા. તેમાં ભરેલો મીઠો, કિનારા વિહોણો અગાધ સ્નેહ સમુદ્ર હેલાળા મારવા લાગ્યો : અને વૃક્ષને વેલી વીંટળાય તેમ તે ખેંગારને વીંટળાઇ વળી. બહાર વીજળીનો જબ્બર ચમકારો થયો. બારીમાંથી આવતા એના પ્રકાશમાં અંદરનું આ દ્રશ્ય કુદરત પણ જોઇને રાચી ઉઠી. જીવનના સાર સમું પ્રેમ ભરેલું મીઠું ચુંબન નાનીએ ખેંગારને આપ્યું. જેની સ્મૃતિ જીંદગી

સુધી ન વીસરાય એવા એ એક જ ચુંબનમાં ખેંગારે સમસ્ત જીવનનો આનંદ અનુભવ્યો. એ જીવન રસાયને એનામાં નવચેતન સ્ફુર્યું : યૌવનની વીજળી એને સ્પર્શી ગઈ. એ એક જ ચુંબનમાં પુરુષ મિલનના સકલ વિશ્વના નારી હૃદયનો પોકાર ખેંગાર સાંભળી રહ્યો. એવો જ પ્રેમનો સાદ એક દિવસ રતિએ કામને કર્યો હશે એમ તેણે માન્યું ને સંતોખાયો!

ખેંગારે એ પોકાર ઝીલ્યો: જાસુદના ફુલ જેવા નાનીના લાલ બનેલા ગાલો પર, રાતા ગુલાબની ખીલતી કળી જેવા તેના હોઠ પર, કોયલના કંઠને કેદ કરનાર એના ગળા પર, પોયણાંની પ્રફુલ્લિત પાંદડીઓ સમાં તેનાં નયનો પર, સૌભાગ્યના પાટ સમા તેના કપાળ પર ચુંબનોની ઝડીઓ વર્ષાવી.

ઘડી પહેલાંના શુષ્ક, નિરસ સંસારમાં રસની છોળો ઉડવા લાગી.

એકાએક મેઘ ગર્જનનો ગડગડાટ થયો: એકાએક નાનીના હૈયામાં સૂતેલી સહચારની કામના જાગી ઉઠી: એનું સુસુપ્ત નારી જીવન આળસ મરડી ઉઠ્યું: 'ઓ...ઓ...!' પ્રાણની બંસી જેવા એ ધીમા મીઠા પોકાર સાથે તે ખેંગારને વળગી ગઈ.

'ભય લાગે છે?' ભીલડીના નૃત્ય વખતના ધૂર્જટીના સ્વર જેવો ખેંગારના શબ્દમાંથી ધ્વનિ નીકળ્યો.

'હવે?...ના...ના...!' નાનીએ આતુર ભાવે પતિ તરફ જોયું. એ દૃષ્ટિમાં નારીના હૈયાની અનંત કવિતાઓ હતી.

ખેંગાર એ ભાવ વાંચી શક્યો. અને બે વિયોગી દિલના મિલનનો અપૂર્વ સંયોગ યોજાયો.

ખેંગારે એમાં પોતાનો વિજય જોયો: પણ ખરો વિજય નાનીનો હતો એ તેનાથી ન ભૂલાયું. કેટલાક પરાજયો વિજયવંતા હોય છે: નાનીનો આ વિજય એવો હતો.

જે સ્વેચ્છાએ વશ થાય તેને બળ જબરીથી વશ કરવાની

તાકાત કોઇમાં નથી, એ સત્ય ખેંગારથી સમજાયું. આ ગમે તેવી હોય, વિદ્રોહનો કીર્તિધ્વજ ફરકાવતી વિશ્વના વિજયી શિખર પર ઊભી હોય, છતાં તે કદી આ મટતી નથી એ વાત ખેંગારને સમજાઇ.

પણ પોતાનું આ ક્ષણિક સુખ સ્વપ્ન તો નથીને એવી ખેંગારના મનને મધુર ભીતિ લાગવા માંડી.

પશ્ચિમ હજુ અંધકારમાં ડૂબેલું હતું: પૂર્વ હજી હમણાં જ જાગૃત થતું જતું હતું: વર્ષાદ થંભી ગયો હતો: બારીમાંથી ઉષ:કાળનો સમીર પૃથ્વીની સુગંધી ભરી લાવી નાની અને ખેંગાર પર ઢાલવી જતો હતો.

ખેંગારે ઉઠીને જોયું ને અધ ઉઘડયા પ્રભાત સમી, અધ ઉઘડયા યૌવનમાં મનોહર લાગતી નાનીના અધ જાગ્યા હાસ્ય પુલકિત મુખમંડળ પર નવવધૂની આશા રંગોળીઓ પુરી રહી હતી.

રસ મૂર્તિ રાધાના પ્રસન્ન હાસ્ય સમું નાનીનું ગોરૂ મ્હોં જોયું ને ખેંગારે એની ઉપર ધીરે રહીને એક મીઠું ચુંબન મૂકયું.

નાનીની ફૂલ સમી દેહલતા સળવળી: મીઠું મીઠું હસતી એની પાંપણો ઉઘડીને બિડાઈ ગઇ અને રજનીનું મૌન જાતે ઉઠીને બોલે તેમ તે બોલી:

'હજી ધરાયા નથી!'



## : : બીજો ભવ : :

[૧]

ખેંગારનું મન હવે ભર્યું ભર્યું રહે છે. નાનકડા બાળાને રમાડતાં તે ધરાતો નથી. જેટલો વખત એ ઘેર હોય અને બાળો જાગતો હોય તેટલો વખત એ બાળાને પોતાના હાથમાંથી દૂર કરતો નહિં.

એને મોટી ઉમ્મરનો છોકરો હતો: મગન. પણ મગનની આ છેલ્લી સુવાવડમાં મરી ગઇ તે પહેલાં મગન પછીનાં ચારેક છોકરાં ગૂજરી ગયાં હતાં. એટલે ઘણે વરસે ખેંગારને પોતાનું રમકડું મળ્યું હતું.

વૃદ્ધ પુરૂષો જુવાન સ્ત્રી પરણી લાવે અને પહેલી જ વખતે તેને પુત્ર અવતરે એ બાળક ઉપર તેના ઘરડા બાપને બહુ જ હેત આવે છે. એ હેતની પાછળ ઊંડે ઊંડે 'મારે હવે ક્યાં ઝાઝું જીવવું છે?' એવી મનોદશા રહેલી હોય છે. અથવા તો 'કદાચ આ છેલ્લા જ બાળકના પિતા બનવાનું સર્જીત હશે!' એ વિચાર ઊંડે ઊંડે અંતરમાં ઘોળાતા હોય છે.'

આવા પુરૂષો નવી સ્ત્રીઓને અસમાન લગ્નને લીધે થતા અસંતોષના મારણ તરીકે બીજી બધી રીતે રાજી રાખવાનો પ્રયાસ કરતા હોય છે, તેમ પોતાની લાચારી પરના ઢાંક પિછેડા તરીકે: 'ઓછી મારે આની રળેલી બાજરી ખાવી છે?' એમ કહેવાની સાથે સાથે નવીના પહેલા બાળક પર ખૂબ જ વહાલ બતાવે છે!

પિયર જવાની ઇચ્છા ન હોવા છતાં, ખેંગારની માંદગી વખતે ખબર પૂછવા આવેલાં માતા-પિતાના આગ્રહને એ વશ થઇ હતી. તેમાં પણ માના કકળતા હૈયાના કાલાવાલાની અવગણના નાની નહોતી કરી શકી. માની આંખનું આંસુ કઠોરમાં કઠોર દીકરીના હૈયાને પણ પીગળાવી નાખે છે.

એટલે ખેંગારની તબિયત સુધરી તે પછી નાની પિયર ગઇ ત્યારે બાલ્યકાળની અસંખ્ય યાદગીરીઓથી મહેંકતા એ મહિયરની ભૂમિ પર પગ મૂકતાં જ નાનીનો જીવન તરફનો વિષાદ ઉડી ગયો.

અહિંથી તે છેલ્લી ગઇ ત્યારે એના કૌમાર જીવનના કોડના કુમળા છોડ ઉપર વૃદ્ધ લગ્નની વીજળી તૂટી પડી હતી. અનંત

નિરાશાના કિનારાહિન સાગરમાં એ લગ્નની ભાંગેલી નૌકામાં બેસીને સંસારની સફરે રડતી અને કકળતી નીકળી હતી.

અને પિયર પાછી આવી ત્યારે આવતી કાલના બાળકને ગર્ભમાં લઇ, માતા બનવાના કોડવાળી, આશાની નૌકા પર બેસીને શરમાતી, સંકોચાતી, લજાતી છતાં અંતરમાં હરખાતી હતી.

અલ્પાવધિમાં તેને અનેક કાળ જેટલો જીવનનો અનુભવ થયો હતો. એ કડવી ને મીઠી સ્મૃતિઓ એના હૈયાના ભોંયરામાં દટાઇ રહી હતી. યાતના અને અપમાનોના પહાડોને કચરી ખુંદીને પણ તે આગળ ધપતી હતી, યાતનાઓની મહાજ્વાલાઓમાં પણ તે હસતે હૈયે પસાર થઇ હતી.

એમાંની કેટલીક વાતો ઉકળતા હૈયામાંથી ટપકીને એકાદ બે સહિયરોને કાને પડી અને ત્યાંથી માને જાણવા મળી, ત્યારે દીકરીનાં એ દુઃખ માટે મમતાળું માડીનું હૈયું ચિરાઇ ગયું.

'અરેરે બહેન, તને ઉછેરીને આમ સળગતી હોળીમાં ધકેલવાની દુર્બુદ્ધિ અમને સુઝી...' માએ એક વખતે દીકરીને હૈયા સરસી દાબીને કહ્યું ત્યારે એની આંખોમાંથી વસંતનાં વર્ષાબિંદુ સમાં અશ્રુબિંદુઓ ટપકી ટપકી પુત્રીના વદનને ભિંજાવી રહ્યાં હતાં. માનાં એ આંસુઓમાં દીકરીનાં આંસુઓ ભળી માનો ખોળો ભિંજવતાં હતાં.

'બા, એ બધો પસ્તાવો હવે નકામો છે. ગાય અને દીકરી એ જ્યાં મોકલવામાં આવે ત્યાં દોરાઇને જવું જ જોઇએ એવું આગ્રહપૂર્વક કહેનારાં માતા-પિતાનો પેટની દીકરી તરફનો યે કંઇક ધર્મ તો હશેને ?'

'એવું કોણ સમજે છે ?'

'તો પછી આ વ્યર્થ પસ્તાવો અને આંસુ શા માટે...'

'દીકરી, બહેન, નાની...તને ઘરડા વરને આપી ત્યારથી જ

મારું હૈયું દાઝી રહ્યું છે. હવે એની ઉપર ડહામ ન દે!'

'મશાલ લઈ કુવામાં હડસેલી મુકેલી પુત્રી બે ડૂબી મરે તો પછી ચિંતાનું યે શું કારણ?'

મા બિચારી ધ્રુસકે ને ધ્રુસકે રોવા માંડી.

બાજુમાં બેઠેલી રૂતુએ કહ્યું : 'નાની, દુનિયામાં અતિ બુદ્ધિવાન ગણાતાઓ પણ કયારેક અતિ ગંભીર ભૂલો કરી બેસે છે.'

'પણ જ્યારે એ ભૂલનાં ફળ બીજાને વેઠવાનાં હોય, તેને માટે બીજાઓને જીંદગીની મહત્વાકાંક્ષાઓનો ભોગ આપવાનો હોય ત્યારે એ મહા બુદ્ધિવાનોય નિંદ્ય છે. કેમકે એક વખત ભૂલ કરી તેનાં પરિણામ ભોગવ્યા વિના છૂટકો નથી.'

આવી વાતો તે પછી નાની જાતે કદી કાઢતી નહિ. એ મહિયરમાં સાસરાની કડવી સ્મૃતિઓને તો ખાસ ભૂલવા મથતી હતી.

નાનીને પુત્રનો પ્રસવ થયો અને એના પિતાનું ઘર વસંતના આંબાવાડીયા જેવું કલ્લોલતું બની ગયું.

નાનો બાળક નાની જેવો રૂપાળો હતો. બાળક દાદા દાદીનો પ્રાણ થઈ પડયો. મામા મામીઓના હાથમાંથી ખોળામાં ને ખોળામાંથી હાથમાં ફરવા લાગ્યો.

ઘરડી સ્ત્રીઓ એને રમાડતાં રમાડતાં બોખા મોંમાંથી બચીઓના બુચકારા બોલાવાતી કહેતીઃ 'નર્યું નાનીનું જ બાળપણ! નાની, તું જન્મી ત્યારે આવી જ હતી.'

ડોશીઓને મુખેથી એવી વાતો સાંભળતી ને નાની શરમાતી. 'મુઆં તમે! મારે તમારી વાતો નથી સાંભળવી' એમ છણકા સાથે કહેતી હરિણીની માફક એ દોડી જતી.

'હજીયે બાળક જેવી જ રહી!' એની પાછળ જોઈ રહેલી ડોશીઓ કહેતી.

'તે એ બાળક નથી તો બીજું શું છે? ભગવાને નાન પણ માં ખોળો ભરાવ્યો, બાકી નાની કાલ અત્યારની!'

પરંતુ ડોશીઓ સમીપ લજામણી શી શરમાતી નાની સમાન વયની સખિઓમાં ધીર બની જતી. કોઇ કોઇ વખત પતિ તરફના દિલના સ્વાભાવિક અતડાપણાની વાતો કરતી તો કોઈક વેળાએ એનો ઘરડો પતિ વાસનાની લિપ્સાથી કેવાં લટૂકડાં કરતો અને પોતે એને દાદ કેમ ન આપતી તે કહેતી. એક વખત એણે જન્માષ્ટમીના મેળામાં ભૂપતને તમાચો ઠોકી દીધા ની વાત કરી ત્યારે એની સખિઓ હસી હસીને થાકી ગઇ હતી. બીજી વખત સમજુની છૂપી પ્રણયલીલાની વાતો એને મુખે સાંભળી બધીઓએ એની તરફ તિરસ્કાર બતાવ્યો, ત્યારે નાનીએ કહ્યું: 'કોઇ માનવી જાતે ખરાબ નથી. સંજોગ એને ખરાબ બનવા તરફ હડસેલે છે. આપણી આસપાસ જીવન વહી રહ્યું છે પણ એનું ચૈતન્ય ઝીલવાની શક્તિ આપણે ગુમાવી બેઠાં છીએ. જો ભૂપતને યોગ્ય વયે મનને સંતોષ થાય એવી કન્યા મળી હોત; જો સમજુની સહચારની લિપ્સા રૂઢીના આડંબરથી દબાવી દેવાનો વ્યર્થ પ્રયાસ ન કરતાં એની દેહ-લગનની વાસનાની તૃપ્તિ માટે પુનર્લગ્નની સગવડ આપવામાં આવી હોત તો તેમણે આપણને બુરાં લાગે છે એવાં કાર્યો ન જ કર્યાં હોત.'

'પણ સમાજ અનુભવથી સુધરવાની ના પાડે છે.'

'તેથી એની સામે વ્યવસ્થિત વિદ્રોહ જાગે ત્યાં સુધી ભૂપતસમજુ જેવાંઓની ભાંગફોડનાં છૂપાં કાર્યો ચાલુ રહેશે.'

'પણ તેમાં મોટામાં મોટો ભોગ સ્ત્રીઓને આપવો પડે છે.'

'સ્ત્રી કદી પોતાને જ ઓળખી શકતી નથી. આખી જીંદગી એ પોતાના ભાગ્યને જાણવા ફાંફાં મારે છે.'

નાનીએ કહ્યું: 'એના કરતાં તો એમ કહો કે સ્ત્રી સહન

શીલતાની મૂર્તિ છેઃ સ્નેહ, મમતા, કરૂણાનો ભંડાર છે. એના જીવનને ચારેકોરથી જકડી લેવામાં આવ્યું છે. છતાં આ સમાજને સુધારશે ને સંસારને તારશે. પણ આજે નારી જાતિનો ત્યાગ અભાન છે. પ્રદ્યુમ્નભાઇ કહે છે તેમ એ ત્યાગ સભાન બનશે ત્યારે સંસારને ગુલામ બનાવનાર તમામ બંધનો એક જ કડાકે તુટી જશે.'

આવી વાતોમાંથી પ્રદ્યુમ્નભાઇની, સ્મૃતિબહેનની અને નાનકડી સુરંગીની વાતો નીકળતી. એમનો પરિચય મેળવ્યા પછી નાનીની બહેનપણીઓ કહેતીઃ 'ત્યારે તો તારાં એ દેવ સમાં માનવીઓનાં દર્શન કરીને કો'ક દહાડો પાવન થવું પડશે!'

એક દિવસ ટીખળી રૂપાળીએ નાનીના કાન પાસે મોઢું લઇ જઇને હસતાં હસતાં કહ્યું: 'અલિ, એવો રૂપાળો વર તને મળ્યો હોત તો સારૂં એવું તને કદી નથી થતું પ્રદ્યુમ્નભાઇને જોયા પછી?'

ત્યારે નાનીએ છણકો કર્યો હતો.

છતાં કાનમાં કહી જનારની એ ટીખળી વાત સાવ કાઢી નાખવા જેવી તો નહોતી જ.

[ ૨ ]

નાનીનો કેટલોક વખત બાબાની પાછળ જવા લાગ્યો. બેંગારના દિલડે એથી ઊંડે ઊંડે એક આશ્વાસન મેળવ્યું. 'એને હવે છોકરો થયો છે એટલે જીવનનો તનમનાટ થાળે બેઠો. હવે એનું મન ઠરીને ઠામ બેસશે!'

પોતાની સંપત્તિ લુટાઇ જવાના સદાય ભયમાં રહેતો શ્રીમંત માનવી બાજુના બંગલાવાળાએ ચોકીદાર રાખવાથી 'હવે ચોર આવવાનો ડર ઓછો થયો' કહીને સંતોષ માને એવો બેંગારનો આ પણ આભાસી આત્મસંતોષ હતો!

એ નાનીનો પતિ હતો છતાં એના આત્માથી સેંકડો ગાઉ

દૂર હતો. તેથી તે નાનીને હજુ ઓળખી શકયો નહોતો. આવા પતિઓ અનેક વર્ષો સુધી સર્વદા સાથે રહેવા છતાં અજાણ્યા પુરૂષ રહે છે. ખેંગાર નાનીના શરીરનો સ્વામી હતો ને રહ્યો, તે પોતાની શારીરિક વાસનાની ભૂખ શમાવે છે. એથી તેને સંતોષ છે.

જગતની બીજી હજારો સ્ત્રીઓની માફક નાની પણ અજાણ્યા ખેંગારનું શયનગૃહ શોભાવતી હતી. એના આત્માને એ ખટકતું. ખેંગારથી એ વસ્તુ સમજાતી નહિં.

એને તો એક મેઘલી રાત્રે નાનીના દિલનું દાન મળ્યું હતું. હકીકતમાં તો તે દયા કરીને ભિખારીને નાખવામાં આવેલો ભીખનો ટૂકડો માત્ર હતો. પણ ખેંગારને એ ટૂકડાથી જ સંપૂર્ણ સંતોષ થઇ ગયો. હતો.

પણ નાનીના અત્માની ભૂખ અને દિલડાની પ્રેમતૃષા અતૃપ્ત જ રહ્યાં હતાં: નાનીના સંયમે, સંસ્કારે અને વિવેકાવિવેકના ભાને એ ક્ષુધા અદમ્યતાની હદ સુધી પહોંચી શકી નહોતી. ખેંગાર ભૂલથી એને પોતાની પ્રભુતા માની રહ્યો હતો.

નાની પુત્રવતી બની એથી હિંદુસ્તાનની તમામ સ્ત્રીઓને થાય છે તેવો આનંદ એને થયો. માતા બનવું એ નારી માત્રના જીવનની ઉત્કટ અભિલાષા હોય છે. ખાલી ખોળો સમસ્ત નારીને મિથ્યા જીવન સમો લાગે છે. એટલે ખોળાના ખુંદનારના આગમનથી નાનીને આનંદ થયો, પણ એથી એના આત્માની ભૂખમાં વૃદ્ધિ થઇ.

'જો રૂપ, ગુણ અને વયમાં સમાન એવો પતિ પ્રાપ્ત થયો હોત, તો પુત્રપ્રાપ્તિ આજના કરતાં સહસ્રગણી વધુ આનંદદાયક બનત. સરખે સરખી જોડી હોય તો દંપતી જીવનના વિવિધરંગી સોનેરી વાણાતાણાથી ભાવીને ઉજ્વલ બનાવી શકે, વર્તમાનનો રસ લુંટી શકે. મારે તો ઉમ્મરે પહોંચેલા

આદમીની સાથે રહીને અકાળે વૃદ્ધ બનવાનું : લાગણી, ઉર્મિ, અભિલાષા, આશા, ભાવના, મહેચ્છા સહુને અકાળે દાબી, કચરી કરમાવી કુંઠિત કરી નાખવાનાં!...આવાં વય, વિચાર, લાગણી અને મનના મેળ વિનાનાં માબાપના બાળકનું ભાવી કેવું રચાવાનું? બુઝાઈ ગયેલી લાગણીઓવાળા વાતાવરણમાં બાળકને ઉલ્હાસ તો જોવા યે નહિં મળે...અને એના પિતા? આ છોકરો ભણી ગણીને જવાન બની પરણે ત્યારે એના પિતા હયાત હશે? હશે તો કેવા ડોસા?...પિતા પુત્ર વચ્ચે પણ મન મેળ શી રીતે જામશે?...વૃદ્ધ વયના માનવીએ પિતા બનવાની આશા રાખવી તે વારસને માટે નુકશાનકારક છે. એ ન તો પોતાના સંતાનને સારી રીતે ઉછેરી શકે, ન તો એને પુરતી કેળવણી આપી શકે...વચ્ચેથી જ સંતાનોને નબાપાં બનાવીને એ આખરી મંજિલ તરફ કુચ કરી જાય, ત્યારે નાનાં બાળકો રઝળતાં જ થાય ને?...મારા આ બબલાને નશીબે એવી ઘટના જોવાનું નિર્માણ તો નહિં હોય ને?...ત્યારે મગન જુવાન હશે, મારે ને આ બબલાને એના આશ્રિતબનીને એના આપ્યા રોટલા ખાવાના!...અનાથ ઓશિયાળાં નિરાધાર મા દીકરાનું પછી કોણ?'

બાબાને રમાડતાં અનેક વખત નાનીના હૃદયાકાશમાં વિચારોની આવી વાદળીઓ આવી આવીને વિખરાઇ જતી.

એક દિવસ એકાએક પૃથ્વી ફોડીને વાસનો છોડ ઉગી નીકળે તેમ નાનીના હૈયાનાં ઉંડાણને ભેદી અકથ્ય ઇચ્છાનો વિચાર ફણગો ફૂટી નીકળ્યોઃ 'પ્રદ્યુમ્નભાઇ જેવો પતિ મને પ્રાપ્ત થયો હોત તો?' અને કલ્પના પ્રદેશમાં ડૂબી રહેલા કાવ્યની માફક એ વિચારની ઝણઝણાટી એના આત્માને સળવળાવી ગઇ.'

કોઇ પણ ઇચ્છા કેમ જન્મે છે એ માનવી જાણી શકતું

નથી. કચરી રાખેલા અધૂરા અભિલાષ સભાન કે અભાન અવસ્થામાં આમ એકાએક મનોભૂમિ પર ફૂટી નીકળે છે અને તેને ઘેરી વળે છે.

નાનીના મનને પણ પેલો વિચાર ઘેરી વળ્યો:

'સુરંગી કેવી સરસ છોકરી છે ? પ્રદ્યુમ્નભાઇ અને સ્મૃતિ બહેનનું સર્વ રીતે સમાન યુગલ છે. માટે જ એ દંપતીનાં સુખ, સંતોષનું પ્રતિબિંબ સુરંગીમાં દેખાય છે. મને એવો પતિ પ્રાપ્ત થયો હોત, તો અમે બેઉ બાબાને કેવો બનાવત ?... બાબો નાતમાં ને જાતમાં નામ કાઢત...દેશમાં ને પરદેશમાં પંકાઇ જાત...એવા પુત્રની માતા તરીકે અનેક જીભે મારાં વખાણ થાત...! પણ આ તો...!'

નાનીએ નિશ્વાસ મૂકયો !

પુત્ર જન્મ પછી જ નાનીની આ પ્રકારની માનસિક વેદનાઓ વધતી જતી હતી. ખેંગારને એનું ભાન પણ નહોતું !

[ ૩ ]

મનનો ઘોડો તોફાને ચડી ન જાય તે માટે નાનીએ સમજણ પૂર્વક એને વિવેકનું ચોકડું ચડાવ્યું. એને ખોટી ફુરસદ ન મળે તે માટે નવાં નવાં કામમાં ચિત્ત પરોવવા માંડયું. એ કામને બહાને એણે સ્મૃતિ બહેનને ત્યાંની અવર જવર બિલકુલ ઘટાડી દીધી. સીલકે રહેતી થોડી થોડી નવરાશનો સદુપયોગ કરવા સારૂ આધેડ વયની સ્ત્રીઓ સાથે એણે મંદિર અને કથા શ્રવણ તરફ લક્ષ દોરવ્યું.

ખેંગારના દિલને તેથી સવિશેષ ટાઢક થઇ. ઘરના વૃદ્ધ માલિકની ઘરવાળીને છાજતું વર્તન નવીએ જીવનમાં ઉતાર્યું તેથી એને પોતાની જંગમ મિલ્કતની સલામતીના સંતોષની શાતા વળી.

નાનીના દિલને કંઇ ઠંડી આગ જલાવી જલાવીને પીખવી રહી છે તેની ખેંગારના ટાઢા બોળ મનને જરાયે સમજણ ન પડી.

સવાર સાંઝ દેવદર્શન, ઢળતા બપોરે ઓખાહરણની કથાનું શ્રવણ અને રાત્રે માણભટની મહાભારતની કથા તરફ આવાગમન એ નાનીનો નિત્યક્રમ થઇ પડયો.

આધેડ નારી સમુદાયમાં દર્શન કરેલી દેવમૂર્તિઓનાં સમા સમાનાં નાની વર્ણન કરતી ત્યારે શ્રોતૃસમુદાયને એ ભાવિક ભકત જેવી ભાસતી : સાંભળેલી કથામાંથી સ્મરણમાં છપાઇ ગયેલા પ્રસંગોનું એ અવલોકન કરતી ત્યારે એનામાં કથાકારનો આત્મા રમમાણ કરતો દેખાતો અને મીઠા હલકે એ ભજન ગાઇ સંભળાવતી ત્યારે કોઇ કોઇને એનામાં મીરાંનો પરચો દેખાતો !

નાની ગરબા મંડળમાં ભળી ગરબા ગાય તેમાં ખેંગારને વિદ્રોહનો છૂપો જવાલામુખી સળગતો જણાતો, પરંતુ એજ નાની નારી સમુહ વચ્ચે બેસીને ભજન ગાય તેમાં ખેંગારને પોતાના પતિપદનો વિજય દેખાતો !

એકાદશીનાં જાગરણ અથવા એવા કોઇ નિમિત્તે નાની પોતાને આંગણે સ્ત્રી ભકતોની મિજલસ જમાવે ત્યારે ખેંગાર હોંશે હોંશે પ્રસાદ વગેરેની વ્યવસ્થા કરવાની નવીની આજ્ઞા ઉઠાવતો !

એવા એક જાગરણની રાતે નાનીએ મીરાંનો માલકોસ ગાઇ સંભળાવ્યો ત્યારે આખી શેરીની સ્ત્રીઓએ અને દૂર દૂરથી એ ભજનના શબ્દોને ઝીલનાર પુરૂષોએ પણ નાનીના કંઠની બેહદ પ્રશંસા કરી.

મોરી લાગી લટક ગુરૂ ચરનન કી.
ચરન બિના મુઝે કછું નહીં ભાવે,

જૂઠ માયા સબ સપનનકી.
—મોરી.

ભવસાગર સબ સૂખ ગયા હૈ,
ફિકર નહીં મુઝે તરનનકી.
—મોરી.

મીરાં કહે પ્રભુ ગિરિધર નાગર !
ઉલટ ભઇ મોરે નયનનકી.
—મોરી.

એ ભજન નાનીનું પ્રિય જીવન સૂત્ર બની ગયું હતું અને સારીયે શેરીના માનવીઓને તે મૂખપાઠ થઇ ચૂકયું હતું.

ભવસાગર સબ સૂખ ગયા હૈ,
ફિકર નહીં મુઝે તરનનકી'

એ કડી જ્યારે નાની ગાતી ત્યારે એની આંખોની બારીમાંથી હૈયામાં છૂપાઇ બેઠેલા ભાવો અશ્રુરૂપે દર્શન દેતા. અનેક માનવીઓ તેને નાનીની ભાવુકતા ગણતાં પણ નાની માટે તો એ ભાવ હૈયાના જ્વાલામુખીના ઉકળતા લાવા સમા હતા.

નાનીએ આગ્રહપૂર્વક આણવા માંડેલા આ જીવનપલટાથી પોતાના મનમાં ખૂણે ખાંચરે છૂપાઇ બેઠેલો આંતરિક અસંતોષ જોર ન પકડે પણ ધીરે ધીરે ઓછો થતાં થતાં આખરે અદશ્ય થઇ જાય એવી એની ઇચ્છા હતી. એથી તે પોતાને કોઇ ને કોઇ કામમાં રોકાયલી જ રાખતી.

હજુ તો લીંપણ સહેજ બસાયું યે ન હોય ત્યાં તો એ છાણમાટીનો ગારો કરી, ચિતારાની અનુભવી પીંછીના ચિત્રામણ શું એક ધારૂં સીધું નાજુક ઓળીયાવાળું લીંપણ લીંપતી. સરાખડાની માટીમાં અબરખ ભેળવી એના વડે ઓરડે ઓરડાની દિવાલો, કોઠીઓ, કોઠલા લીંપી કહાડતી. તાંબા, પીત્તળ અને કાંસાનાં જૂનવાણી વાસણો પર નાનીનો હાથ ફરતો અને માંજ-

નારીનો હાથ ઓળખતાં હોય તેમ તે બધાં ઝબારા મારતું નવું સ્વરૂપ ધારણ કરતાં, એ વાસણોની ગોઠવણીમાં પણ નાની અજબ કલા દાખવતી !

આમ મનને જરા પણ મેલ ન ચોંટી જાય તે સારૂ નાની ઘર વખરીને ચાંદની જેવી સ્વચ્છ રાખવા સતત પ્રયત્નશીલ રહેતી. નાનીનું ઝળહળતી જ્યોત જેવું ઘર જોનારને હૈયે વસી જતું.

પણ નાનીને એટલેથી જ સંતોષ ન થતો. એ તો જરા જેટલી નવરાશ મળી કે ચંદની ને ચાકળા, તોરણ ને કલમ કંકાવટી, સીવવા ગૂંથવા કે ભરવાનું કામ શરૂ કરતી.

નાનીનો સ્પર્શ થતો ને ખેંગારના ઘરનું કથીર કંચન બની જતું. એક માત્ર ખેંગારના મનના મેલને નાની જડમૂળથી દૂર કરી ન શકી.

બહારથી તો એ ખુશખુશ રહેતો. ઘરડી ડોશીઓ નાનીના ઘરકામનાં વખાણ કરતી ત્યારે એના ઘરડા હૈયાની વિલાઇ ગયેલી કળીઓ પણ ક્ષણિક ખિલી ઉઠતી, પરંતુ કોઇ ઘરડો પુરૂષ ખેંગારને કહે કે: 'અલ્યા તારી નવીનાં તો ગામની બાયડીઓ બહુ વખાણ કરે છે, સહુ કોઇ કહે છે કે: 'ખેંગારની નવીના હાથે તો હીરા વસે છે.' એ સાંભળીને મનેય તારૂં ઘર જોવા આવવાનું મન થાય છે.' તો ખેંગારના દિલમાં ઉકળતું તેલ રેડાતું: 'બહુ રૂપાળી ને બહુ ગુણવાળી બાયડી ભાયડાની દુશ્મન જેવી ગણવી એવું ડાહ્યા પુરૂષો કહી ગયા છે તે જરાયે ખોટું નથી હોં... નવી ભલે ને ગમે તેટલી સારી હોય પણ જેનાં આટ આટલાં વખાણ થાય તે કોક દા'ડો પણ લપસ્યા વગર રહે જ નહિં તો...એ તો ભણ્યા જ ભૂલે ને તરવૈયા જ ડૂબે...' એવા એવા વિચારોનાં સળગતાં છાણાં ધુંધવાઇ ધુંધવાઇ, શંકા રૂપી ધુમાડાથી એના મનને ગુંગળાવી મારતાં.

ઘરડા વરને પરણીને આવનારી નવજુવાન નારીના ભાગ્યમાં ચારે બાજુએથી વછુટતાં કુશંકાઓનાં તીરોથી વિંધાવાનુ જ હોય છે તે એના વાંકે નહિં, પણ અસમાન વયનાં કજોડાનાં જ કારણે!

[ ૪ ]

એંગારની આગલી બાયડીનો મગન થોડાક વખતથી મોસાળે રહેતો હતો. સમજુ ભૂપત સાથે ભાગી ગઇ, એટલે મગનની બાની માએ 'દેખરેખ રાખનારી છોકરાની એક ફઇ હતી એણે તો મોં કાળું કર્યું ને નાશી ગઇ, હવે ભાણીયાનું કોણ? ગમે તેટલો પણ બાપ એ તો ભાયડો. ભાયડાની જાતનો નવી બાયડી આવે એટલે વિશ્વાસ શ્યો? નવીની ને એની ચાર આંખો ભેળી થાય કે તરત જ ભાયડો આગલીનાં છૈયાંને ભૂલી જાય. એટલે મારે મારા ભાણીયાને નવી માના હાથના ઠોંસલા ખાવા ઇના બાપના ઘેર રાખવો નથી.' એવા વિચારોની નીસરણીએ અનેક વખત ચડ ઉતર કરી કરીને મગનીયાને પોતાની પાસે તેડાવી લીધો હતો.

નાનીને એ ગમતી વાત નહોતી. છતાં એંગારે કહ્યું: 'ભલે ને એ મોસાળે જાય છે ને, બીજે તો ક્યાંય જતો નથી ને?...'

'પણ લોકો શું કહેશે? કહેશે કે નવી આવી ને આગલીના છોકરાને કાઢયો...'

'લોકો ભલે કહેવું હોય તે કહે; હું જાણું છું ને? ગોળીને મોંઢે ગરણું મૂકી શકાય કાંઇ કુવાને મોઢે ગરણું બંધાય છે?'

'પણ મારા કરમે તો નિંદા સાંભળવાની જ ને. અહિંના એના મોસાળના નાતીલા મારે જ માથે દોષનો ટોપલો ઢોળશે!'

એ ન્યાતવાળાઓ તો કહેતા હશે તોયે નાનીની પીઠ પાછળ, પણ એંગારે તો જરાક ચળભળાટ થતાં અત્યાર સુધીમાં

અનેક વખત 'તારે જ લીધે મારે નમાયા છોકરાને મોસાળ મોકલવો પડયો છે,' એવા શબ્દોના ડહામ નાનીના હૈયામાં ચાંપ્યા હતા.

એ બધું ઓછું હોય તેમ, હમણાં વળી મગનના મોસાળથી એવી ઉડતી અફવાઓ હવા પર સ્વાર થઇને આવી રહી હતી કે, મગનનાં સાસરીયાં નવીના મગન પરના ત્રાસને લીધે એનું નક્કી કરેલું વેવીશાળ ફોક કરવા માગે છે!

એ વાત સાંભળી ત્યારથી નાનીએ રડી રડીને આંખો સૂજવી નાખી હતી.

મગનનાં મોસાળીયાંને આવી વાતો વહેતી મૂકવા માટે કયું કારણ મળ્યું હશે તે તો એમને ખબર, પણ હકીકત તેથી ઉલટી જ હતી.

મગન નાનો હતો ત્યારથી એનું સગપણ થયું હતું અને હવે એની ઉમ્મર પરણવા જેવડી થઇ હતી, તેથી નાનીએ જ ખેંગારને મગનના લગ્નનું નક્કી કરવા માટે દબાણ કરવા માંડયું હતું.

પણ મગનનું વેવીશાળ થયું ત્યારે ખેંગારનું ખોરડું ખાનદાન ગણાતું હતું. એ ખાનદાનીને ભૂપત ભેળી ભાગી જઇને સમજુએ લાંચ્છન લગાડયું હતું. તેથી મગનના સસરાએ વેવીશાળ તોડવાનો વિચાર કર્યો હતો. એ વાત જે ને તે સ્વરૂપે જાહેર થાય તો વખતે મગનીયાનું સગપણ બીજે કયાંય ન થાય અને એ સદાને માટે વાંઢો રહી જાય, એવી કાલ્પનિક ભૂતાવળ ઊભી કરી, એનાં મોસાળીઆંએ, નવીના નામપર એક આયતું જ આળ ઓરાઢવાનું સગવડ ભર્યું માન્યું હતું!

એથી જ્યારે એ વાત સાંભળી ત્યારે નાનીના દિલને જબ્બર આઘાત થયો. છતાં 'ગમે તેમ કરીને પણ આને આ જ વરસે મગનના વિવાહ કરી જ નાખો.' એવું દબાણ તેણે

એંગાર પર શરૂ કર્યું.

નાની બહારથી હસતું મોઢું રાખી, ઘરકામમાં મનને રોકાયલું રાખવાનો પ્રયાસ કરતી, છતાં મગનનાં મોસાળીઆં-ઓએ વિનાકારણે એની સામે જે આક્ષેપો કર્યા હતા, તે એનાથી ભૂલી શકાતા નહોતા. નિંદાનાં એ પોલાદી તીર ઓચિંતાં એના હૈયામાં ઘોંચાઇ જતાં અને એકલી એકલી યે નાની પોશ પોશ આંસુડે રડતી !

સ્મૃતિબહેને નાનીને બહુ બહુ સમજાવી, 'આવી વાતો તો ખરાબ સ્વપ્નની માફક ભૂલી જ જવી જોઇએ, એનું કાંતણ ચાલુ રાખવાથી તો શરીર અને મન પર અસર થાય; અને એનું પરિણામ તમારૂં ધાવણ ધાવતા આ નાનકડા બાબાને ય ભોગવવું પડે; એટલો તો વિચાર કરો.' એવી સલાહ આપી.

ત્યારે નાનીએ રડતાં રડતાં કહ્યું: 'બળ્યું સ્મૃતિબહેન ! ભૂલવાનો બહુ પ્રયત્ન કરૂં છું. છતાં ભૂલાતું નથી. કોઇ પણ જાતના વાંક ગુન્હા વિના નિર્દોષ માનવી પર પોતાનાં લોકો આવા ગંભીર આક્ષેપ કરે ત્યારે કેમ ન લાગે ?'

'નાનીબહેન, દુનિયાના લોકોને નિર્દોષ માનવીપર મિથ્યા આક્ષેપો મૂકવામાં જ મજા મળે છે ! જગતમાં એવો કયો નિર્દોષ માનવી છે કે જેની પર વિના કારણે ખોટાં તહોમતો મૂકાયાં ન હોય ?'

'મને એમ થાય છે સ્મૃતિબહેન, કે કન્યાઓનાં મા બાપ દીકરીઓનાં અસમાન વયવાળા આદમી સાથે કજોડાં કરવાને બદલે એમને જીવતી ચિતાએ ચડાવતાં હોત તો, તેમને દીકરી-ઓના વધારે આશીર્વાદ, મળત. લોકો કહે છે: 'બીજ વરને પરણે તે મહા સુખ મ્હાણે !' સ્મૃતિબહેન ! મારા જાત અનુભવથી કહું છું કે, એ વાતો નરાતાર જૂઠી છે. હા, કદાચ આગલી બાયડીનાં છોકરાં હયાત ન હોય એવા નવજવાન બીજ વરને

એનાથી નાની ઉમ્મરની બાયડી મળી હોય તો પુરૂષ તરીકેના પોતાના સ્વાર્થ ખાતર એ ઘડીભર એની આગળ લટુકડાં કરતો હશે, પણ આગલીનાં છોકરાંની 'મા' બનીને જેને આવવું પડે એવી 'નવી'ના તો ભોગ જ છે. માત્ર 'ઓરમાન' હોવાના કારણે જ એ સ્ત્રી ઘરમાં પગ મૂકે ત્યારથી સહુ એની સામે કુશંકાની દૃષ્ટિથી જોવા લાગે છે. આ તો ખરાબ ન હોય તેને પણ ખરાબ બનાવવાનું કાવતરૂં જ છે. સ્મૃતિબહેન ! હું એવી દશામાં મૂકાઇ છું તેથી મારો આત્મા કકળી ઉઠે છે.'

'તમે આટલું સમજો છો, એટલે જ મનપર કાબુ રાખવો જોઇએ. નહિ તો આ બાબાને તમે માંદો પાડશો. આવા કકળાટથી તમારૂં ધાવણ બગડશે અને એની અસર બાબાને થશે.'

'સ્મૃતિબહેન ! આ લોકો મારા મનને એટલો કઢાપો કરાવે છે અને તેથી મને એટલું લાગી આવે છે કે, ભગવાન મને ને આ બાબાને આ દુનિયામાંથી ઉંચકી લે તો સારૂ...' નાનીથી ડૂસ્કું મૂકાઇ ગયું.

'નાનીબહેન, આમ તે શું કરતાં હશો ? પૃથ્વી પરની તમામ કસોટીઓમાં માનવીને આકરી કસોટીમાં મૂકાવું પડે છે. આટલી વાતમાં આમ હિંમત હારી બેસશો તો,...' સ્મૃતિબહેને નાનીને આશ્વાસન આપવા માંડ્યું.

'સ્મૃતિબહેન, મગનની વહુ માટે મેં કેવી કેવી કલ્પનાઓ કરી રાખી છે, એ વાત તો એક માત્ર મારો ભગવાન જ જાણે છે. તેને બદલે આ લોકો નાહકનાં આળ મારી પર શા માટે મૂકતાં હશે ?'

'પરંપરાથી ચાલ્યા આવતા પૂર્વગ્રહ, બહેન ! લોક સમાજ જૂનું જરાયે ભૂલતો નથી અને નવું કશું શીખતો નથી. આવા જ અનેક પૂર્વગ્રહોમાંથી સભ્ય ગણાતા સમાજના જુઠા લોકાચાર જન્મ્યા છે. એમાંથી રામચંદ્રજી સમા એક પત્નીવ્રતધારી પતિનાં

જાનકીજી જેવાં પત્ની પણ બચી શકયાં નથા તો આપણે તો શી વિસાતમાં ?'

સ્મૃતિબહેને આવાં આવાં આશ્વાસનનાં વચનો સંભળાવીને નાનીને શાંત કરી. પણ એ શાંતિની અસર માત્ર બુદ્ધિએ સ્વીકારી, લાગણીએ નહિં.

નાનીએ ત્યાર પછી તો મગનના વિવાહનું નક્કી કરવા ખેંગારનો પીછો જ પકડયો.

'જરૂર, જરૂર, હોણુ સાલે જ એનાં લગ્ન કરી નાખવાં છે' ખેંગાર એમ કહીને નાનીને આશ્વાસન આપતો પણ મગનીઆનાં લગ્નમાં સમજુ કેવા મોટા વિઘ્ન રૂપે નડી રહી છે એ ખેંગાર સમજતો હતો. એટલે મોઢેથી નાનીને એવું આશ્વાસન આપતો ત્યારે સાથે સાથે મનમાં બડબડતોઃ 'મગનીઆને કોણ પરણાવે છે ?'

અને છતાં ખેંગારના પ્રયત્નો ચાલુ હતા. જ્ઞાતિતંત્રમાં વેવીશાળની વિધિઓ પહેલાં ખટપટના જાદુના અનેક જંતરમંતર ભણવા ભણાવવા પડે છે. રાજકારણની માફક સામાજિક કારણમાં પણ જાતજાતની ખટપટો અને કારસ્થાનોના કારસા જામેલા હોય છે. એમાં પણ ચૌદશીઆ અને પંચાતિયાઓની મેલી મુત્સદ્દીગિરી મોટો ભાગ ભજવતી હોય છે. જેના કુંટુંબમાં કશુંક પણ કહેવાપણું હોય, તેમને કન્યા મેળવતા પહેલાં એ મેલા માનવીઓની ચાલબાજીઓની વૈતરણી તરીપાર જવું પડે છે. તેમ કરતાં જ્ઞાતિના વૈતાળોને નૈવેદ્ય ધરાવવાં પડે છે !

ખેંગારને એ બધા અનુભવ હતા એટલે એણે એ દિશામાં પણ ભુવા ધૂણાવવા માંડયા હતા. પરંતુ એ પલિત માનવીઓના પાપચક્રમાં એક વખત ફરયા પછી માનવીને સહજ સિદ્ધિ સાંપડતી નથી. ઉલટી તે વિશેષ દુષ્કર થઇ પડે છે. માનવીએ એક વખત ઉજળા થઇને ફરતા ગુંડાઓની મેલી દુનિયાનાં

ચક્રો ગતિમાન કર્યા પછી તેની માઠી અસરમાંથી એનાથી છટકી પણ શકાતું નથી. છટકવા જતાં તે વધુ ફસાય છે.

સમાજની આ ભૂલભૂલામણીમાં સપડાઇ ગયેલો ખેંગાર હમેશાં ચિંતાતુર રહેતો. પેલા ચૌદશીઆઓ નિત્ય નવી નવી મૂંઝવણો ઊભી કરી એને વધુ ને વધુ હતાશ બનાવતા જતા હતા. નડતાં વિઘ્નોમાં કોઇ સમજુ વાળી ઘટનાનો મમરો મૂકતો તો કોઇ સાવકી માતાના સાલથી કોઇ મા–બાપ પોતાની દુલારી દેવા રાજી નથી એવી કલ્પનાના પથરા રેડવતો !

એક દિવસ આવી જ વાતો સાંભળીને ખેંગાર ઘેર આવ્યો હતો. અને એવામાં જ નાનીએ પૂછ્યું: 'પછી મગનના વેવીશાળનું કંઇ કર્યું? લગનગાળો તો બેસી યે ગયો !...'

નાનીની એ નિર્દોષ વાતે બળ્યા જળ્યા ખેંગારના દારૂખાના જેવા ચિત્તમાં ચિનગારી ફેંકી

'થાય તે ક્યાંથી ?' તણખામાંથી શબ્દોનો ભડકો થયો. 'એનું લગન થવાનું નથી. તું જ એમાં મોટામાં મોટા વિઘ્ન રૂપ છે !'

'હું ?' એકાએક વીજળી તૂટી પડી હોય તેમ નાનીને થયું.

'હા, હા, તું જ. તારી વાતો આખી ન્યાતમાં ફેલાઇ વળી છે. તારે જ લીધે મારો મગનીઓ કુંવારો મરશે !'

નાનીએ ફરીથી એક શબ્દ પણ ન ઉચ્ચાર્યો. ખેંગારના વજ્ર સમા શબ્દોના આઘાતે એની વાચા હરાઇ ગઇ !

[ ૫ ]

નાનીની વાચા અટકી પડી તે સાથે જ હૈયાનો હોજ ખુલી ગયો. આજ સુધી મગનનાં મોસાળીઆં એની સામે આક્ષેપ કરતાં હતાં, હવે તો એ જ આળ ખેંગારે પણ એની ઉપર ચડાવ્યું.

'શા માટે ?' એણે પોતાના મનને પૂછ્યું. પણ એનો

જવાબ મળ્યો નહિં. એનું મન સાફ હતું. એ આક્ષેપ સાવ જૂઠો હતો એવી એ મનને સોએ સો ટકા ખાત્રી હતી!

'એનું કંઇ કારણ?' ફરીથી એણે બુદ્ધિ સામે પ્રશ્ન ફેંક્યો. બુદ્ધિએ હસીને કહ્યું: 'ભોળી, એટલું યે ન સમજી? માનવીને ભીતરનું પાપ સતાવે ત્યારે એનો દોષ બીજા ઉપર ઢોળી પાડવા માગે છે! તારા વરે એજ માર્ગ લીધો છે. મિથ્યા આક્ષેપ મૂકવા માટે એને તારા કરતાં બીજું કયું વધુ સગવડ ભર્યું સાધન સાંપડી શકે તેમ હતું? બહારની દુનિયામાં વિજય પ્રાપ્ત કરી શકે એટલી તાકાતના અભાવે, થાકી હારી ઘરમાં આવી એણે તને શાબ્દિક ઘા કરવામાં શુરાતન બતાવ્યાનો શોખ માણી લીધો છે; મૂરખી! એટલું યે નથી સમજાતું?'

નાની એ વાત સમજી શકી. અને એણે મન સાથે ગાંઠ વાળી: મગનના લગ્ન સંબંધમાં હવે પછી એક પણ શબ્દ ન ઉચ્ચારવાની.

પરંતુ ખેંગારે એના હૈયામાં કરેલા ઘાથી થયેલો જખ્મ રૂઝાતો ન હતો: તે તો વહેતો જ રહ્યો હતો. એ જખ્મે એનું ધર્મધ્યાન અને કથાવાર્તાઓ પરથી મન ઉઠાડી દીધું!

'માતા પિતાએ કયા ભવનું વેર વાળવા માટે મને આવા આદમી સાથે પરણાવી?' જરા એકલી પડતી અને એ પ્રશ્ન અનેક જીભેથી પૂછાતો.

વાતાવરણમાંથી એ જ શબ્દોના પડઘા નિરંતર એને કાને અથડાતા.

'દીકરી પર વેર લેવાની કોઇએ આ જ ભયંકરમાં ભયંકર રીત શોધી હોવી જોઇએ!... મા બાપના આ કાવતરાને નિષ્ફળ બનાવવા માટે સારામાં સારો ઉપાય માત્ર એક જ છે: આપઘાત!'

અને પછી તો નાનીનું મન આત્મહત્યા કેવી રીતે કરી

અકાય એના વિચારોની પરંપરામાં ગૂંથાઈ જવું.

'ના, ના. શા માટે આત્મહત્યા કરવી ? એ તો કાયરનો માર્ગ, એથી તો વેર લેનારાઓનો જ માર્ગ સરળ થઇ જાય...એ કરતાં તો જેઓ આ ભવનાં વેરી બનતાં ન અચકાયાં એમની જ સામે વળતો બદલો શા માટે ન લેવો ?'

આમ વળી નિરાશાવાદ અને પરાજિત માનસને હઠાવી એના મનનો કબજો વિદ્રોહના વિચારો લઇ લેતા.

'મા બાપે ઘરડા આદમીની ઘરવાળી બનાવવાનું કાવતરું કર્યું તો મારે એ કાવતરાને નિષ્ફળ બનાવવા એના ઘરમાંથી નીકળી જવું...જે માનવી દિલના દર્દને પારખવા પ્રમાણિક પ્રયત્ન કરવા જેટલી ય માનવતા ધરાવતો નથી, ધરાવે છે માત્ર દેહની ભૂખ શમાવવા શરીરનો સ્વામી થવાનું અભિમાની પશુપણું; એના એ સ્વામિત્વના હકને ફગાવી દેવો...બસ, એજ રસ્તો ઘાની સામે ઘા કરવાનો છે. એજ માર્ગે દબાયલી નારીજાતિ મૂક્તિ મેળવી શકે છે.'

ઘડીભર તો એ જ વિચારો નાનીના મનનો સંપૂર્ણ કબજો લઇ લેતા. નાની ત્યારે રમણી મટી ભયાનકતાની જીવંત પ્રતિમા બની જતી.

અને એ વિચારોની પરંપરા આગળ વધતી:

'અહિંનાં લગનનાં કૃત્રિમ બંધન તોડીને જવું ક્યાં ?...સંસારમાં. આવડો વિશાળ સંસાર પડયો છે ને તને ડર શાનો છે?'

પણ ત્યાં જ નાનીના સ્ત્રી હૃદય સામે વિશાળ સંસારનો ડર આવીને ખડો થતો.

'ભરી ભરી દુનિયામાં જવાન, રૂપાળી સ્ત્રી ક્યાં નિર્ભય રહી શકે?...ચારે બાજુએથી રૂપના લુટારૂઓ રૂપ લુંટવા સ્ત્રીની સામે ધસી આવે છે...કોઇ એ રૂપને કલાની નજરે નિહાળી પૂજન કરવા તૈયાર થતો નથી. બધા જ વાસનાના ગુલામ, દેહના

ભૂખાળવા ! સહુ કોઇ શરીરના સ્વામી થતા આવશે...શરીર સારૂ હોય, રૂપ યૌવનથી છલકાતું હોય ત્યાં સુધીના એ બધા સાથીઓ, પછી? રૂપ લુંટાઇ જાય, શરીર ચૂથાઇ જાય, યૌવન આથમી જાય, તે પછી? એ શરીરને લાત મારી ગટરમાં ફેંકી દઇ પેલા વાસનાના ગુલામો બીજા શિકારની શોધમાં હાલતા થાય?...છી છી ! એ માર્ગ મુકિતનો નથી : ગુલામીનો છે. વિદ્રોહનો એ સાચો રસ્તો નથી. એ છે પતનનો જ પંથ !...સ્ત્રી જગતમાં સાથી વિના રહી ન શકે : કુદરતનું એવું જ કંઇ આયોજન છે...એ સાથી કયાં શોધવો?...'

એને નાનીના મનની સપાટી પર એ વખતે પ્રદ્યુમ્નની પ્રતિમા આવીને ખડી થતી.

'એમના જેવો જીવનસાથી સાંપડે?...ઓ હો ! તો તો જીવન ધન્ય જ થઇ જાયને?...મનના મલિક બનાવી નિરંતર એમની દાસી થઇને જ રહું. પ્રદ્યુમ્ન ! પ્રદ્યુમ્ન ! સ્મૃતિબહેન કેવાં નશીબદાર...હું કેવી દુર્ભાગી !...'

બેભાન દશામાં લવતી હોય તેમ નાની એ શબ્દો બડબડી ગઇ પરંતુ બીજી ક્ષણે એને ભાન આવ્યું. હોઠ ઉપર દાંત દબાવી હૈયામાંથી મુખવાટે બહાર નીકળતા શબ્દોને રોકવાનો એણે સભાન પ્રયાસ કર્યો.

'એ બિચારા જીવને હું દોષિત કરૂં છું ! પ્રભુ એ પવિત્ર આત્માનું કલ્યાણ કરજે, અને મને પાપના ખાડામાં પડતી બચાવી લેજે! ગમે તેમ પણ હવે તો જેનો પાલવડો મને કમને પકડયો છે તેને જ પાર ઉતારે તો બસ !'

નાનીએ મનને મનાવવા માંડયું.

પણ ઘવાયલા મનનો વહેતો ઝખ્મ એમ તે કેમ રૂઝાય?

બળજબરીથી મન પર મૂકવા ધારેલા સંયમની ચાંપ વધુ વખત દબાણમાં રહી ન શકી. બે ચાર ક્ષણોમાં જ વળી જૂના

વિચારો ઉછાળો મારીને, વાદીના કરંડીઆમાંથી ફૂંફાડા મારતો મણિધર ફણા કરે તેમ ફુંફાડા મારવા લાગ્યા:

'એમાં પાપ શાનું? પાપ તો મારી ઉપર અન્યાય કર્યા પછી જેઓ જૂલ્મ ગુજારે છે તેઓ કરે છે. એ જૂલ્મગારો આગળ નમી પડવું, એમના વેરનો બદલો ન લેવો એ જ પાપ છે. મા-બાપે આવું કજોડું કર્યું ન હોત, તો સ્મૃતિબહેનને જેવા પ્રદ્યુમ્નભાઇ મળ્યા છે, તેવો મને પણ કોઇક સમોવડિયો, સ્નેહાળ સ્વામી સાંપડત જ. એવા પતિની પત્ની પર પુરૂષનો વિચાર માત્ર કરે તો પણ પાપમાં તો શું, રૌ રૌ નર્કમાં પડે પણ...'

નાનીના માથાનું યંત્ર એકાએક કામ કરતું અટકી ગયું. એના હાથ પણ ઠંડા પડી ગયા, માથે ગરમી ચડી આવી, તે બેઠી હતી ત્યાંથી લાકડાની માફક જમીન પર પછડાઇ, હાથ પગ અને કમર ખેંચાઇને કામઠું બનવા લાગ્યાં.

એને જીંદગીમાં પહેલી જ વખત તાણ આવવા લાગી.

[ ૬ ]

ઘરમાં ત્યારે બીજું કોઇ હતું નહિં.

ખેંગારે ચારે બાજુના કંટાળાથી ભાન ભૂલી નાની સામે આકરાં શબ્દોનાં બાણ છોડયાં ખરાં, પણ પાછળથી તો એને ય પસ્તાવો થયો હતો.

પરંતુ પતિપદનું એનું મિથ્યાભિમાન 'નવી' પાસે મન છૂટી વાત કરવા દેતું નહોતું.

નાનીને અતિશય દિલદુઃખ થયું છે તેનું ખેંગારને ભાન હતું, પણ ઘવાયલી વાઘણ પાસે જતાં સામાન્ય માનવી કંપે, એવો કંપ ખેંગારને નાનીને સમજાવવામાં થતો હતો.

નાનીના સંતોષ માટેનો એક જ ઉપાય હતો: મગનનાં લગ્ન કરવાનો. એટલે ખેંગાર તે માટે એક કે બીજે બહાને ગામ પરગામ રખડતો ફરતો.

ખેંગાર તરફ આગ્રહ પૂર્વક નાની એકનિષ્ઠ રહેતી, તે માટે એને ખૂબ જ મનોનિગ્રહ રાખવો પડતો. એ પુત્રવતી બની હતી. માતા તરીકે પુત્ર પ્રતિ એનું હૈયું વાત્સલ્યથી છલોછલ ભરાયલું રહેતુ; પરંતુ નારી તરીકે એનું હૈયું ખાલી હતું. એના મનમંદિરમાંનું પ્રેમસિંહાસન ખાલી હતું. ખેંગાર એના દેહનો માલિક હતો: મનનો નહિં! એથી નાનીનું ખોળીયું સૌભાગ્યવતીનું હતું: એનું મન સૌભાગ્યવતી વિધવાનું હતું. એનો પ્રેમ અનાથ હતો. ભૂખ્યા બાળક જેવી ખેંગારની વાસનાભૂખ હતી. નાની એ દેહના માલિકને દેહ સમર્પતી, છતાં એના મનની સ્વાધીનતા સદાય અણનમ જ રહેતી.

એ ઉજ્જડ અંતરની વેદના પરાકાષ્ટાએ પહોંચી. પતિનાં નિંદા વચનોએ એના કોમળ, ઘવાયલા હૈયાને ત્રોડી નાખ્યું: એના માથામાં ધસી ગયેલા લોહીનું ઉદ્દામ તાંડવ શરૂ થયું: મૂર્છાવશ એ નિદ્રાની ભૂમિમાં પહોંચી ગઇ: એનું જડ ખોળીયું ઉછળી ઉછળીને પછડાવા માંડ્યું.

ઘરમાં ત્યારે બીજું કોઇ જ ન હતું.

પશ્ચિમના પગથાર પર સ્હાંઝ ભાગતી હતી: પવન ધીરે ધીરે દુઃખના નિશ્વાસ નાખતો હતો: આકાશમાંથી ધીમી ધીમી આંસુની ધારા ટપકતી હતી: ઘોડીઆમાં બાળક એકલું રડતું હતું: સંધ્યા સમયના ગંભીર બિહામણા શૂન્ય વાતાવરણમાં એ બાલરૂદન ભયાનક ચીસોના પડઘા સમું લાગતું.

એ વખતે અમરે આંગણામાં પગ મૂક્યો.

'કોણ છે ઘરમાં?...ખેંગારભાઇ...કોઇ નથી કે શું...?' આવનાર અમરે એ ત્રણ વખત એમ શૂન્ય ખંડેર સમા વાચા વિહોણા ઘરને પ્રશ્નો પૂછ્યા.

પણ ઇંટ, માટી ને લાકડાનું ઘર નિરૂત્તર હતું.

હજુય બાળક રડતું હતું.

'આ બધું શું બની રહ્યું છે?' એવી શંકા સાથે અમર ઉતાવળો ઘરમાં પેઠો.

સામે જ એક સ્ત્રીનો ચેતન વિહોણો આકાર પડ્યો હતો. જલદી જલદી એણે રડતા બાળકને બે હિંચકા નાખ્યા. અને નીચે નમી એણે ધારીને જોયું. એ નાની જ પડી હતી.

આકાશનો અનંત યાત્રાળુ છેલ્લો પ્રકાશ ચમકારો આપી ને ક્ષિતિજ પાછળ સંતાઇ ગયો. એની જ પાછળ પડ્યો હોય તેમ ભૂગર્ભમાં ઢગલો બનીને છૂપાઇ રહેલો અંધકાર નીરવ પગલે બહાર આવી પૃથ્વીને આવરી વળ્યો.

અમરે ગજવામાંથી દીવાસળી કાઢી વહેલી વહેલી દીવી શોધી કાઢી દીવો પ્રકટાવ્યો.

નાનીનું શરીર ત્યારે કામઠા જેવું થઇ ગયું હતું. એકદમ અમર એની પાસે ગયો. જોરથી નાનીના અમળાઇ જતા હાથ એણે પકડયા.

બાજુમાંથી દીવાનો મંદ મંદ પ્રકાશ પડતો હતો: એ પ્રકાશમાં નાનીના રૂપની આછી આછી ઝાંખી થતી હતી: ધીમા પવનમાં દીવાની જ્યોત ડગમગતી એથી નાનીના મનોહર મુખડા પર તેજ છાયાનાં લહેરીઓ છપાઇ જતાં: અમરની આંખો એ તરફ વળી.

નાનીના રૂપનાં વખાણ અમરે સાંભળ્યાં હતાં: ખેંગારની માંદગી વખતે એણે પહેલી વખત નાનીના રૂપની સહેજ સાજ ઝાંખી કરી હતી. તે પછી પણ સગપણ દાવે તે એકાદ બે વખત ખેંગારનો મહેમાન બન્યો હતો છતાં તેજ છાયા વચ્ચે સંતાકુકડી રમતા નાનીના સૌન્દર્યનાં, પહેલ વહેલાં જ એણે દર્શન તો કર્યાં!

છાતી પરથી સાલ્લાનો છેડો ખસી ગયો હતો: માથું ખુલ્લું થઇ ગયું હતું; દાંત અને આંખોનાં પોપચાં બિડાઇ ગયાં

હતાં : હૈયું ઉંચું નીચું થતું હતું.

હાથ પકડી બાજુમાં બેઠેલો અમર એ જડ દેહદર્શનમાં જડ બની ગયો હતો.

એટલામાં નાની કમરમાંથી કામઠાની જેમ ઉંચી થઇ ગઇ. અમરે હાથ છોડી કમરને નીચી નમાવવાનો પ્રયાસ કર્યો. ત્યાં વળી પગ ઘસડાવા લાગ્યા.

મહેમાન બનીને આવેલો અમર મુંઝાયો : તે એકલો હતો : 'હવે શું કરવું ?'

એકાએક એને વિચાર આવ્યો.

તે નાનીના અસ્તવ્યસ્ત કપડાંવાળા અર્ધ ઉઘાડા થઇ ગયેલા પગને કાબૂમાં રાખવા એનાં ઢીંચણ ઉપર બેસી ગયો : ખેંચાઇ જતા બે હાથ પકડીને, ઉછળતી કમરને દબાવવા લાગ્યો. એ ક્રિયામાં એનું ધ્યાન હતું : ધર્મ્ય ફરજ તરીકે અમરને નાનીના શરીર સાથે આટલી છૂટ લેવી પડતી હતી : એના મનના ભાવ વિશુદ્ધ હતા; પણ નવરી આંખો વળી વળીને નાનીના રૂપાળા ચંદ્રબિંબ શા મુખ તરફ, પ્રવાળ સમા હોઠ તરફ, જ્યોતશિખા જેવા નાક તરફ, સુરેખ ચિબુક તરફ ડોકીયાં કરી લેતી. ભાન આવતાં અમર આંખોને પાછી ખેંચી લેતો છતાં ચોરની માફક વળી વળીને તે અતૃપ્ત દર્શનને તૃપ્ત કરવા દોડી જતી.

નાનીના હૈયાનું સ્પંદન નરમ પડ્યું : થાકેલા હાથ પગની નસો ઢીલી પડવા માંડી : કમરના ઉછાળા બંધ પડ્યા.

છતાં અમર મીઠી મનોવેદના અનુભવતો હતો તેને તે સ્થિતિમાં બેસી જ રહ્યો.

આસપાસ ભયાનક એકલતા હતી : ધરતી કાળી રજાઇ ઓઢીને સુઇ ગઇ હતી : જીવતા ભૂત જેવી નાનીની અચેતન કાયાને કચરતો, દાબતો અમર, તરસ્યો માનવી કુવાપર ઝુકે તેમ ઝુકી રહ્યો હતો : કંઇ જ ક્રિયા કરવાની ન હતી એટલે

મનને નાનીના સૌન્દર્યનું અવલોકન કરવાનું મન થઇ આવ્યું ! અમરનું મન હમણાં સુધી નિર્મળ હતું તેમાં એ રૂપ દર્શને નવો નશો ચડાવ્યો: જીવનના મસ્ત પ્રલોભને એમાં ચંચળતા મૂકી: મનમાં અંધ આવેશનો પદસંચાર થયો: અમર કંગાલ બનું બનું થઇ ગયો: જંગલી પશુની માફક એની મલિન ઇચ્છા વિકરાળ બનવાની તૈયારી કરવા લાગી: ઝેરી સાપની જેમ મનમાંની ખરાબ ભાવનાઓ સળવળી ઉઠી: મલિન વિચારોએ હૈયાને તળીએ બેઠેલા કાદવ કીચડને વલોવી વલોવીને ઉપર આણવા માંડયા: નાનીના સૌન્દર્ય દર્શનમાં મદદગાર બનેલો દીપક ત્યારે તેને શત્રુ જેવો ભાસ્યો: એ ભાન ભુલ્યો: બેંગાર સાથેનું સગપણ, એ સગપણના નાતેથી એને આ ઘરમાં પ્રવેશ કરવાનો મળેલો નિર્બંધ અધિકાર: અત્યાર સુધી નાનીએ એની સાચવેલી મર્યાદા: એ કશાનો વિવેક પૂર્વક વિચાર કરવા જેટલી એના મનની વિશુદ્ધિ ટકી ન રહી. નાનીના રૂપની વીજળી એના હૈયાને સ્પર્શી ગઇ અને એમાં સહચારની મલિન કામના ઉછળી આવી.

અમર જે સ્થિતિમાં હતો તે જ સ્થિતિમાં બેસી રહીને નાનીના અધરનું અમૃત ચૂસવા નીચો નમ્યો !

નાનીના મનોહર મુખ પર અલક લટ રમતી હતી ; પોતાના કરતાં એ લટ વિશેષ ભાગ્યશાળી છે, જેને સદોદિત એ સુંદર વદન પર નર્તવાની છૂટ છે એવા વિચારમાં અમર થંભી ગયો.

એટલામાં નિદ્રાધીન પ્રકૃતિ જાગે તેમ નાનીનાં બિડાયલાં પોપચાં ઊંચાં થયાં: અને અમરે એ કીકીઓમાં પ્રેમની વસંત મ્હોરેલી નિહાળી,

'કો...ણ...?' નાનીએ ચીસ નાખતી હોય એમ પૂછ્યું.

હજુ એનામાં ઉઠવાની તાકાત નહોતી: એના કળતા શ્રમિત દેહપર અમરના દેહનો બોજો હતો.

નાનીની ચીસ સૂના ખંડેરમાં ચામાચીડીયાની ચીસ જેવી લાગી છતાં અમરે એમાં આમ્રકુંજની કોયલ ટહુકતી સાંભળી.

રડી રડીને થાકી હારી બાળક ઘોડીયામાં ટૂંટીયું વાળી ઊંઘી ગયું હતું તે જાગી ગયું: અને રડવા લાગ્યું.

સંતાનના રૂદને માતાના હૈયામાં વાઘણનું જોર મૂકયું. 'કોણ છો?' ફરીથી એણે રાડ નાખી ને પ્રલયકાળે પૃથ્વી પડખું બદલે તેમ, અતિ જોર પૂર્વક તેણે પાસું બદલ્યું.

અમર ત્યારે હોશમાં આવી ગયો હતો: તે એકદમ બેઠો થઇ ગયો.

ઉઠતા માણસની સામે ઉછળીને નાનીએ જુસ્સાથી એનું કાંડું પકડયું. એ કાંડામાં દીવાનાની માફક અમરની નાડી ઉછળી રહી હતી.

'તમે...?' નાનીનું સારૂંયે શરીર ક્રોધથી સળગી રહ્યું હતું.

'હું...અમર...ભાભી...!' અમરના શબ્દો કંપતા હતા.

'દિયરનું સગપણ દાખવવા આવ્યા છો? મોટાભાઇના જ ઘરમાં ચોરની...'

'ભાભી, તમારા પગે હાથ, હું આવ્યો ત્યારે ઘરમાં કોઇ ન હતું, અને તમે...' અમરે નાનીની મૂર્છાની, અને અનિવાર્ય હોવાથી એને એ વખતે કેવળ ઉપચાર તરીકે એના શરીરને કરવા પડેલા સ્પર્શની વાત કહી. છૂપાવી માત્ર પોતાના પામર મનની વિકૃતિની વાત.

અમર યુવાન હતો, રૂપાળો હતો, વાત કરવાની કલામાં પાવરધો હતો.

એણે એવી સીફતથી વાત કરી કે નાનીના મનનું સમાધાન થયું. માત્ર પોતાની અવશ લાચાર સ્થિતિમાં સંબંધી છતાં પરપુરૂષે શરીર સાથે જે છૂટ લીધી, એનું નાનીના દિલને બહુ દુ:ખ થયું.. છતાં પોતે નિરાધાર અને અવશ હતી એથી એણે

મનને મનાવ્યું.

'એમણે મારી સાથે આવું વર્તન ચલાવ્યું, ત્યારે જ મને તાણુ આવીને?' રસોઇ કરતાં કરતાં નાનીના મનમાં એ પ્રકારનું મંથન થઇ રહ્યું. 'અમરને બદલે બીજું કોઇ હોત, તો પણ એને એટલી છૂટ તો લેવી જ પડત ને?'

નાનીએ એ રીતે મન મનાવીને, ઉપકાર વશ બની અમરને જમાડયો. આજે પહેલી જ વખત એણે અમર સાથે થોડીક પણ વાત કરીઃ કોઇ ન હોવાથી યજમાન તરીકેની કેવળ ફરજ તરીકે.

છતાં રાત્રે ખડકીના છાપરા નીચે સૂતેલા અમરને મીઠો ઉજાગરો થયો.

નાની જે વસ્તુ જાણતી ન હતી તેની એણે સભાન ક્ષમા આપી છે એવી ભ્રમણા અમરે ઊભી કરી અને આખી રાત એ ભ્રમણાની સાથે રમત રમતાં, એના વિકારી માનસની સરિતામાં મનોહર નાનીને લગતાં સંખ્યાબંધ શમણાંથી ભરેલી કાગળીઆ હોડીઓ એણે વહેવડાવવામાં જ આખી રાત વિતાવી નાખી.

અમર બીજે જ દિવસે સવારે ચાલ્યો ગયોઃ જતાં જતાં તે એના મનને અંગારને ઘેર ભૂલીને મૂકતો ગયોઃ છતાં ભ્રમણામાં ભૂલા પડીને એણે માની લીધુંઃ 'હું 'ભાભી'ના મનને સાથે લેતો જાઉં છું!' જ્યારે એ લઇ ગયો હતો માત્ર ભાભીના રૂપનું સ્મરણ.

નાનીનું મન તો હતું ત્યાં ને ત્યાં સુરક્ષિત જ હતું. માત્ર જે અમરની સાથે એને સંબંધી તરીકે પણ ઝાઝો પરિચય ન હતો, તેને શરીરની અવશ દશામાં આટલી છૂટ લેવાની તક મળી. એનો રંજ એના મનમાં શૂળની માફક ભોંકાયો હતો!

[ ૭ ]

નાનીની વ્યાકુળ મનોદશામાં એને આશ્વાસન આપે એવું એક સ્મૃતિબહેન સિવાય બીજું કોઇ ન હતું.

મહિયર હતું, માતા હતી, બાલ્યકાળની બહેનપણીઓ હતી, છતાં પોતાની અત્યારની અવદશાનું કારણ માતા જ હતી, જો માડીએ ધાર્યું હોત તો આ પ્રકારનું કજોડું કરતાં પિતાને પાછી વાળી શકત, અને તેમ થતાં મારે કાળજાને કોરી નાખનારાં આવાં માનસિક વીતકો વેઠવાં ન પડત, એવા વિચારો નાનીના મનનો કબજો લઇ બેઠા હતા, તેથી જે માતાપિતાએ મને જીવતાં જીવને મારી નાખ્યાની દશામાં મૂકી છે, તો હવે દુઃખના દરિયામાં ડૂબી મરવું, પણ ઓશિઆળાં બની, એમનો આશરો શોધતાં, આશ્વાસન મેળવી, જીવનને માટે આરામ શોધવા ત્યાં તો ન જ જવું, એવો એણે મન સાથે નિશ્ચય કરી નાખ્યો હતો.

એંગાર હમણાં હમણાંથી પોતાના ઘરમાં પારકા જેવો જ રહેતો. નાનીનો ગુન્હેગાર હોય એવો એની પાછળનો ભાવ હતો, છતાં પોતાના જ ઘરની અને હૈયાની આ પ્રકારની એકલતા નાનીને અકળાવતી.

એકલી હોય ત્યારે રડે, કકળે ને હૈયાનો ભાર હળવો કરે, એથી એનું શરીર સુકાવા માંડયું.

એક દિવસ બેઠી બેઠી બાબાને સ્તનપાન કરાવતી હતી ત્યારે એ વિચાર સાગરમાં ડૂબી ગઇ. એના મનની આંખ આગળ બાલ્યકાળ તરવરી રહ્યો: પૃથ્વીના પેટાળમાંથી આળસ મરડીને ભૂતકાળ બેઠો થાય તેમ. માતા પિતાની લાડકી, પાડોશીઓની માનીતી, ગામજનોની મીઠી અમીદૃષ્ટિથી પોષાતી સહિયરોનાં સ્નેહ સરાવરોમાં સ્નાન કરતી, નાનકડી, વ્હાલસોઇ નાની એણે નિહાળી.

કુવાને કાંઠે ને સરિતાને કિનારે, વૃક્ષોની શીળી કુંજ

ઘટા નીચે અને લીલાં કુંજાર ખેતરોમાં સખિમંડળ સાથે રમતી, કૂદતી, ગાતી અને નાચતી કિશોર વયની નાની એની નજરે પડતી. ત્યારે એ પુષ્પકલી શી હતી છતાં સહુ કોઇ એના સૌન્દર્યની પ્રશંશા કરતાં.

ગામની ભાગોળે, વડલાની ઘેરી ઘટા નીચે, વડવાઇઓને હિંચકે હિંચતાં હિંચતાં સમાન વયની સખિઓ સાથે, આવતી કાલનાં શમણાંની સૃષ્ટિની મનોહર કલ્પના કરતાં પરણ્યાંની જે પ્રતિભાવાન, પ્રેમાળ પ્રતિમાની મનમંદિરમાં પ્રતિષ્ઠા કરી હતી, એ કલ્પનાનો પુરૂષ ઝાંખો ઝાંખો દેખાયો ન દેખાયો, ત્યાં તો એના પિતાની વિકરાળ મૂર્તિ અંતરાતો દેખાઇ. ભૂતકાળ તરફની હઠીલી વફાદારીને લીધે નવા યુગનો છેદ ઉડાવી દેતા, અણઘડ માનવી જેવી એ મૂર્તિએ આવી, પુત્રિના કલ્પના પુરૂષની પ્રતિમાને હડસેલી મૂકી : એ હડસેલાથી પડેલી મૂર્તિના કડકા થઇ ગયા, નાની એને ભેગા કરવા જાય તે પહેલાં રાક્ષસ જેવા દેખાવા માંડતા પિતાએ એને પકડીને પછાડી, એણે પોતાના હાથમાંથી એક પુરૂષ રમકડું બતાવ્યું, એ રમકડામાં નાનીએ ખેંગારને જોયો. નાની એને જોઇ કંપી ગઇ, પણ એના પિતાએ બળજબરીથી પેલું રમકડું એની સામે ધર્યું. ભયથી ધ્રૂજતી નાનીએ મનમંદિરનાં દ્વાર બંધ કરી દીધાં. ખેંગાર હવે એ દ્વાર જોરથી ખખડાવતો હતો. પણ નાની તે ઉઘાડવાની ના પાડતી હતી : એકાએક નાનીએ એ બંધ મંદિરમાં સિંહાસન ઉપર પ્રદ્યુમ્નને બેઠેલો જોયો. નાની એને જોઇને ખુશ થઇ, તેને પ્રણિપાત કરવા દોડી, એટલામાં એ મૂર્તિ અદૃશ્ય થઇ ગઇ... એને બદલે એણે ભૂપતને અંદર આવતાં જોયો, ઝનૂનથી નાનીએ એને લાત લગાવી અને ભૂપતનું ખોળીઉં હવામાં ઉડી અદૃશ્ય થઇ ગયું...પણ મંદિરની પાછલી બારીમાંથી અમર ઘડીકમાં કરગરતો, ઘડીકમાં હસતો, ધીરે પગલે આવી એને લટૂકડાં

કરવા લાગ્યો. વફાદાર શ્વાન માલિકના પગ પાસે લટુકડાં કરે ને માલિક ખુશ થાય તેમ નાનીએ લટુકડાં કરતા અમર સામે જરાતરા સ્મિત કર્યું...ઊંડા કુવામાં દોરડેથી બંધાઇને પોતે લટકી રહી છે એવું દ્રશ્ય નાનીની નજરે પડ્યું. ભયભીત બનીને તેણે ઉપર જોયું તો કોઇક પુરૂષના હાથમાં દોરડાનો છેડો હતો. ઉપરથી એ અટ્ટહાસ્ય કરતો હતો અને કુવામાંથી વિનાશના ડાકલા જેવો એનો ભયંકર પડઘો સંભળાતો હતો... એકાએક રસી કપાઇ ગઈ, નાનીથી કારમી ચીસ પડાઇ ગઇ, એ નીચે ને નીચે જતી ગઇ, પણ તે પછડાય અને ડૂબે તે પહેલાં કોઇકે એને ઝીલી લીધી અને ચુંબન કર્યું. નાની એ માનવીનો ચહેરો જોઇ ન શકી, પણ મૃત્યુનો ડર દૂર થવાથી તે એને વળગી પડી...એ વખતે એના વદનમાંથી મૌક્તિક સમું હાસ્ય વેરાયું. એની સાથે તે વખતે ભારે કોલાહલ કરતું માનવ ટોળું દેખાયું. નાની ડરી ગઇ, આંખો હાથ પાછળ ઢાંકી દીધી. એણે આંગળીઓની જાળીમાંથી પેલા ટોળા સામે જોયું તો માનવ વિકૃતિનો સામટો સરવાળો ટોળું બની, જગતની ભલાઇઓની બાદબાકી કરી, નાનીના જીવન સુખનો છેદ ઉડાવવા દાંત કચકચાવીને નજીક ધસ્યું આવતું દેખાયું! એ ચમકી ગઇ, ગભરાઇ ગઇ, પણ દુનિયાથી હજારો ગાઉ દૂર એવા કો એકાંતમાં એ હતી. એને ઝીલી લેનાર પુરૂષે એને આશ્વાસન આપ્યું: 'ડરશો નહિં, હું તમારી રક્ષા કરીશ.'...

બાબાએ સ્તનપાન કરતાં કરતાં બે તીણા દાંત દબાવ્યા અને નાની તંદ્રાવસ્થામાંથી જાગૃત થઇ.

એણે આસપાસ સભય નજરે જોયું. પોતે સ્વપ્નમાં છે કે જાગૃતદશામાં એનો હજુ તેને સ્પષ્ટ ખ્યાલ આવ્યો ન હતો. હજુ દાંત કચકચાવતાં માનવ ટોળાં એની આંખોમાંથી ખસ્યાં નહોતાં.

'મેં આ શું જોયું? એ સાચું તો નહિં હશે?' એના દિલમાં

ફ્રારકો પડયો. એકલી એકલી તે ગભરાઇ અને બાબાને લઇને આશ્વાસન શોધવા સ્મૃતિની પાસે દોડી.

સ્મૃતિબહેન ઘેર નહોતાં. સુરંગીને લઇને તે કોઇને ત્યાં મળવા ગયાં હતાં. પ્રદ્યુમ્ન ઘેર હતો, એકલો હોવાથી વાંચતો હતો.

'સ્મૃતિબહેન નથી?'

ઘરમાં એમને ન જોવાથી નાનીએ એમ જ પૂછ્યું.

અંદરથી પ્રદ્યુમ્નનો અવાજ સંભળાયો: 'ના, કોણ નાની બહેન કે?'

'હા.'

'એ બહાર ગયાં છે?'

એટલામાં નાની અંદરના બારણા પાસે આવી ગઈ હતી.

'સુરંગી?' એણે પૂછ્યું.

'એ પણ સ્મૃતિની સાથે જ ગઇ છે.'

'ક્યારે આવશે?'

'એનું કંઇ નક્કી નહિં. વખતે વહેલાંએ આવે કે મોડું પણ થાય. કંઇ કામ હતું?'

'ખાસ કામ તો કંઇ નહિં, પણ..' નાનીને એકલા પુરુષ સાથે આમ વાતો કરવી કે કેમ એનો વિચાર આવ્યો ને એની વાણી એકાએક અટકી ગઇ.

પ્રદ્યુમ્નભાઇનો એને કશો ડર ન હતો. એમને ત્યાં એ અનેક વખત આવતી. પણ એકલા પ્રદ્યુમ્નની હાજરી હોય અને તે આવી હોય, એવો પ્રસંગ કદી બન્યો નહોતો.

'કેમ અટકી ગયાં?' એને અચકાતી જોઇ પ્રદ્યુમ્ને હસી ને પૂછ્યું. 'કે માત્ર સ્મૃતિને જ કહેવાની વાત હતી?'

'ના, ના, એવું તો કંઇ નહિં સ્મૃતિબહેનને કહેવાય ને તમને પણ કહેવાય...'

હજુ ત્યાં થોભવું કે પાછા ફરવું એનો નિર્ણય નાની કરી શકી નહોતી. બુદ્ધિ કહેતી હતી કે: 'પાછી ફર.' હૈયું આગ્રહ કરતું હતું કે: 'અંદર જા.' નાનીને પ્રદ્યુમ્નભાઈનો ડર લાગતો નહોતો, ડર લાગતો હતો પોતાનાજ ડગમગતા હૈયાનો!

છતાં બુદ્ધિ ઉપર હૃદયનો વિજય થયો.

'કંઈ ગભરાયાં હો તેમ લાગે છે. નાનીબહેન! આજે વળી કંઈ નવા જૂની નથી થયું ને?' નાનીને અચકાતી જોઈ પ્રદ્યુમ્ને પૂછ્યું.

'ના, બીજું તો કોઈ ઘરમાં નથી, એટલે જ એકલાં એકલાં સારી મીઠી કલ્પનાઓ થયાં કરે છે.' કહેતી નાની અંદર ગઈ અને બાબાને બાજુમાં બેસાર્યો.

'કલ્પનાઓ કરવી જ નહિં.'

'પણ થાય તેને શું કરવું?'

'મનને બીજા કોઈ કામમાં રોકવું.'

'રોકાતું નથી એજ દુઃખ છે ને? આજે એકલાં એકલાં કંઈ કંઈ વિચારો થયા. એથી ડરી ગઈ એટલે સ્મૃતિબહેન પાસે આવી હતી.'

'એ આવે ત્યારે આવજો ને!'

'ઘરમાં મને એકલીને ડર લાગે છે.'

'ડર શાનો? એ મનનાં જ કારણ છે. એને ખંખેરી નાખો એટલે ભય માત્ર ભાગી જાય!'

'તમારે માટે એ વાતો કરવા જેવું સહેલું હશે. મારે માટે નથી.' અને પછી તેણે કલ્પનાની વાત પ્રદ્યુમ્નને કહેવા માંડી. માત્ર ખેંગારને જે સ્થાન ન મળ્યું તે મનમંદિરમાં એને પોતાને સ્થાન મળ્યું હતું તેટલી વાત નાનીએ છૂપાવી. 'આ સાચું પડે તો?' એણે એ વખતે એવો ભય બતાવ્યો કે પ્રદ્યુમ્નને પણ એક વિપલ કમ્પારી વછૂટી ગઈ.

'નાનીબહેન, એવી કલ્પનાઓ કદી સાચી પડતી નથી. એ તો એક પ્રકારની મનની ક્રિયા. જે વિચારો મનમાં ઘોળાતા હોય એવું જ આવી કલ્પનાઓમાં જાણે અજાણે પ્રતિબિંબ પડે. એમાં આટલાં ગભરાઓ છો, શા માટે?'

'પરંતુ ત્યારે એમાં કેટલીક વાતો સાચી જ દેખાય એમ કેમ!'

'ભૂતકાળની ઘટનાઓ બની ગયેલી હોય અને આપણે તે જાણતાં હોઈએ, એથી એમ લાગે. પણ ભવિષ્યની કલ્પનાઓ તો કેવળ માંદલા મનના ગભરાટ અને ભયનું જ પરિણામ...'

એ વખતે બાબો ખસતો ખસતો પ્રદ્યુમ્નની પાસે ગયો અને તેણે એને ઉંચકીને રમાડવા માંડ્યો.

'મને તો લાગે છે કે એ વાતો ખરી જ પડવાની...'

નાનીના મુખ પરના એ શબ્દો બોલતી વખતના ભાવ જોઈને પ્રદ્યુમ્નને પણ મનમાં થઈ આવ્યું: 'આ બાઈને મુખે કાળવાણી તો નહિં નીકળતી હોય?' પણ એ શબ્દો ગળી જઈ એણે હસીને કહ્યું: 'એ બધી ભ્રમણાઓ, એને ભૂલી જાઓ. આ બાબો તમારી પાસે હોય ને ડર કોનો છે, કેમ બાબા, ખરૂં કે નહિં?'

'બાબાને આવા પિતા હોત તો?' હૈયાને કોઈ ખૂણે સૂનો પડેલો એ વિચાર બળપૂર્વક સપાટી પર ધસી આવ્યો. સાથે સાથે નાનીનું હૈયું પણ એના હોઠપર આવીને બેસી ગયું.

આગ્રહ પૂર્વક છૂપાવી રાખેલી વાત પ્રદ્યુમ્નને કહેવા માટે હોઠપર બેઠેલું હૈયું તલસી રહ્યું.

'બાબાનોય મને ડર લાગે છે!' નાનીએ બળજબરીથી હૈયાને દબાવતાં કહ્યું.

'બાબાનો ડર? તમને!'

'હા, કેમકે જેમની તરફ મને જરાયે પ્રેમ નથી એમનું એ ફરઝંદ છે!'

આશ્ચર્યથી પ્રદ્યુમ્ને આ વિચિત્ર નારી તરફ જોયું. અને ત્યારે નાનીની દૃષ્ટિ એની સાથે એકતાર બની ગઇ. નાનીની આંખોમાં પ્રદ્યુમ્ને જુદા જ ભાવ વાંચ્યા. એના હોઠ, એના ગાલ એનું શરીર બધામાં એને વિચિત્ર નવીનતા લાગી.

'જો એ બાળાને તમારા જેવો પિતા હોત...'

'નાની બહેન, આ શું બોલો છો? તમે તો મારાં બહેન થાઓ હોં!'

નાની ચમકી. પલકમાં પોતાની ભૂલ પારખી ગઇ. ખરેખર આ પુરૂષ દેવલોકનો છે. એના મનની ખાત્રી થઇ ગઇ. પોતાની ભૂલ માટે એને પશ્ચાતાપ થયો.

'પ્રદ્યુમ્નભાઇ, હું ભાન ભૂલી...મને માફ કરો!'

નાનીની આંખોમાંથી, નિતરી ગયેલા વર્ષાદ, પછી નેવાં-માંથી ટપકતાં જલબિંદુ સમાં અશ્રુ ટપકવા લાગ્યાં.

અને પછી એણે જે વાત અત્યાર સુધી છૂપાવી રાખી હતી તે કહી સંભળાવી. એ વાતો કરતી વખતે પણ એની આંખો-માંથી ચોધાર આંસુ વહી રહ્યાં હતાં.

'આ શું નાનીબહેન?' ઘરમાં દાખલ થતાં જ સ્મૃતિએ આશ્ચર્યથી પૂછ્યું.

'નાનીમાશી! કેમ રડો છો?' કહેતી સુરંગી આવીને નાનીના ખોળામાં બેસી ગઇ, અને પોતાના નાનકડા રૂમાલથી માશીનાં આંસુ લૂછવા લાગી.

રડતાં રડતાં પણ નાનીએ સુરંગીને બે ચાર બચ્ચીઓ ભરી, ત્યારે તડકામાં વર્ષતા વર્ષાદ જેવો દેખાવ થઇ રહ્યો.

'સ્મૃતિબહેન, હું ગુન્હેગાર છું અને તમારી પાસેથી સજાની ભિક્ષા માગું છું.' નાનીએ હજીયે રડતાં રડતાં જ કહ્યું.

'ગુન્હેગારને ન્યાયાધિશ નિર્દોષ જાહેર કરે છે!' સ્મૃતિએ સસ્મિત વદને કહ્યું.

'પણ ગુન્હો ગંભીર છે.' કહીને નાનીએ બધી વાત ફરીથી કહી સંભળાવી.

'ત્યારે એંગારભાઇ, આમની ઉપર આક્ષેપ મૂકવામાં છેક ખોટા નહોતા.' સ્મૃતિ હસીને જ બોલતી હતી.

'પણ પાડાના વાંકે પખાલીને ડહામ દેવા જેવી એ વાત હતી. ખરો ગુન્હેગાર તો મારા મનમાં ભરાઇ બેઠો હતો.'

'પણ હવે તો એ પકડાઇ ગયો ને ?'

'પ્રદ્યુમ્નભાઇ જેવા દેવ પુરૂષ આગળ એ રાક્ષસનું તે શું ગજું ? પણ મને આવા પાપી વિચાર...' નાની ધ્રૂસકે ને ધ્રૂસકે રોવા લાગી.

સ્મૃતિએ એને હૈયા સરસી દાબી ને મોટી બહેન નાની બહેનને આપે એમ આશ્વાસન આપવા લાગી: 'નાનીબહેન, મને એમની ખાત્રી છે. એતો નિર્દોષ છે જ. તમે પણ દોષિત નથી. માત્ર મનની નબળાઇનો જ ભોગ બન્યાં છો. પણ એનો દોષ તમે જે સ્થિતિ સંજોગમાં મૂકાયાં છો તેનો છે. આપણા સમાજને પ્રતિષ્ઠાની ભૂતાવળે ઘેરી લીધો છે: રૂઢી તરફની અંધશ્રદ્ધાએ એનામાં એવી મનોદશા ઉભી કરી છે જેથી તે સત્યને સાંખી શકતો નથી, વાસ્તવદર્શી બની શકતો નથી. તેથી તો સંસ્કૃતિ અને ઇતિહાસના પારણા સમા આપણા દેશની પણ અધોગતિ થઇ રહી છે. મિથ્યાભિમાન અને કૂળની પ્રતિષ્ઠાનું ભૂત એ જ સાચાં ગુન્હેગાર છે. એટલે જો કોઇ પણ શિક્ષાને માટે યોગ્ય હોય તો તે જ છે. તમે તો પોતાનાં અશ્રુ જળે ભિંજાઇને પવિત્ર થયાં છો.'

'સ્મૃતિબહેન! તમે મહા સતિ છો, સાચાં જોગમાયા છો!' કહી નાની એને ભેટી પડી.

નાનો બાબો ત્યારે મોટાં માનવીઓની આ વિચિત્ર રમતો જોઇ જોઇ હસી રહ્યો હતો!

[ ૮ ]

નાનીને ખોળે બાબાની બહેન રમતી થઈ હતી. આબાદ માતાની જ નાનકડી પ્રતિકૃતિ.

નારી પોતાનું જીવન ખર્ચી જીવન આપે છે. વિશ્વનાં સર્વ સર્જનોમાં માતાનું સર્જન જ અદ્‌ભુત, અપૂર્વ ને અમૂલ્ય છે. પુરૂષ સંહાર કરે છે : સ્ત્રી સર્જે છે. નારીની એ જ અપૂર્વતા.

એવી નારીઓમાં પણ નાની અપૂર્વ હતી. જીવનનો અમુક જ ભાગ એણે ખેંગારને સમર્પ્યો હતો. બીજો ભાગ પોતાના કબજામાં રાખ્યો હતો.

મગનના લગ્ન પછી એ ભાગ ખીલી ઉઠયો.

પોતાના જીવન અભિલાષ અધૂરા રહ્યા હતા. એ અધૂરા ભાવ પૂરા કરવા માટે એને પુત્રવધૂનું સાધન સાંપડયું.

કમળાને માટે એ નવી નવી ફૂલ વેણીઓ ગૂંથતી, વિવિધ પ્રકારની બંગડીઓ લાવતી, નવી નવી ભાતનાં કપડાં વસાવતી. એની તરફ નાનીનો પ્રેમ જળાધારીની માફક ટપકતો નહોતો, જળધોધની માફક છલકાઈ જતો હતો.

અપરમાની એ નિખાલસ મમતા મગન જોઈ શકયો અને કોઈએ તેમજ મોસાળીઆંએ એની વિરૂદ્ધમાં પાયેલું ઝહેર એની રગેરગમાંથી બહાર નીકળી ગયું.

લગનના દિવસોમાં સાસરિયાંએ પણ મગનને ખૂબ ભંભેર્યો હતો: કમળાને તો સાવકી સાસુની સામે જ થવાની શીખ આપવામાં આવી હતી. 'તમે કોઈ જાતની ચિંતા ન કરશો, હું 'નવી' ને તો આમ સીધી દોર કરી નાખીશ.' મગને ચપટી વગાડી સાળાવેલીઓને તેમ કમળાની સખિઓને ખાત્રી આપી હતી.

પણ નાનીએ વિપક્ષીઓની આક્રમણની તમામ તૈયારીઓને નકામી બનાવી દીધી.

મગનના લગ્નોત્સવ વખતે એના હયાની પ્રત્યેક કળી પ્રેમ

અને સંતોષથી ખીલી ઉઠી હતી. સગી માતામાં પણ એટલો ઉત્સાહ અને એટલો આનંદ દેખાયાં ન હોત.

એ જોઈ મગનનાં મોસાળીઆંનો નાની તરફનો ઝનૂની દ્વેષ ઓગળવા માંડયો હતો.

અમર તો આવ્યો હતો ત્યારથી જ નાનીના ગુણ ગાવા સિવાય બીજા કશામાં એને રસ પડતો નહોતો.

'આ તો સ્ત્રી નથી, દેવી છે.' મગનના મામાને એ કહેતો. 'કઈ વિમાતા શોકયના છોકરાના લગ્નથી આટલો આનંદ પામતી હશે?'

ખેંગારને એ સંભળાવતોઃ 'ખેંગારભાઈ, તમે તો નશીબદાર છો, નવાંભાભી જેવી સ્ત્રીઓ તો દેવોનેય દુર્લભ...'

'ખરૂં છે. અમર, તારૂં કહેવું ખરૂં છે.' ગંભીર ભાવે મસ્તક હલાવતાં ખેંગાર કહેતોઃ 'મેં એને અન્યાય કર્યો છે, હું એને લાયક નથી, એ અદ્‌ભુત છે! હું એને સમજી શકયો નહિં, ભાઈ. એ દુનિયાંનું નહિં હરગલોકનું માનવી છે!'

મગનના લગ્ન પછી નાની મગન અને કમળાના જીવનને સુખમય કેવી રીતે બનાવી શકાય એની ઝીણામાં ઝીણી કાળજી રાખતી. એટલી કે પોતાનો મણિયો ને મોંઘી ભૂખ્યાં હોય કે રડતાં હોય તો પણ એને તેનું ભાન ન રહેતું.

કમળાની સોહાગરાતની સજાવટ નાનીએ કરી હતી. પોતાના જીવનની એ ધન્યરાત્રિ દુઃખ અને નિરાશાથી વેદના અને અંધકારમય બની ગઈ હતી. એનો ઝનૂનપૂર્વક પૂરેપુરો બદલો લેતી હોય એવું એ.ખંડ જોઈને ખેંગારને લાગી આવ્યું. એકાંતમાં એની આંખોમાંથી આંસુ ટપકયાં : 'આ આશાભરીની જીવનવેલીને મેં અબૂજે જ છૂંદી નાખીને? એને મનનો માનીતો માનવી મળ્યો હોત તો એની સોહાગરાત આવી જ બાત ને!'

અમરે એ ખંડ જોયો અને ગુલામ માલિકને કરતો હોય

એવી ખુશામત કરતાં તેણે કહ્યું: 'ભાભી, ખરેખર તમે અદ્‌ભુત છો. તમને સમજવાં મુશ્કેલ છે. છતાં તમારે ચરણે નમી પડવાનું મન થાય એવાં તમે છો!...'

એ શબ્દોમાં ભલે ખુશામત હોય, અતિશયોક્તિ નહોતી.

'અમરભાઈ, તમે મને ખોટી ફુલાવો છો!'

'ના, ના, ભાભી, તમારા સમ!'

'એમાં તમારું શું ગયું?'

નાનીએ સ્મિતનાં ફૂલડાં વેર્યાં.

એની એ નરી નિખાલસતાને પોતાના મનના માપે માપતા અમરે પોતાની તરફનો મીઠો ભાવ માન્યો. અને નાનીની બાજુમાં મો લઈ જઈ એણે ધીમેથી કહ્યું: 'ભાભી, આપની સૌભાગ્ય રાત્રિનાં રસલ્હાણ માણી ન શકયાં એનું આમ બેગાર ભાઇ પર વેર તો લેતાં નથીને?'

'અમરભાઈ, મને એવી વાતો સાંભળવાની ટેવ નથી!' નાનીની નાજુક ભમ્મરોનાં ધનુષ્ય ખેંચાયાં.

અમરે એમાં નાનીની મોહકતા જોઇ અને લગ્નાળા ઘરનો લહાવો મ્હાણવાની લાલચને એ રોકી ન શકયો.

'તમારીયે સોહાગરાત સ્વર્ગ સમી બની જાત, જો મારા જેવાની સાથે તમા...'

'ચૂપ કરો!' એ શબ્દો અને તે બોલનારીની આંખોમાંથી ઝરતા અંગારા જોઇ અમરની જીભ સીવાઇ ગઇ, એના હાંજા ગગડી ગયા!

'કમળા આ સાડી તને કેવી લાગે છે!' એમ કહી નાની પોતાની સાડીઓ એને પહેરાવતી.

'આજ તો મારે જ તારો અંબોડો ગુંથી આપવો છે' એવા આગ્રહથી એ પુત્રવધૂનો કેશકલાપ સમારી આપતી.

કમળા કશુંક કામ કરવા જાય તો, 'અત્યારથી તારે એ

શી જંજાળ! હું છું ને ?...અને જરા ઓઢીને લઈને તારા ખંડમાં બેસ.'

મગનને મળવાની કમળાને તે આમ નવી નવી તકો ઊભી કરી આપતી.

પુત્રવધૂમાં તેને આમ મશગૂલ થયેલી જોતો, ત્યારે ખેંગારને નાનીના સૌન્દર્યની અપૂર્વ ચમકનાં દર્શન થતાં. દૂર દૂરથી એ રાજી થતો.

'મને આ ન મળી હોત તો આ ઘરનું શું થાત ?' એકલો એકલો ખેંગાર બડબડતો.

એક દિવસે એણે નિશ્વાસ સાથે કહ્યું : 'દીકરા ને વહુએ તો તને ગાંડી જ બનાવી મૂકી છે. હવે તો મણિયો ને ઓઢી પણ જાણે તને યાદ નથી આવતાં...અને આપણો સંસાર તો...'

'હવે ઘરડા થયા. જરા શરમાઓ! ઘરમાં છોકરાની વહુ આવી...!' નાનીએ એના જાગતા કોડને ડહામી દીધા.

'હું તો ઘરડો...પણ તું તો હજી...'

'ઘરડા વરને પરણીને હું એ ઘરડી થઈ ગઈ!'

'હા, હા, હા, હા!' આવતા રૂદનને રોકવા ખેંગાર ખડખડાટ હસ્યો પરંતુ એ હાસ્યમાં રૂદનના સુર ગાજતા હતા.

'ઓ દેવી, દેવી! તારો આ સંયમ ?...તેં વહુનો ઓરડો તે રાતે શણગાર્યો...'

'પાપમાં ના પડો. સસરાથી તો પુત્રવધૂના શયન ખંડની વાત ન થાય...'

'તને ય સરખી ઉમ્મરનો કોઈક પતિ મળ્યો હોત, તો...'

'મારે એવી વાતો સાંભળવી નથી.'

'હું સમજું છું...તારા હૈયામાં વહુનો ઓરડો શણગારતાં શું થતું હશે તે હું સમજું છું...'

નાની એની સામે જોઈ રહી હતી, પણ એનું મન તેની

પાસે નહોતું.

કમળાની સોહાગ રાતે અમરે જે શબ્દ એને કહ્યા હતા તેના પડઘા એના કાનમાં અથડાઇ રહ્યા હતા: 'તમારી યે સોહાગ રાત સ્વર્ગસમી બની જાત, એ મારા જેવાની સાથે તમારાં લગ્ન થયાં હોત તો!'

અમર ત્યારે જે શબ્દો બોલી શકયો નહોતો એ શબ્દો પણ નાનીએ સાંભળ્યા અને અમરનું ઓશીઆળું બની ગયેલું વદન એની કલ્પનાની આંખે નિહાળ્યું.

'અમરનું કહેવું ખોટું નહોતું. હું નાહકની એની ઉપર ગુસ્સે થઇ!'

પાછલા એ શબ્દો એ બેભાન દશામાં મોટેથી બોલી ગઇ.

'ગુસ્સે થઇ? કોની ઉપર...મારી ઉપર ભલે થા...' એંગારના એ શબ્દો એણે સાંભળ્યા.

'મારો જીવ ખાશો નહિં. હું જે કરતી હોઉં તે કરવા દો કોણ જાણે મારો મણિયો ને મોંઘી કયારે મોટાં થશે ને પરણશે! ત્યારે શું ખબર શુનું શું થઇ ગયું હશે. મને મગન અને કમળા માટે કંઇ કંઇ કરી નાખવાનું મન થાય છે. તમે એ કામની વચ્ચે ન આવશો.'

'નહિં આવું, નહિં આવું, તારી વચ્ચે નહિં આવું. તું સ્વરગની દેવી છો! હું એક વખત તારા જીવનની વચ્ચે આવ્યો ને તને દુ:ખી કરી તે ઓછી છે, કે હવે ફરીથી તારી વચ્ચે આવું! હું તારા માર્ગમાંથી નીકળી જઇશ. 'નવી' મારાથી બધું ભૂલાશે પણ વહુની સૌભાગ્યરાત વેળાના તારા મોઢા પરના ભાવ આ જીંદગીમાં તો નહિં ભૂલાય!...જો તારીએ સરખા સરખી જોડ મળી હોત...'

નાનીથી ડૂસકો મૂકાયો નહિં પણ એ રૂદન હૈયા વચ્ચે રૂંધાઇ ગયું. એ પડી ગઇ...એને તાણ આવી.

[૯]

ખેંગાર તે રાત્રે કાળવાણી જ બોલ્યો હતો. એણે મનને મારી મારીને નાનીના માર્ગમાંથી નીકળી જવાનો પ્રયાસ કરવા માંડયો હતો. મણિયો અને મોંઘી જ હવે એના જીવનનું એક માત્ર આકર્ષણ બની રહ્યું હતું.

નાનીના જીવનનું મધ્યબિંદુ કમળા બની ગઇ હતી. કમળાને નાનીને છોડી પિયર જવાનું પરવડતું ન હોતું. મગન નાનીને જ સગી માતા માનવા લાગ્યો હતો.

ખેંગારના જીવનને છેલ્લી ઘટના પછી જબરો આઘાત લાગ્યો હતો. નાની પોતાનું દુઃખ ભૂલવા પુત્રવધૂ તરફ જીવનનું સત્વ વહાવતી હતી. ખેંગાર એ વાત સમજી ગયો અને ત્યારથી એને નવીને કરેલા અન્યાયનો જ એકમાત્ર વિચાર ઘેરી વળ્યો હતો.

ધીરે ધીરે એ વિચારે ચિંતાનું રૂપ પકડયું. ધીરે ધીરે એનું ચેતન ચૂસાતું ગયું.

'હું જોઉં છું એ નાની નથી, એ તો છે નાનીનું ભૂત! સાચી નાનીનું તો મેં જ ખૂન કર્યું છે.'

અને તે પછી એ પોતાને નાનીનો ખૂની માનવા લાગ્યો.

'આ ભયંકર પાપનું પ્રાયશ્ચિત શું નહિં હોય?'

ખેંગારને કોઇ પૂછવાનું ઠેકાણું નહોતું. ભર્યા જગતમાં તે એકલવાયો થઇ ગયો હતો.

'હું એનો ખૂની છું...એ ખીલતી કળીના જીવનને મેં જ કચરી નાખ્યું છે...'

પછી તો દુનિયાને મોં બતાવતાં એ શરમાવા લાગ્યો.

મણિયો અને મોંઘી એક માત્ર એના દુઃખી જીવનનું આશ્વાસન હતાં.

પણ હવે તો એ બાળકો સામે જોતો અને પોતે મહા

અપરાધી છે એનું ભાન તાજું થતું. હૈયાના ઘાને રૂઝવવા એણે બાળકોનો આશરો લીધો, પણ પછી તો એ બાળકોની નિર્દોષ દૃષ્ટિનાં તીર વછૂટી વછૂટીને એના આળા ઘામાં પેસવા લાગ્યાં.

ખેંગાર એ નિર્દોષ બાળકો સામે પોતાને અપરાધી માનતો હતો. જાણે એ બાળકો ન્યાયાસન સમક્ષ ફરિયાદી થઈને આવ્યાં છે, પોતે અપરાધીના પાંજરામાં ઊભો છે. બાળકો ન્યાયમૂર્તિ સમક્ષ કાકલુદી કરે છે: 'અમારી માતાના આત્માનો આ ખૂની છે...અમારી માતાને જીવતી રાખીને આ માનવીએ એને હણી નાખી છે...એના અભિલાષ, આશા, આદર્શ બધાનું એણે ખૂન કર્યું છે...અમે આપની પાસે ન્યાય માગીએ છીએ!'

અપરાધી નત મસ્તકે બોલે છે, એની આંખમાં આંસુ છે: હું એ અપરાધ સ્વીકારું છું. હુંજ હુંજ એમની માતાનો ખૂની છું. એટલુંજ નહિં, આ બે નિર્દોષ બાલકોને એમની માતા હોવા છતાં નમાયાં બનાવવાનો ભયંકર ગુન્હો મેંજ કર્યો છે. મેં એમની માતાના પ્રાણને હણી નાખ્યો અને વાસનાનો ગુલામ બની એના પ્રાણ વિહોણા દેહમાંથી આ બે બાલકોનું સર્જન કરવાની એને ફરજ પાડી. નારી જીવનમાંથી નવજીવન સર્જે છે. મેં આ બાળકોની માતાને મૃત્યુમાંથી જીવન સર્જવાની ફરજ પાડી. આવી સ્થિતિમાં જન્મેલાં બાળકોના ભાવિ માટે કેવી રીતે આશા રાખી શકાય?...ન્યાયમૂર્તિ! હું ગૂન્હેગાર છું: ખૂની છું એક આ બાળકોની માતાનોજ નહિં પણ મારા પોતાના સંતાનોના ઉજ્વલ ભાવિનો પણ...ફાંસીની સજા પણ મારે સારૂ હળવી થઈ પડશે, મને એનાથી પણ વધારે ભયાનક સજા કરો. અસહ્ય વેદના થાય એ રીતે કકડે કકડે મને મારવાની?...'

એવાં એવાં ભીષણ કલ્પના ચિત્રો એ જોતો.

અને તેથી ધીરે ધીરે બાળકો સામે મીટ માંડતાં પણ એ

મૂઝી જતો. ભયથી એનાં રક્ત, માંસ, મજ્જાતંતુઓ અને અસ્થિ ઠરી જતાં.

મગનને નોકરી મળી ગઇ અને એને શહેરમાં જવું પડ્યું. કમળાને લઇને નાની મગનના ઘરની નવી વ્યવસ્થા માટે ગઇ. અને મગન તથા કમળાના આગ્રહથી નાની થોડાક દિવસ રોકાઇ.

નાની પરણીને આવ્યા પછી ક્યાંય જઇ શકી નહોતી એટલે એને પણ આ સ્થાનપલટાથી ઠીક લાગ્યું. શહેરમાં એ કદી રહી નહોતી એટલે થોડા દિવસ તો જૂની આંખે નવી દુનિયા જોવા જેવું ગમી ગયું.

મગન રજાના દિવસે બધાંને લઇને ફરવા જતો. નવાં નવાં સ્થાનો જોવાનાં, નવી નવી વસ્તુઓ ખાવાની, બગીચા, મોટરો, સીનેમા, નાટક એ બધાથી માતાના મનને કંઇક 'શાતા' વળશે એમ મગન માનતો હતો, પણ એની તો નાનીના મન પર ઊલટી અસર થતી હતી.

મગન સામાન્ય માનવી હતો. કમળા પણ સામાન્ય સ્ત્રી હતી. નાની જુદી માટીમાંથી ઘડાઇ હતી. મગન કે કમળા એને ઓળખી શકે તેમ નહોતાં.

'જો હું કજોડાનો ભોગ બની ન હોત તો...!' જ્યારે પણ મગન એને કોઇક નવીન સ્થળે લઇ જતો ત્યારે નાનીના મનમાં એજ વિચાર ઉગી જતો. અને એની પાછળ માલગાડીની માફક વિચારોની લાંબી હારમાળા ઘસડાઇ આવતી.

થોડાજ દિવસમાં નાનીને નવા શહેરમાં રહેવું વસમું થઇ પડ્યું. એણે હવે ઘેર જવાનો વિચાર કર્યો.

'હવે થોડા દિવસ પછી જવાશે.' મગન આગ્રહ કરતો.

'બા, તમે જશો તો મને નહિં ફાવે!' કમળા કહેતી.

'તમારે એકલાં રહેવાની ટેવ પાડવી જોઇએ.' નાની કમળા

ને સમજાવતી.

'ભાઈ, ઘેર તારા બાપુ એકલા છે...' એ મગનને મનાવવા મથતી.

ખેંગાર ઘેર એકલો હતો એ ખરું, પણ 'નવી' ના જવાથી હવે એનું એકલવાયાપણું ઓછું થાય તેમ નહોતું. નાની એ જાણતી હતી, પણ આ નવદંપતીનાં સુખ એને અકળાવી નાખતાં હતાં. એ દુ:ખ ભૂલવા ગોકળગાયની માફક એ પોતાના નાનકડા ઘરમાં છૂપાઈ જવા માગતી હતી.

ખેંગાર એકલો હતો એથી ઘરમાં છૂટથી ફરી હરી શકતો. એના અપરાધનું સ્મરણ કરાવનારી આંખો ત્યાં નહોતી તેથી એ કેદખાનામાં છુટા ફરતા કેદી જેવી સ્વાધીનતાની મીઠી મજા મ્હાણી શકતો.

તે એકલો હતો પણ નાનીએ એના મનનો કબજો છોડયો નહોતો.

નવીને થયેલો અન્યાય કેવી રીતે હળવો કરી શકાય? એ પ્રશ્ન એના મનમાં ઘોળાયાં કરતો.

એક દિવસ ઓચિંતો એના માથમાં નવો વિચાર ઉગી ગયો: 'નાની ફરીથી પરણે તો!'

[૧૦]

કમળાની માગણીથી નાની મણિયાને શહેરમાં મૂકીને મોંઘી સાથે ગામ આવી ત્યારે એક પછી એક તમામ પાડોશણો એને મળવા આવી ગઈ.

'વહુ તારા વિના ભર્યો મહોલ્લો પણ સુનો સુનો લાગતો હતો...નાની કાકી તમે થોડાજ દિવસ બહાર ગયાં પણ અમને તમારા વિના ગોઠતું નહોતું...તમારે ક્યાંય જવું નહિં, તમે હો છો એટલે જાણે આખું ગામ ભરેલું લાગે છે...તારા વિના

તો જાણે મહોલ્લામાં જીવજ નહોતો' એવું એવું સહુ કહી ગયાં.

સુરંગી તો એને ભેટી જ પડી. 'નાની કાકી, તમે શું કામ ગામ ગયાં હતાં! હું તો તમારા ઘેર આવી આવીને પાછી જતી હતી. તમે બાબાને શું કામ મૂકી આવ્યાં? હવે મને એના વિના રમતાં નહિ ફાવે!'

નાનીએ એને બે ચાર બોકીઓ લઈ હૈયા સાથે દાબીને વહાલ કર્યું અને એને ફલાવતાં આશ્વાસન આપ્યું 'સુરંગી, હવે હું ક્યાંય નહિં જાઉં, તું બેબી સાથે રમજે. જો તારે સારૂ હું કંઈક લાવી છું' કહી એણે ચાવી વાળી ઢીંગલી સુંરગીને આપી. સુરંગી એ ઢીંગલી જોઈને ખુશ ખુશ થઈ ગઈ.

ચાવી આપવાથી ઢીંગલી આ બાજુ ને તે બાજુ એમ માથું ફેરવતી હતી, એના માથાની સાથે આંખો ઉઘાડ મીંચ થતી હતી.

'નાની કાકી, આ ઢીંગલી આમતેમ માથું કેમ ફેરવતી હશે'

'આપણે બધાં હતાં તેવાંને તેવાં છીએ કે નહિં એની એ તપાસ રાખે છે...'

'ત્યારે એ જોતી શું હશે?'

'મારી નાનકડી સુરંગીને?'

'કે મોંઘીને? મોંઘી તો મારા કરતાં નાની છે!'

'ના, એ તો સુરંગીને જ શોધે છે!'

નાનીએ સુંરગીને ફરીથી વહાલ કર્યું અને એ રાજી થતી થતી બાને તેમજ બાપુજીને ઢીંગલી બતાવવા દોડી ગઈ.

એણે સ્મૃતિબહેનને ઢીંગલી બતાવીને નાચતાં કૂદતાં પૂછ્યું: 'બહેન, આનું નામ શું પાડીશું?'

'તને કેવું નામ ગમે?'

'તમે કહો ને?'

'તારા મોટાભાઈને પૂછ.'

સુરંગી પ્રદ્યુમ્નના વાચન ખંડમાં દોડતી ગઈ. અને એને પૂછ્યું: 'મોટાભાઇ મારી આ ઢીંગલીનું નામ પાડી આપો.'

'તારી બહેન નથી પાડી આપતી ?'

'એ તો કહે છે મોટાભાઇ નામ પાડે...હેં મોટાભાઈ ત્યારે મારૂં નામ કોણે પાડયું હતું ?'

'તારી બહેને !'

'ત્યારે મારી ઢીંગલીનું નામ પાડવાની બહેન કેમ ના પાડે છે ? ચાલો તમે બહેનને કહો.'

સુરંગી મોટાભાઈનો હાથ પકડી એને રસોડામાં ખેંચી લાવી.

'મોટાભાઇ, તમે બહેનને કહો.'

'સ્મૃતિ, તું ઢીંગલીનું નામ પાડને...'

'તમને નામ શોધતાં ઠીક આવડે છે. તમે જ એક સરસ નામ શોધી કાઢો.'

'ના ના' તું શોધી આપ. સુરંગીનું નામ તેં જ પાડયું હતું ને ?'

'તમે શોધ્યું હતું !'

'તમે બન્ને મને બનાવો છો...ઠીક ત્યારે !' મીઠો છણકો કરી સુરંગીએ માતા-પિતાને ઠપકો આપવા માંડયો. 'મણિલાલને કેવી મજાની નાનકડી બહેન છે. મોથી. તમે મને એવો સરસ એક બાબો ભાઇ કેમ આપતાં નથી...'

સ્મૃતિની લજ્જાની ગુલાબી ચમકી ગઇ. એણે પ્રદ્યુમ્નની સામે જોઇને પુષ્પથી પણ અતિકોમળ હાસ્ય કર્યું. સામેથી મીઠા સ્મિતથી પ્રત્યુત્તર મળ્યો.

નાનકડી સુરંગી મોટાંઓનાં એ હાસ્યની ભાષાથી અજાણ હતી. એટલે એનો વાક્પ્રવાહ ચાલુ જ રહ્યો: '...તમારે મને

સરસ નામ નથી શોધી આપવું ને? કંઈ નહિં...'

'નાની કાકીને કહેજે, એ સરસ નામ શોધી આપશે!' સ્મૃતિએ એને સમજાવી.

'એમણે તો બેબીનું સરસ નામ પાડયું છે. મોટાભાઇ, તમે કહોને?'

'તારી બહેન ના પાડે છે!' પ્રદ્યુમ્ને વિનોદની ખાતર ખોટું કહ્યું.

'કેમ બહેન!...કંઇ નહિં તમે ભલે મને ના કહેશો. મારી ઢીંગલીનું હું જ નામ પાડીશ!'

'સરસ!' પિતાએ પ્રોત્સાહન આપ્યું.

'સુંદર!' માતાએ અનુમોદન આપતાં પૂછ્યું 'શું નામ પાડીશ?'

'તમને એ નહિં કહું!'

'પણ મને તો કહીશને? સુ–રં–ગી, મારી બ–હે–ન...! એ તો મારા કાનમાં કહી જશે!'

'હા, હા, મોટાભાઇ તમને કહીશ.' દોડતી એ જઇ મોટા ભાઇને વળગી પડી. પિતાએ પુત્રીને પ્રેમથી ગોદમાં લીધી. કમળ પાંદડીઓ વચ્ચે કમળ કાકડીને લે તેમ.

'કહે તો બહેન?'

'જરા વિચાર કરવા દો.' પીઢ માનવીની માફક ગંભીર મુદ્રા કરીને સુરંગીએ કહ્યું. અને જમણા હાથની તર્જની લમણા ને ટેકવી મોટાભાઈનું અનુકરણ કરી, થોડાક વખત વિચારમાં ડૂબી ગઇ.

'જડી ગયું, જડી ગયું, સરસ નામ. તમે નહિં કહો તો કંઇ નહિં...'

'મારી બહેન તો મને કહેશે!' સ્મૃતિએ વિનંતી કરી.

'ના. તમે મને ક્યાં કહ્યું હતું...!'

'એતો મારી બહેન છે, મને કહેશે. નહિં ?'

'હા, મોટાભાઇ !' અને એણે મોટાભાઇના કાનમાં કહ્યું.. 'કેવું સુંદર છે !'

'ખરેખર સરસ નામ છે !'

'લ્યો ત્યારે તારી બહેનને નહિં કહેવાનું હો કે !'

'હા, હા,'

સ્મૃતિ સામે જોઇને સુરંગીએ અંગૂઠો બતાવ્યો અને મોટાભાઇને તાળી આપી.

બાપ દીકરી હસવા લાગ્યાં.

પછી બાપના ખોળામાંથી ઉઠી, સુરંગી ઢીંગલી સાથે નાચવા લાગી. 'કેવું તારૂં સરસ નામ છે ?...આપણે બહેનને નહિં કહીએ...તારૂં કેવું મજાનું નામ મારી પાંખડી...!'

'એ કહી દીધું...!' સ્મૃતિ તાળીઓ પાડીને હસવા લાગી.

'મેં તને નથી કહ્યું, એ તો મારી ઢીંગલીને કહ્યું છે. ખરૂં કે નહિં મોટાભાઇ...! મોટાભાઇ, મને નામ પાડતાં સરસ આવડે છે ને ?...તમે બહેનને કહોને મને એક બાબો ભાઇ આપે પછી એનું તો હું એવું મજાનું નામ પાડીશ, એ...વું મજાનું નામ પાડીશ...બહેનને કે તમનેય નહિં પાડવા દઉં હોં કે !'

એ વખતે સુંરગીની બહેનની કીકીઓમાંથી મૃગલાં દોડી દોડીને એના મોટાભાઈના હૈયાની બખોલમાં ભરાઇ જતાં હતાં, પણ મોટાં માનવીઓની એ દોંગાઇ, સરળ હૈયાની નાનકડી સુરંગીનું નાનકું હૈયું સમજી ન શક્યું એ તો એની નાની દુનિયામાં મસ્ત હતી.

'મારી પાં...ખ...ડી ! મા...રી...પાં...ખ...ડી !'

સ્મૃતિબહેને નાનીને એ વાત કહી ત્યારે કેટલીએ ક્ષણો સુધી એમનું હસવું રોકાયું નહોતું.

નાનીના આગમનથી સહુ કોઇ ખુશ થયું, એક માત્ર ખેંગારનો આત્મા ફરીથી તુરંગમાં પુરાતો હોય એવું તેને લાગ્યું એનામાં મોઘીને વહાલ કરવા જેટલી પણ નૈતિક હિંમત રહી નહોતી. અપરાધી ન્યાયાધિશ પાસે જતાં જે લાગણી અનુભવે એવી લાગણી ખેંગારને નાનીને જોતાં હવે થતી. એને માટે હવે ઘર વીશી બની ગયું હતું. ઘણો વખત તે બહાર રહેતો. ખાસ કશું કામ ન હોય ત્યારે મંદિરના ઓટલે બેસતો કે સીમમાં રખડતો.

નાનીને ખેંગારની ગેરહાજરીથી કોઇપણ જાતની ઉણપ જણાતી નહિં. એ આખો વખત મોંઘીમાં અને ઘરકામમાં ગૂંથાઇ રહેતી.

[૨૧]

એક દિવસ બપોરે ખેંગાર જમવા આવ્યો ત્યારે એના પગ ઢસડાતા હતા, એનું મોઢું લાલચોળ બની ગયું હતું.

એને જોયો ને નાનીના દિલમાં ફ્રારકો પડયો.

'તમને શું થયું છે?'

'કશું જ નહિં.'

'ત્યારે મોઢું કેમ તપાવેલા તાંબા જેવું લાગે છે!'

'અમસ્તું જ!'

'આંખો પણ કેવી દેખાય છે?'

'તાપમાંથી આવ્યો એટલે?'

'તે તાપમાં શા માટે બહાર રખડ રખડ કરો છો?'

ખેંગારના મગજના માળામાંથી શબ્દોનાં પંખી ઉડી એની જીભને ટેરવે બેસી ગયાં. 'તને કરેલા અન્યાયના વાઘ દીપડાઓ ઘરમાં ભરાઈ બેઠા છે એમના ડરથી!' એવું એનાથી બોલાઇ ગયું હોત, પણ શબ્દપંખીઓને તેણે હોઠનાં બારણાં બંધ

રાખી યથેચ્છ ઉડવા ન દીધાં.

'કારણે કે વિના કારણે બહાર રખડ રખડ કરવાથી શરીર ન બગડતું હોય ત્હોયે બગડે. હવે તો અવસ્થા થઇ...'

'અવસ્થા થઈ એજ કારણે બહાર રખડું છું ને બાઈ...!' ખેંગારના અંતરમાં એ શબ્દોનાં વલોણાં ચાલી રહ્યાં!

'જમવાનું તૈયાર છે?' એણે દિલના ભાવ દબાવીને પૂછ્યું.

'હાથ પગ ધોઇ લો, હું થાળી પીરસી નાખું!'

ખેંગાર જમતો હતો ત્યારે નાની વારંવાર તેની સામે જોતી. એ દૃષ્ટિમાં દયા હતી, કરૂણા હતી, વાત્સલ્ય હતું.

પાછલા કેટલાય વખતથી ખેંગાર બોલ્યા ચાલ્યા વિના જમી લેતો. નાની એને માટે જે કંઇ કરે તે માત્ર એની પરનો ઉપકાર જ છે એમ તે માનતો. હું તો એટલા તારા ઉપકારને ય યોગ્ય નથી...મને તો તું લાતો ને તમાચા મારે તોયે મારા ગુન્હાનો બદલો વળી શકે તેમ નથી એવું તે જીભે લાવ્યા સિવાય બોલતો.

જમવા બેઠો પણ ખેંગારથી આજે જમાયું નહિં. જેમ તેમ કરી નાનીનું મન મનાવવા એણે થોડું ખાઇને હાથ ધોઇ નાખ્યા.

'આજે હવે બહાર રખડવા જવું નથી...'

'પણ મને કંઇ થયું નથી!'

ખેંગાર જૂઠું બોલ્યો હતો. એકાએક નહિં પણ કેટલાયે દિવસથી ધીરેધીરે માંદગી આવી રહી હતીઃ ધીરેધીરે એના શરીરનું ચેતન હણાતું જતું હતુંઃ ધીરેધીરે એના આત્માનું નૂર ઝાંખું થતું જતું હતું. આજે તો એ અતિશય થાકી ગયો હતો જ.

નાની પણ જાણતી હતી કે ખેંગાર ખોટું બોલે છે. એને શા માટે ખોટું બોલવું પડે છે તેની યે નાનીને ખબર હતી.

એટલે એને ખેંગાર તરફ સહાનુભૂતિ થઇ.

'થયું હોય કે ન થયું હોય, જમીને ક્યાંય જવાનું નથી. ખાટલો પાથરી આપું છું. તે આરામ કરો...'

'પણ મારે બહાર કામ છે!'

ખેંગાર નાનીના પ્રત્યેક કામને ઉપકાર લેખતો. 'એ ઉપકારને યોગ્ય હું નથી, બાઇ! તારે તો મને એકલો સડવા દેવો જોઇએ!' પોતાની જાત ઉપર દાંત કચકચાવીને તે એકલો એકલો પોતાના જ મુંગા શબ્દોના ઘા ખમી લે તો.

નાનીના ઉપકાર નીચે જેમ બને તેમ ઓછું અવાય એ તેને થયેલા અન્યાયનો કંઇક બદલો છે એમ માનીને ખેંગાર હમેશની માફક તે દિવસે પણ જમીને બહાર ચાલ્યો ગયો.

મંદિરને ઓટલે જઇને સૂઇ રહે તો ખરાબ દેખાય અને બેસી રહેવાની આજે તાકાત નહોતી, એટલે ખેંગાર ધીરેધીરે સીમમાં ગયો. ત્યાં એક આંબાના ઝાડ નીચે તે સૂઇ રહ્યો.

'મગનીયાની મા જેવી સ્રીને ઘરડી ઉમ્મરે પરણ્યો હોત તો પણ કંઇ વાંધો નહોતો...એ જુવાન હોત પણ સુખ દુઃખનો વિચાર કરવા જેટલી અક્કલ એનામાં ન હોત એટલે એના દિલને આઘાત ન થાત...પણ આ તો સ્વતંત્ર રીતે વિચાર કરી શકે છે એનું જ દુઃખ છે ને!...વિચાર કરી શકે એટલી અક્કલ વાળી બાયડી જ નક્કામી!......કોણ જાણે ભગવાનનેયે શું થયું છે કે એણે હવે બાયડીઓમાં છૂટે હાથે અક્કલ વેરવા માંડી છે...!'

છતાં નાની અક્કલવાળી હતી એટલે જ તેણે સાંઝ સુધી ખેંગારની જ ચિંતા કર્યાં કરી:

'આવે શરીરે તે બહાર જવાય?...કામ કશુંજ નહિ હોય પણ ઘરમાં બેસાતું નથી...એમનેય બિચારા જીવને હવે ઘણુંયે લાગે છે...મારી જિંદગી તો ધૂળધાણી થઇ પણ એમનેય પાછલા ભવમાં ઓછું દુઃખ છે? ..નક્કામું! થયું તે હવે ન

ચલાતું નથી...બાપડા જીવ કોણ જાણે અત્યારે ક્યાંયે હશે! તબિયત વધારે તો નહિં બગડી હોય ને?...એ છે ત્યાં સુધી કપાળમાં ચાંલ્લો કરી શકાય છે ને હાથમાં ચૂડી પહેરાય છે...હું કંઇ ભણેલી નથી કે શહેરની ભણેલી સ્ત્રીઓની માફક નોકરી કરીને ગુજરાન ચલાવી શકું...આખરે તો નોકરી કરનારીઓને પણ કોકના ઓશીઆળા તો રહેવું જ પડે છે ને? તો પછી બાળપણમાં મા બાપના, યૌવનમાં પતિના અને વૃદ્ધા વસ્થામાં દીકરાઓના ઓશીઆળા રહેવું પડતું હોય ત્હોયે એમાં ખોટું શું છે?...નોકરી કરનારને અજાણ્યા પુરૂષની તાબેદારી ઉઠાવવી પડે, અને વળી કોણ જાણે એ કેવોયે હોય?...સ્ત્રી જાતિને તો ચિતાયે ચડે ત્યાં સુધી શરીરની ચિંતા!...પુરૂષ માત્ર શિકારી, સ્ત્રી એનો સ્વાભાવિક શિકાર...એ અજાણ્યા વાઘ દીપડાઓ વચ્ચે શિકાર બની જવાના નિરંતર ભયમાં રહેવું તે કરતાં પોતાનાઓની ભીંસમાં રહેવું પડે એ વિશેષ સારૂં. બીજો કશો તો ભય નહિં ને...'

'નવી કાકી છો કે?'

'કોણ હશે એ?' કહેતી નાની બારણામાં આવી તો ન્યાતનો એક પુરૂષ ખેંગારને ખભામાંથી પકડીને આવતો જોયો.

નાની દોડતી ઘરમાં ગઇ અને ઝટપટ ખાટલો પાથરી પથારી બિછાવી દીધી.

'હું ના જ કહેતી હતી કે આજ બહાર નથી જવું'

'ખેંગારકાકા તમારા નવા વાંટાના આંબા નીચે પડયા હતા...'

'મને કંઇ નથી થયું!' ખાટલાપર બેસતાં બેસતાં ખેંગારે કહ્યું. 'રામા, તું નાહકની આવી વાતો...'

'ના, નવી કાકી, હું બાજુમાંથી નીકળ્યો ત્યારે એ પડયા પડયા 'ઉં...હ ઉં...હ!' કરી રહ્યા હતા...'

'પણ બહાર જ જવું શીદ પડે...'

'નાની કાકી, જરા સંભાળજો. કામ પડે તો કહેજો.' કહીને રામો ગયો.

અને નાની એંગારના ખાટલા ઉપર બેઠી. એની આંખો ધીખતા અંગારા જેવી જણાતી હતી...કપાળ ભઠ્ઠી જેવું અને શરીર હાથ મૂકતાં જ દઝાડે એવું થઈ ગયું હતું.

નાનીએ સ્મૃતિ બહેનને કહેવડાવ્યું અને વૈદને બોલાવ્યો.

વૈદે નાડી તપાસીને કહ્યું: 'ચિંતા કરવાની જરૂર નથી. થોડા દિવસમાં જ આરામ થઈ જશે.'

પણ પ્રદ્યુમ્ન દવા લેવા ગયો ત્યારે વૈદે કહ્યું: 'માંદગી ગંભીર રૂપ લે એમ લાગે છે. દર્દીનું શરીર તેમ જ મન બહુજ ચાકી ગયેલાં છે. ખૂબ ખેંચ્યું લાગે છે. મહિનાઓ પહેલાં આરામ લેવાની જરૂર હતી. હવે દર્દીને કોઈ બોલાવશો ચલાવશો નહિં. જેટલો આરામ લેશે તેટલો ફાયદો થશે.'

'વૈદરાજ, રોગની ચિકિત્સા...'

'અત્યારે તો વિષમજ્વરનાં તમામ ચિહ્નો દેખાય છે!'

નાની ખડે પગે સેવા ચાકરી કરી રહી હતી. વચ્ચે મગન પણ ખબર કાઢવા આવી ગયો હતો, એને પણ સમજાવીને નાનીએ પાછો મોકલ્યો હતો. થોડે થોડે આંતરે અમર પણ આવી જતો. 'અત્યારે કોઈની ખાસ જરૂર નથી. જરૂર જણાશે તો તેડાવીશ.' કહીને નાની સહુ કોઈને આશ્વાસન આપી રવાના કરતી.

આશ્વાસન આપવા આવનારા, આશ્વાસન લઈ, લાચાર બની પાછા જતા! નાનીને આ વખતે પણ સ્મૃતિબહેન અને પ્રદ્યુમ્નભાઈની મદદ ખૂબ કામ લાગી.

[૧૨]

એંગારને આરામ થતો નહોતો. નાનીનાં મનને નિરાંત ન હોતી. સ્વજનોની ચિંતાનો પાર નહોતો. મગન અઠવાડિયામાં

એક દિવસ આવતો. નોકરી છોડીને પણ પિતાની ચાકરી માટે આવવાનો એનો આગ્રહ હતો. પરંતુ વૈદરાજે ય કહ્યું હતું કે: 'માંદા માણસની માવજતમાં માનવીઓની બહુ ભીડ નકામી. નાની બહેન જે રીતે ચાકરી કરે છે તેમાં ડખલ કરવાની જરૂર નથી.' એટલે મગને થોડાક દિવસ કમળાને નાનીના મદદગાર તરીકે મોકલીને મન વાળ્યું હતું.

એક દિવસ ચિંતાતુર નાનીએ વૈદને પૂછ્યું:

'વૈદરાજ, ક્યાં સુધી આમ ચાલશે?'

'બહેન, દર્દીની અંદર દર્દ સામે ઝૂઝવાની તાકાત નથી અને જે તાકાત હોય તો એ તેને અટકાવી રાખતા લાગે છે. દર્દ પારખી શકાય પણ દર્દીને પારખવો દુર્લભ છે! મનને અંદર ને અંદર મારી મારીને એમણે જાણે મૃત્યુ મિલનની પૂર્વ તૈયારી કરી રાખી છે...'

'પણ એકાએક આ શું થયું?'

'એકાએક નથી બ–હે–ન! દુઃખ ઉભરાઇ આવ્યું એટલે આપણને જણાયું એકાએક; પણ એની પૂર્વતૈયારી લાંબા વખતની હોવી જોઇએ. એમણે કોઇ દિવસ અશકિતની કશી વાત કરી હતી ખરી?'

'બોલતા હોય ત્યારે ને?' નાનીએ નિશ્વાસ મૂકયો. 'પણ હું પણ એમને માંદા જેવા જોઇ શકી નહિં...'

'બહેન, તમે હજુ નાનાં છો. આવી બાબતમાં તમને અનુભવ કેટલો?'

ઘણા સમયે કોઇક સ્વજન આવીને મળ્યું હોય એવી આ માંદગી ખેંગારને મનગમતી લાગતી હતી. ઘરનો સામાન સમેટી લઇ કોઇ મકાન બદલવાની તૈયારી કરતો હોય એ રીતે ખેંગાર જીવનની સફર પુરી થઇ હોય અને તેડવા આવેલા મૃત્યુને દિલભર ભેટી એની સાથે ચાલી નીકળવા તૈયાર થઇને બેઠો હોય એવા

એના મનોભાવ લાગતા હતા.

એક દિવસ એણે પ્રદ્યુમ્નને કહ્યું: 'પરછ્યુમન ભાઇ, મને મરવાનો તો કોઇ વાતનો ભે નથી! એને માટે તો હું તૈયાર જ બેઠો છું. પણ મારા દિલમાં એક ભારે ખટક રહી ગઇ એનું મને દઃખ છે. પરછ્યુમનભાઇ, એ દઃખને લીધે મુઆ પછી મારું કાળજું બાળતાં તમને વસમું થઇ પડશે...'

'ખેંગારભાઇ, આવી વાતો જવા દો.'

'મરતા માનવીને મનનો ભાર હળવો કરવાની યે તક નહિં આપો ?'

'વૈદરાજે તમને નિરાંતે સુઇ રહેવાની આજ્ઞા કરી છે!'

'જમરાજના નોતરા પાસે વૈદરાજનું કશું જ ચાલવાનું નથી. પરછ્યુમનભાઇ, જે ઝાડ ઠુંઠું થઇ ગયું છે એના મૂળમાં ગમે તેટલું પાણી રેડો તોયે નકામું છે. હું તમને બે હાથ જોડીને કરગરીને કહું છું કે હવે મને દવા આપવાનું માંડી વાળો. મરણ તો નક્કી છે. મારે મરવું પણ છે કેમકે હવે મને એમાં જ સુખ છે...'

'વળી પાછા એવી વાતો...'

'તમારે પગે પડું. મારું મરણ સુધારવું હોય તો મારા મનની બખોલમાં ભરાઇ રહેલા બધાયે અબળખા કાઢવા દો, પરછ્યુમનભાઈ!'

'તમે અત્યારે તો જંપો...'

'ના,' ખેંગારે પ્રદ્યુમ્નનો હાથ પકડ્યો. 'પરછ્યુમનભાઈ, તમે દેવ છો. તમને જોઉં છું ને મને શાતા વળે છે. તમારી પાસે જ મારે મોકળે મને વાતો કરવી છે. આખરી વેળાની આ વાતો છે'

ખેંગારને જરા થાક લાગેલો જણાયો. એટલે એણે આંખો મીંચી લીધી. એના હૈયામાં વિચારોનાં વલોણાં ફરી રહ્યાં હતાં

એની અસર ભેંગારના માંદલા મોઢા પર જણાતી હતી.

'પરધ્યુમનભાઇ! જીંદગીમાં મેં એક વખત અવળો રસ્તો પકડયો...આને પરણ્યો ત્યારે...' અંદરના ઓરડા તરફ આંગળી કરી એણે નાનીને બતાવી. 'રાજમારગે જવાશે એમ હમજીને એ મારગ પકડયો' તો, પણ એ તો નીકળી અંધારી ગલી! એમાં જ હું અટવાઇ પડયો...મારાથી બહાર નીકળી જ ન શકાયું. ...જીંદગીનાં એટલાં વરહ એળે ગયાં કે આખો મનખો એળે ગમાવ્યો એ જ મારાથી નથી હમજાતું...ધાર્યું'તું કંઇ ને થઇ ગયું કંઇ...પરધ્યુમનભાઇ, આયખાનાં એ વરહોએ મને મુરખ બનાવ્યો ને એ વાતને મને ખબરે પડવા ન દીધી!...એક જ મુરાદ મારી અધૂરી રહી જશે! એની જ મને બળતરા છે...' ભેંગારે નિસાસો મૂકયો. એની આંખોમાંથી આંસુનાં બે બિંદુઓ ટપકી પડયાં.

રખેને પ્રદ્યુમ્ન વારે એ ભયે એણે તેમ છતાં બોલવાનું ચાલુ રાખ્યું 'મારા જેવો એક માનવી જગતમાંથી ઓછો થાય એથી દુનિયાને કાંઇ ખોવાનું નથી...ધરતી પરથી એટલો ભાર હળવો થશે! પણ મેં બહુ ખોયું, બધુંયે ખોયું! જીંદગીભર દળી દળીને કુલડીમાં વાળ્યું ને છેવટે એટલી કુલડી યે નાં હચવાઇ!...'

'ભેંગારભાઇ! હવે બસ...'

'બાપજી, તમારે પગે પડું. આજે જ બોલી લેવા દો, કાલે મારે નથી બોલવું—એ દેવી છે, પરદ્યુમન ભૈ! એ જેવી તેવી બાયડી નથી...મારે એનો ભવ બગાડવો જોઇતો નહોતો. હું એની આશાઓનો ખૂની છું. પરદ્યુમન ભૈ, મારો તો હવે જેવારો નથી જ... મારા તો ત્રણે ય ભવ બગડયા...આ પાપ ઓછું નથી...મારે એમાંથી છૂટવું'તું...મેં તો મનમાં ગાંઠ વાળી મૂકી'તી, પણ એ વાત બહાર પાડી નાં હકયો!...દનિયા નહિં માને તો?

એવો મને ડર લાગ્યો...અને હવે મનની મનમાં લઇને જવાનો વખત આવ્યો...!'

એંગારે ઊંડો નિશ્વાસ મૂકયો. એ થાકી ગયો હતો. છતાં હિંમત કરીને એ બોલી ઉઠયો: 'પરદ્યુમન ભૈ, મારો વચાર તો નાંનીને અમર જેવા કોઇ હરખી ઉમ્મરના જવાનીઆ હાથે પયણાવીને પાપમાંથી છૂટી જવાનો હતો...પણ મારામાં એટલી હિંમત નહોતી!...દનિયાંથી હું ડરી ગયો! પાપ કરતાં ડર નાં લાગ્યો, પણ પુણ્ય કરતાં ડરી ગયો, એક આશાભરી કુંવારકાના જીવનની હોળી સળગાવતાં દનિયાંનો ડર નાં લાગ્યો, પણ એ હોળી બુઝાવતાં ડર લાગ્યો...હા, હા, હા, હા!...'

એતું એ અટ્ટહાસ્ય નહોતું. હૈયામાં ભડભડી રહેલી હોળીના ભડકા હતા. જગતમાં તમામ રૂદનોના સામટા સરવાળાએ એ હાસ્યનો સ્વાંગ સજ્યો હતો.

'પરદ્યુમન ભૈ, એટલું કાંમ મારા હાથે થયું હોતને...'

એ અતિશય થાકી ગયો હતો. એનાથી વિશેષ ન બોલાયું. એની આંખો થાકથી મિંચાઇ ગઇ હતી. પણ દિલનો ભાર હળવો થયાનો સંતોષ એના મુખ પર ત્યારે રમી રહ્યો હતો.

આશ્ચર્ય અને પ્રશંસાના ભાવથી મુગ્ધ બની ગયેલો પ્રદ્યુમ્ન એ સંતોષની રમત જોઇ રહ્યો હતો. પ્રાચીનતાનો અને એની પુરાણી રૂઢીઓનો આ જડ પૂજક એકાએક, નવીનેય ચમકાવી મૂકે એવો માનસ પલટો શી રીતે કરી શકયો? વાઘ જેવો દેખાતો પતિપદના અભિમાનને સદાયે હૈયાપર મૂકીને ફરનારો આ જૂનવાણી પુરૂષ પારેવા જેવો બની, નાનીનાં પગલાં જે ધરતી પર પડયાં હોય તેનીયે પુજા કરવા જેટલો નમ્ર નારી પૂજક બની શી રીતે ગયો? જેનામાં દેવ બનવા જેવો પુરૂષાર્થ નહોતો અને દાનવ બનવા જેટલું સામર્થ્ય નહોતું તેનામાં આટલી સહૃદયી માનવતાનો સંચાર કેમ કરીને થયો? એ વિચાર પ્રદ્યુમ્નના

અગજમાં વળી વળીને પ્રશ્નવિરામની માફક વળ ખાઇ ખાઇને ઊભા થતા હતા.

ઊંઘતા એંગારના વદન પર, મનઇચ્છિત કાર્યની સિદ્ધિ પછી માનવીને થવો જોઇએ એવો જે સંતોષ રમી રહ્યો હતો, તેમાં પ્રદ્યુમ્ને એંગારના આત્મોત્કર્ષની અનન્ય પળે માનવીની અંદર રહેલાં સમગ્ર સુતત્ત્વો રમતાં નિહાળ્યાં.

'જીવનભર અભદ્ર કાર્ય કરનારો માનવી પોતાનાં કુકૃત્યોને ઓળખીને જે પળે એનો પસ્તાવો કરવા તૈયાર થાય તે જ પળે એ માનવી ભદ્ર બની જાય છે અને વંદનને યોગ્ય ઠરે છે. એ જ પળે એનાં તમામ પાપોના વિનાશની અને એના આત્માના ઉત્કર્ષની ધન્ય પળ બની જાય છે!' પ્રદ્યુમ્નના મનમાં એ વિચારો થયા અને એનું મસ્તક નિદ્રાધીન એંગારના ચરણો સમીપ નમી પડયું!

હૈયા પરથી વિચારોનો બોજો ઓછો થવાથી એંગારના મનની મૂંઝવણ હળવી બની ગઇ પણ એનું દુઃખ ઓછું ન થયું.

'આ માણસ મરણને ભેટવાનો જ સંકલ્પ કરીને બેઠો છે.' વૈદે એક દિવસ પ્રદ્યુમ્નને કહ્યું. 'બહુજ વિચિત્ર દર્દી!'

'છતાં માનવી તરીકે બહુજ ભલો છે!'

એ ભલા માનવી તરફ નાનીની દયાનો ઝરો વણ અટકયો વહી રહ્યો હતો, પણ પ્રદ્યુમ્નભાઇ મારફત એંગારના દિલની વાતો જાણ્યા પછી તો નાનીના દિલમાં એને માટે પૂજ્યભાવ જાગ્યો હતો, અને કંઇક અંશે પ્રેમ પણ.

એની સેવા નાની ખડે પગે કરતી હતી. પરંતુ બૂઝાતા દીપક જેવી દર્દીની દશા હતી. તેથી મગનને તેડાવ્યો હતો. અમર પણ ત્યારે હાઝર હતો.

એક દિવસ ઓલવાતા દીવાના આખરી ચમકાર જેવો એંગારને આરામ જણાયો. સહુની હાજરીમાં એણે નાનીને બોલાવી. એણે એને નમસ્કાર કર્યા, નાનીથી ત્યારે ઠૂઠવો મૂકી

દેવાયો, તે પહેલાં ખેંગારની આંખમાંથી આંસુ વહેતાં થયાં હતાં...' 'મેં તને ઘણો જ અન્યાય કર્યો છે...મારી હિંમત ન ચાલી...મારે જ હાથે મારે તારાં કોઇક જુવાન સાથે લગ્ન કરાવ...'

એકાએક એની વાચા અટકી ગઇ. આંખો ફટાર થઇ ગઇ. ...અને ખેંગારનો જીવનદીપ બુઝાઇ ગયો.

[૧૩]

મરણ પાછળ થતાં રોકકળ, રડારોળ, કાણમોકાણ, શ્રાદ્ધ સૂતક, સજ્ઝાય અને ન્યાતવરા થઇ ગયા. અને ખેંગાર વિનાના સૂના ઘરમાં પણ મરણનો ઘા ભૂલવાના પ્રયત્નો થવા લાગ્યા, પણ મરણની છેલ્લી ઘડીએ ખેંગારે નાનીના લગ્નના સંબંધમાં જે વૂટક વૂટક શબ્દો ઉચ્ચાર્યા હતા, તે ભૂલાયા નહિં. એ શબ્દો બહુરૂપી બની વિધવિધ સ્વરૂપે ગામમાં ને પરગામોમાં ન્યાતમાં ને પરન્યાતમાં ફેલાતા જ ગયા, અને દરેક સ્થળે એના જુજવા અર્થ થવા લાગ્યા.

'એ ખેંગાર નહોતો બોલતો એના દિલની બળતરા બોલતી હતી!' 'એણે અમર સાથે એને પરણાવવાનું કહ્યું હતું, તે અમસ્તું નહિં, કંઇક જોઇ ગયો હશે!' 'તેમાં તો આજકાલ એ અમરિયાની અવરજવર બહુ વધી છે!' 'એમાં ભાયડાને નાહકનો શા માટે દોષ દેવો, બાયડીની જાતજ જ્યાં એવી હોય ત્યાં...' 'ખરૂં છે હોં, એ મૂળથી જ નખરાળી ને લટકાળી હતી તો, ભાયડો ગમે એવો હોય પણ જો બાયડી ચળે નહિં તો એને બ્રહ્માએ કશું કરી શકે નહિં!'

નાનીને એ વાતની કશી જ ખબર નહોતી. એ તો એની ચિંતામાં પડી હતી.

ઉડતી વાતો અમરના કાને અથડાઇ હતી. બે ચાર વખત એને તે માટે લડાઇઓ પણ વહોરવી પડી હતી. પણ તે એકલો.

પડતો ત્યારે એને વિચાર થતાઃ 'નાની મને ચહાતી હશે?... ખેંગારને જ એણે વાત કરી હોય અને તેથી મરતી વેળાએ એ ઢીલો માનવી બધું બકી ગયો હોય...'

નાનીના નામ સાથે પોતાનું નામ જોડાય એ એને ગમતું હતું.

નાનીને એની કલ્પના પણ નહોતી. ખેંગાર એને ગમતો નહોતો એમ નહિં, એની તરફ એના દિલમાં નૈસર્ગિક પ્રેમ ઉગ્યો નહોતો; છતાં તેણે બીજા કોઇ સાથે પ્રેમ કરવાની કલ્પનાથી પોતાના દિલને અભડાવ્યું નહોતું. એક વખત એણે ભૂલ કરી હતી, પ્રદ્યુમ્નને ચહાવાની. પણ પ્રદ્યુમ્ને એને ઉગારી લીધી. એ ભૂલ કાલ્પનિક પ્રેમની હતી. તે સિવાય નાની સ્ફટિક શી નિર્મળ અને નિષ્કલંક હતી.

ખેંગારના મરણથી એના હૈયાને આઘાત થયો હતો. ખાસ કરીને તો અવસાન અગાઉના ખેંગારના હૃદય પલટાથી. એટલે એ બહુ જ ગમગીન રહેતી.

મગને તેથી કમળાને એની પાસે જ રાખી હતી, પરંતુ શહેરની વીશીમાં જમવાથી મગન તેમજ મણિયાની તબિયત બગડવાની ચિંતાને લીધે નાનીએ આગ્રહ કરી કરીને કમળાને છોકરાઓ પાસે મોકલી હતી.

'મોંઘી છે એટલે મારે બોલાચાલો રહેશે. મારી પાછળ એક માણસને વિના કારણનું શા માટે રોકી રાખવું?' નાનીની એ દલીલ હતી.

પણ ખેંગારના મરણ પછી કેટલાએ દિવસો સુધી નાની શૂન્ય મને બેસી જ રહેતી. એવે વખતે એની પાસે વાતો કરાવી એના મનને બીજી તરફ વાળવાની જરૂર પડતી.

નાનકડી મોંઘીને હજુ મૃત્યુ કોને કહેવાય તેની ખબર નહોતી. એટલે એ તો 'બા, મારા બાપા ક્યાં ગયા?' એમ જ

પૂછતી.

'એ લાંબી યાત્રાએ ગયા છે!' નાની એને સમજાવવા એમ કહેતી ત્યારે તેના જીવને ક્લેશ થતો. અને એટલા જ જવાબથી મોંઘીના મનનું સમાધાન ન થતું.

'ત્યારે એમને લોકો બાંધીને કેમ ઉપાડી ગયા ?'

'લાંબી જાત્રાએ જાય તેને એ રીતે લઈ જાય...'

'લોકો કેવા ખરાબ છે. એથી બાપુને કેવું દુઃખ થયું હશે? લોકોને જ બાંધીને મારવા જોઈએ !'

નાનીને જૂઠું બોલી બાળકોને છેતરવાનું ગમતું નહિં, એટલે કંઈ કંઈ નિમિત્ત શોધીને મોંઘીનું મન બીજી તરફ વાળી મૂળ વાત ભૂલાવવાના એને પ્રયત્ન કરવા પડતા.

આવે વખતે એક સ્મૃતિબહેન જ તેને સાચા આશ્વાસન રૂપ થઈ પડયાં. બીજાંઓ તો જ્યારે આવે ત્યારે બેંગારની જ વાતો કાઢે અને એ રીતે નાનીના દિલને નિરંતર સળગતું રાખે.

પ્રદ્યુમ્ન ઘણી વખત સ્મૃતિને કહેતો: 'આપણા લોકને આશ્વાસન આપતાં પણ આવડતું નથી. જેના દિલના ઘા તેઓ રૂઝવવા જાય છે, તેજ ઘાને તેઓ ઉઘાડી ઉઘાડીને આળા બનાવી દે છે!'

'કદાચ બીજાઓને દુઃખ દેવામાં જ આપણા લોકોને વિશેષ સુખ લાગતું હોય તો?' સ્મૃતિ એનું કારણ સમજાવતાં કહેતી.

'લાગતું હોય શું, લાગે જ છે!' પ્રદ્યુમ્નને વાતની ખાત્રી હતી.

નાનીના ઘેર કોઈ પુરૂષ ન હોવાથી પ્રદ્યુમ્ન જાતે જતો નહિં પણ સ્મૃતિ મારફત તે એને આશ્વાસન રૂપ તો બન્યો જ હતો.

સુરંગી નિશાળમાંથી ઘેર આવે ત્યારથી ઘણો ભાગ મોંઘી સાથે રમવામાં ગળતી.

મહિનો ગયો, બે મહિના, ચાર મહિના આઠમહિના પે પસાર થઇ ગયા. છતાં નાનીને હજુ ઘરનો 'ખૂણો' પાળવો પડતો હતો. એનાથી દિવસે ઘરનાં બારણાંની બહાર પણ નીકળાતું ન હોતું! ફરજિયાત એને આ 'ખૂણો' સાચવવો પડતો હતો !

એક દિવસ સ્મૃતિબહેનની સાથે એની કોઇ બહેનપણી નાની પાસે બેસવા આવી હતી. એનું નામ લીના. સ્મૃતિ મારફત એણે નાનીનો ઇતિહાસ જાણ્યો હતો. એ બહેનપણી મુંબાઇમાં ઉછરતી હતી. કૉલેજમાં ભણતી હતી અને જાહેર પ્રવૃત્તિઓમાં ભાગ લેતી હતી. એ જ્યાં જતી ત્યાં સ્ત્રી સ્વાતંત્ર્યનો ઝંડો ફરકાવવાનીજ વાતો કરતી.

'બોલો, જે પુરૂષને તમે ચાહી શકો તેમ નહોતું એની પાછળ આ રીતે ફરજિયાત ખૂણો પાળવો પડે, એ જ સ્ત્રી જાતિપરનો સામાજિક જુલ્મ નથી?' લીના ઝનૂનપૂર્વક બોલતી હતી.

'જે માનવી ગૃહનો સ્વામી અને તેમાં વસનારાંઓની ઇચ્છાઓનો તેમજ સામર્થ્યનો પ્રતિનિધિ હોય; વળી જે સહુની રોટીનો રળનાર હોય; જેની હુંફથી માનવી કષ્ટ અને ભૂખમરામાં સુદ્ધાં આશાના તંતુને ટકાવી શકતાં હોય છે એના જવાથી આખું ઘર એકલવાયું, અનાથ, ઓશીઆળું ને નિરાધાર બની જાય...'

'સ્મૃતિબહેન, વંશપરંપરાની પુરાણી ટેવથી પોપટની માફક અનેક વખત સાંભળેલા શબ્દો બોલી જવાનો કંઇ અર્થ નથી.' લીનાને લાંબી શબ્દાવલિઓ સાંભળીને કંટાળો આવવાથી સ્મૃતિને અટકાવીને બોલી ઉઠી. 'આપણે કવિતા કરવા બેઠાં નથી, નક્કર હકીકતો જ તપાસવા બેઠાં છીએ. તમે જ કહો. બેંગારભાઇ જીવનમાં કોને માટે આધાર હતા કે જેમના જવાથી અહિં કોઇ

નિરાધાર બની જાય? તમારી જ કહી જે વાત મેં સાંભળી છે તે પરથી તો એ જાતેજ નિરાધાર ને ઓશીઆળા હતા...'

'એમની એટલી ઉદારતા...'

'ના, નાની બહેન! હું એને તમારો પ્રભાવ કહું છું. તમારે બદલે કોઇ ઢીલી માટીની 'બાયડી' હોત તો, ખેંગારભાઇ એને મારી, ઝૂડીને પણ એના 'માટી' કે 'ધણી' બની રહેત! એ વખતે એમને પસ્તાવો કરવાની પંચાતમાં પડવાનું સૂઝત નહિં.'

'આપણે તો પરિણામની દૃષ્ટિએ જોવાનું છે.' સ્મૃતિએ કહ્યું.

'હું પણ એજ કહું છું. એ પરિણામ તો નાની બહેનને આ અંધારા ખૂણામાં ગોંધાઇ રહેવું પડે છે તે છે!' લીનાએ કટારની ધાર જેવા શબ્દો સંભળાવ્યા. 'ખેંગારભાઇનો એ પસ્તાવો સાચો પસ્તાવો નહિં પણ નિરાધાર માનવીનાં ફાંફાં જ હતાં. અંતકાળની એમની વાતો બળતું ઘર કૃષ્ણાર્પણ કરવાની કલ્પના માત્ર જ હતી! તેમ હોત તો જીવનની આખરી પળે એમણે એટલી હિંમત બતાવી કેમ નહિં?'

'પણ લીના બહેન! મારે એ શા ખપનું હતું?' નાનીએ જ કહી નાખ્યું. 'જો એમણે એમ કર્યું હોત તો તમે જ કહેત 'આનું નામ પુરૂષની આપખુદી! શું સ્ત્રીના તન-મનનો પુરૂષ માલિક હતો કે એણે પત્નીને પૂછ્યા વિના તેનો હાથ બીજા ગમે તે પુરૂષના હાથમાં મૂકી દીધો?'...ભલે મારૂં પરિણિત જીવન ધૂળમાં મળી ગયું છતાં લગ્નને હું પવિત્ર માનું છું. એક ભવમાં બે ભવ મારે કરવા નથી. શું નારીનો દેહ કુતરાની ચાટ છે કે...'

'એ જ બધી પુરાણી અને જર્જરીત દલીલો! આથી જ નારીને નર્કની ખાણ ગણી કાઢી પોતાને પુણ્યનો પુંજ મનાવનારા પુરૂષો લગ્નની પવિત્રતાને નામે ઘરમાં ને બહાર વ્યભિચારનો વ્યાપાર માંડી શકે છે. પરિણિત પત્ની પતિ પાસે

લગ્નના કૉલના પાલનની માગણી કરે તો પુરૂષ નારીને તરછોડી દે છે, 'એમાં તારે શું ?' કહી તેને દબાવી દે છે, અને કાલ્પનિક પ્રેમની એકપક્ષી પવિત્રતાની માગણી કરે છે. લગ્ન એ જ આપણા દેશમાં નારી માટે બંધન છે. જે દિવસે નારી એ બંધન તોડીને ફેંકી દેશે તે દિવસે નારી મુક્ત બનશે—'

'ના, તે દિવસે નર અને નારીનો સંસાર જ સળગી જશે !' સ્મૃતિ એ એના વાક્યને પોતાના વિચારો પ્રમાણે પુરૂં કર્યું. 'લીના, તારા આ વિચારો પરદેશી નવલકથાઓમાંથી ચોરેલા છે...'

'લગ્ન વિના સ્ત્રીનું જીવન જ કેવું—'

'—સુખી થાય !' લીનાએ નાનીના વાક્યને તોડીને ફેરવી નાખ્યું.

'અતિ દુઃખી થાય લીના ! લગ્ન એ તો સ્ત્રી માટે ધરિત્રી સમું છે. જે ધરિત્રીમાં નારી નામની લતા મૂળ નાખીને ઊભી રહી શકે છે...'

'પુરૂષના આધારે !' લીના ખડખડાટ હસી પડી. 'આ તો પુરૂષોએ જ શોધેલી કલ્પના ! પુરૂષ વૃક્ષ છે નારી વેલી છે: વૃક્ષ હોય ત્યાં સુધી તે વેલીનો જીવનાધાર બની રહે. વૃક્ષ પડતાં વેલી પણ ધરણી પર ઢળી પડે...'

'સ્ત્રીનો એ જ પવિત્ર પ્રેમ.' સ્મૃતિએ કહ્યું.' લીના, તું હજી કુંવારી છે, યુરોપીઅનોની કન્યાઓ ભેળી ઉછરે છે. એટલે તને પ્રેમની ખબર ન પડે.'

'સ્મૃતિબહેન ! એ બધી પ્રેમની પારાયણો નકામી છે. પુરૂષ સદાનો સ્વાર્થી ! એ હમેશાં પોતાનાં જ સુખ, સગવડ ને સ્વાર્થનો વિચાર કરવાનો. નારીનો નહિં. એ નારીને ચહાય છે ભોક્તા બનવા માટે. એ જ્યારે નારી પર પ્રેમ બતાવે છે ત્યારે શિકારી શિકારપર બતાવે તેવો એને ભોગ્ય વસ્તુ માનીને ! નારી એની વાક્જાળમાં ફસી પડે છે, એને સર્વ સમર્પણ કરે છે; ત્યારે

એ ભોક્તા તેની પર અનુગ્રહ કરતો હોય તેમ એ સમર્પણ સ્વીકારે છે !'

'પારકી આંખે તું આર્યનારીના પવિત્ર પ્રેમને નહિં પિછાની શકે. લીના! પ્રેમ એ જ જીવન છે. પ્રેમ તો સકળ વિશ્વને વિનાશમાંથી ઉગારી લે એવી સંજિવીની છે. પ્રેમને સમજવા માટે બુદ્ધિ, તર્ક કામ લાગતાં નથી...'

'તેથી જ સ્ત્રી અંતે લાગણીપ્રધાન બની રહી, બુદ્ધિ પ્રધાન પુરૂષને હાથે અપમાનિત બની રહેતી હશે?'

'લીના, પ્રેમીને સમજવા પ્રેમની આંખ જોઈએ. તારી આંખ ઇર્ષ્યાની છે. તું સ્ત્રીને પુરૂષના સમાન હકની દૃષ્ટિથી બધું જુએ છે. એથી જ પ્રેમ જેવી પવિત્ર વસ્તુને તું અપવિત્ર બનાવી દે છે! પ્રેમ સમર્પણમાં માને છે, હક અધિકારના ઝઘડામાં નહિં. તેથી જ પ્રેમી જતાં સ્ત્રી જીવતા છતાં મુઆ જેવી બની જાય છે...'

'અને એના દેખાવ માટે સમાજ એને બાર મહિના અંધારા ખૂણામાં ભરાઇ રહેવાની ફરજ પાડે છે! સ્મૃતિ, સ્ત્રીની આર્થિક ગુલામીનું જ આ કારણ છે...'

'નારી જીવનની મહત્તા તું સમજી જ નથી, લીના! જીવનમાંથી જીવન સર્જવું. માનવ જીવનની પરંપરા ચાલુ રાખવી એ નારી જીવનની મહત્તા છે. એની એ મહત્તાને પુરૂષ પહોંચી શકતો નથી. તેથી તો ધરણીધરો ને વીરનરો નારી આગળ પરાજિત બનવામાં ગૌરવ ગણે છે...'

'સ્મૃતિ! તારી એ ભૂલ છે. આપણા જ પુરાણકારો કહે છે કે આપણા અવતારી પુરૂષોએ નારીને ઠગવામાં, છળવામાં, દબાવવામાં અને એનો દ્રોહ કરવામાં વધુ મહત્ત્વ માન્યું છે! નારીને નમાવવી, હરાવવી એ જ એમણે કર્તવ્ય ગણ્યું છે...'

'જો બધી સ્ત્રીઓ તારા જેવા વિચારની થાય...'

'—તો સંસારમાં સ્વર્ગ ઊતરે!'

'ના નર્ક!'

'પુરુષોએ સ્ત્રીઓ માટે નર્ક તો બનાવી રાખ્યું જ છે. એમને પ્રભુ માનનારી સતિઓનો પણ દેવ મનાતા પુરુષોએ દ્રોહ કર્યો છે. માટે હવે સ્ત્રીઓએ પુરુષોનો દ્રોહ કરતાં શીખવું જોઈએ. સ્ત્રી જાતિનાં દુઃખ દૂર કરવાનો એ એકજ માર્ગ છે.'

'ભલે તું એ અજમાવજે.' સ્મૃતિને કંટાળો આવ્યો.

એ હીના થોડા દિવસ રહીને મુંબાઈ ગઈ. પણ નાનીના માથામાં વિચારોનું એકાદ બિંદુ મૂકતી ગઈ!

[૧૪]

નાની શોક છોડવા પિયર ગઈ તે પહેલાં અમર પાંચ દસ વખત 'નવીભાભી' ની ખબર લેવા આવતો. કામનું કોઈને કોઈ નિમિત્ત દર વખતે એ શોધી કાઢતો. છતાં નાનીનાં દર્શન કરવા જેવું મહત્વનું કામ એને મન બીજું એક પણ નહોતું. શ્રદ્ધાળુ ભક્ત સકામ વૃત્તિથી દેવપૂજા આરંભે અને નિષ્કામપણાનો દેખાવ કરે એવી અમરની નાનીભક્તિ હતી. નારીનો પ્રેમ સિદ્ધ કરવા માટે સાધના કરવી પડે છે. એને માટે યોગ્ય સમય સુધી રાહ જોવી પડે છે. સમય પાક્યા પહેલાં ફળ મેળવવાની તાલાવેલીથી અર્થ સરતો નથી, એવો નિર્ણય અમરે નાનીને પહેલી વખત જોઈ ત્યારથી જ કર્યો હતો. એને રાહ જોતાં આવડતું હતું.

અમર આવતો, ખેંગારભાઈનું સ્મરણ કરાવ્યા વિના 'નવીભાભી'નું કંઈ કામકાજ હોય તો પૂછતો અને સેવાભાવથી કામ કરી પાછો જતો.

લોકજીભે વહેતી થયેલી વરવી વાતો નાનીના કાને ય અથડાઈ હતી. પણ અમર આવીને જતો છતાં એ કદી ઉંચી આંખ કરીને જોતો સુદ્ધાં નહિં. એથી નાનીનું મન આપોઆપ બોલી ઉઠતું: 'લોકો જૂઠા છે...અમર કેટલો ભલો છે...મારે માટે

સમભાવ સિવાય બીજી કોઈ લાગણી એનામાં નથી દેખાતી... અહિં આવે છે ત્યારે એ પુરૂષ બનીને આવતો નથી, માત્ર સેવા-વૃત્તિથી જ આવે છે!'

લીનાના ગયા પછી અમર એક વખત આવ્યો અને ગયો. ત્યારે નાનીનું દિલ બોલી ઉઠ્યું: 'લીના ગમે તેમ કહે, બધા જ પુરૂષો સ્ત્રીને ભોગ્ય વસ્તુ માની ભોકતા બનીને નારી પાસે જતા નથી...આ બિચારો અમર, મારે સારૂ કેટલી કાળજી બતાવે છે, નિસ્વાર્થ ભાવે! એ ઓછો મારો છળ કરી રહ્યો છે, કે મારી પર વિજય મેળવવાની રમત રમી રહ્યો છે? લીનાનું કહેવું છેક ખોટું નથી પણ તમામ સાચું યે નથી. પુરૂષ વિના સ્ત્રીનો જયવારો જ નથી...'

નાની પિયર ગઈ ત્યારે એને જોઈને એનાં માતા પિતા ખૂબ રોયાં. સગાં સંબંધીઓ પણ રડ્યાં. પરણાવીને જે દીકરીને ગાતાં, વાજતાં વળાવી હતી, એને આજે વિધવા બની પાછી આવેલી જોઈ માતાનું કાળજું કપાઈ ગયું.

નાની સહુના દેખતાં રડતી નહિં. એકાંતમાં રડતી. એકલી એકલી તે કહેતી: 'કેવા દંભી લોકાચાર! વૃદ્ધ વરને જુવાન દીકરી પરણાવતી વખતે જ, એ વિધવા બનીને વહેલી વહેલી પાછી આવવાની જ છે એવું એ માબાપો જાણતાં જ હોય છે, અને એ પ્રમાણે જ બને છે. તો પછી આ બધા રોકકળાટનું કારણ?'

નાની માટે પિયરનું ગામ અને પિયરનાં માનવી બધાં જુદાં જ બની ગયાં હતાં. બાલકની આંખે એણે એક વખતે એ બધાંને જોયાં હતાં—આજે તે બે બાલકોની વિધવા માતા બનીને આવી હતી, એની દૃષ્ટિમાં પરિવર્તન થઈ ગયું હતું. બાલ્યકાળની એની સખિઓમાંથી ત્યાં કો'કજ હતી. એ પણ સંસારના સુખ અને દુ:ખની જ વાતો કરતી. એણે જે છોડ જોયા

હતા તે વૃક્ષો બની ગયાં હતાં, જે વૃક્ષોની શીળી છાંયા નીચે બેસીને એ રમી હતી તેમાંથી કોઇક પડી ગયાં હતાં, કોઇક હુંઠાં બની ગયાં હતાં તો કોઇક કપાઇ ગયાં હતાં. ભાભીઓ ભાભુઓ બની ગઇ હતી, બાલકીઓ પત્નીઓમાં પલટાઇ ગઇ હતી, નગ્ન રખડતા છોકરાઓને મોઢે મૂછો ફૂટી હતી!

નાનકડી મોઘીને મોસાળમાં બધું નવું નવું લાગતું હતું. મણિયાને નિશાળોમાં રજાઓ પડવાથી એને પણ દાદાજીએ તેડાવી લીધો હતો. હમણાં હમણાં એ શહેરમાં રહેતો હોવાથી એને મોસાળના ગામડામાં ગમતું નહોતું.

નાની ઘરકામમાં ચિત્ત પરોવતી, માને એના કામમાં મદદ કરતી. પિતા સાથે વાત કરતાં એને સંકોચ થતો. અને ઘરકામ પરવાર્યા પછી મળવા આવતી કે મળવા બોલાવતી આધેડવયની સ્ત્રીઓ સાથે એ બાકીનો વખત ગાળતી.

કોઇ કોઇ ડોશી કહેતી: 'નાની, તું અમસ્તી આવડી હતી ત્યારે હું તો તને હાથમાંથી હેઠીજ નહોતી મૂકતી. ત્યારથી યે રૂપ રૂપનો અંબાર. હુંશિયાર પણ એવી જ! પણ ભગવાને એ રૂપ સામે ય ન જોયું...' અને ડોશી પાંપણો દાબી એકાદ બે આંસુ ટપકાવી દેતી!

આંસુ ઉપર સ્ત્રીઓનો અજબ કાબુ હોય છે. તેઓ ધારે ત્યારે એને પોતાની મદદે બોલાવી શકે છે!

કોઇ કોઇ સ્ત્રીઓ નાનીના ગયા પછી કહેતી: 'નખરાં તો હજુયે એવાં ને એવાં રહ્યાં છે... શું કામ ના રહે તે, ચૂડો ગયો પણ પેલો મુડો તો હજી જીવતો છે ને? એ રાંડી છે તે પછી તો એ અમરીઓ એના ઘેર ને ઘેર પડ્યો ને પાથર્યો રહે છે!... એટલે તો મોટા ભાણીઆને શોકયના છોકરા હાથે શહેરમાં મોકલી દીધો છે ને! વચ્ચે ડખો થાય તે શું કામનો?... બચારા જીવને પયણ્યાને તો છેવટ સુધી જરાયે સુખ આલ્યું જ

નહિ ને, એકલા અમરાની જ શીદ વાત કરો છો, કો'ક બીજે રાખ્યો 'તોને રૂપાળો ને રઢિયાળો!...એ તો એમજ હોય, બચાડો માણુસ બામડી મરશે તે...'

નાની આવી છે એ જાણીને પાછળથી, એની બે એક બાલ્યકાળની સાહેલીઓ આવી એમની પાસે જ નાની દિલ ખોલીને વાત કરી શકી. નિખાલસ દિલનાં આશ્વાસન પણ એમની જ પાસેથી મળ્યાં.

કમળાને સીમંત આવ્યું હતું એટલે નાનીને શોક મૂકી, સાલ્લો બદલીને ગામ જવું પડયું.

[ ૧૫ ]

કમળાના સીમંત વખતે અમર આવ્યો હતો. એણે મગનની મદદમાં રહીને બધું કામ ઉપાડી લીધું હતું.

ધીરે ધીરે નાનીને પણ એની સાથે વિના સંકોચે વાત કરવાની ટેવ પડી હતી. કામે કાજે નાની ઓરડામાં એકલી હોયને અમર ત્યાં જાય તો નાનીને એનો જરાયે ડર લાગતો નહિં. નિઃસંકોચ એ અમરને કામ બતાવતી કે અમરનું બતાવ્યું કામ કરતી.

મગનને કે કમળાને એના સંબંધમાં જરાયે વહેમ નહોતો. કોઇને વહેમની કલ્પના થાય એવું અમરનું વર્તન ન હતું. ધીરે ધીરે તેથી જ ટીકાખોર જીભોનો સળવળાટ અટકયો હતો, એની પાછળ છૂપા અણસારા કરતી આંખોનાં પોપચાં મીંચી ગયાં હતાં.

કમળા સુવાવડ માટે પિયર ગઇ હતી. મગન અને મણિયો શહેરમાં હતા. નાનકડી મોંઘી એકલી નાની પાસે હતી. નાની સુકાઇ હતી: કરમાયલા કમળ સમું એનું વદન કરમાઇ ગયું હતું: એને જરા યે ઓછું આવે તેવું કોઇએ કશું કહ્યું કે કર્યું નહોતું; છતાં તે ઓશિયાળી બની ગઇ હતી. ખેંગાર તરફ એનો

પ્રેમ પ્રગટ્યો નહોતો, છતાં હવે એનો વિયોગ થતાં એનું વારંવાર સ્મરણ થતું. એ સ્મરણોની સૃષ્ટિમાં જીવતી: સ્મરણોના પડછાયા સમી હરતી, ફરતી–સત્વવિહોણી, માત્ર અરિસામાંના પ્રતિબિંબ સમી એની દશા એકલ પંખિણી જેવી બની ગઇ હતી–જે પંખિણીને પાંખો ફફડાવવાની છૂટ હતી, ઉડવાની નહિં. એનો સંસાર વાસ્તવિક મટી સ્વપ્નોમાં પલટાઇ ગયો હતો.

જગત પરની બધીએ માયા–મમતા સંકેલી લઇને એણે એકલી મોંઘી પર તેનો અભિષેક કરવા માંડયો હતો. કામકાજ કરતી હોય અને વત્સલતાનો ઉમળકો આવે કે કામ પડતું મૂકી, મોંઘીને હૈયા સરસી દાબી, એને વહાલ કરવા મંડી જતી. એના પ્રેમ અને આનંદનું કેન્દ્ર એક માત્ર મોંઘી જ હતી.

પછી તો નાનીને મોંઘીમાંજ આખી દુનિયા દેખાવા લાગી. નાનકડી પુત્રી પણ માના મનોભાવ સમજી ગઇ હોય તેમ માતાના મનને સંતોષ થાય એજ કરતી.

દુનિયામાં વસંત મઘમઘી રહ્યો હતો, કુદરતે નવજીવન ધારણ કર્યું હતું, વૃક્ષોએ નવા વેશ સજ્યા હતા, કોયલો આંબાવાડીઓ ગજાવતી હતી.

એવા દિવસોમાં એક વખત અમર આવ્યો. મગનથી ઘેર આવી શકાય તેમ નહોતું. ખેતર અને આંબાવાડીઓને લગતું અગત્યનું કામ હતું. એણે અમર કાકાને લખીને એ કામનો નિકાલ કરી આપવાનો આગ્રહ કર્યો હતો. એટલે અમરને આઠદસ દિવસ રોકાવા સિવાય છૂટકો ન હતો.

રાત્રે જમી પરવારી અમર અને નાની એજ વિષયમાં વાતે વળ્યાં હતાં. અમરનો ખાટલો માંડવીમાં ઢાળ્યો હતો. અંદર ઓશરીમાં મોંઘી ઊંઘી ગઇ હતી. વાતોમાં ને વાતોમાં અંધારી ચોથનો ચંદ્ર આકાશમાં ઉગ્યો. અને 'અમરભાઇ હવે નિરાંતવા થઇને સૂઇ જાઓ' કહી નાની ઉઠી.

'ભાભી, આજે પાણીનો લોટો મૂકવાનું વીસરી ગયાં કે?' અમરે ખાટલાના ઓશિકા નીચે જળપાત્ર ન જોતાં કહ્યું.

'મોઘીને ઊંઘાડવામાં રહીને...લાવું છું ભાઇ!' કહી નાની ઠંડા પાણીનો લોટોને પવાલું લઇને આપવા આવી.

ચંદ્રનો પ્રકાશ તે વખતે નાનીના મુખ પર અજવાળાં ઢોળી રહ્યો હતો. જળપાત્રં લેતાં લેતાં ચંદ્રિકામાં અંધોળ કરતાં એના વદન પર અમરની દૃષ્ટિ પડી. એણે લોટાને બદલે નાનીનું કાંડું પકડયું. મરતા માનવીની નાડીની માફક નાની એકદમ ઉછળી...

'ભાભી,' અમરે એક હાથમાં કાંડાને પકડેલું જ રાખી બીજા હાથેથી જળપાત્ર લઇ બાજુ પર મૂકી, નાનીને પોતાની તરફ ખેંચી.

મૃત્યુને જોઇ માનવી છળી ઉઠે તેમ નાની છળી ઉઠી. પરંતુ એ કંઇ બોલે, વિરોધમાં પોતાનો હાથ ખેંચે તે પહેલાં તો અમરના મજબૂત આંચકાથી તે ખાટલા પર ખેંચાઇ...

વંટોળના વેગે, દીવાનાની માફક અમર એના વદનને ચુમી રહ્યો.

'પેલો ચંદ્ર આ તમારા મુખચંદ્ર પાસે ઝાંખો લાગે છે!'... એમ બબડતા અમરે નાનીના દેહને પોતાની ભુજાઓથી જકડી લીધો.

નાનીએ તરફડીઆં માર્યાં નહિં. ઇચ્છા છતાં તે એનો વિરોધ કરી શકી નહિં. 'અમર...'

'...બોલશો નહિં. અમર દીવાનો બન્યો છે...અમરે વર્ષો સુધી આ સિદ્ધિ માટે તપ કર્યાં છે...ભાભી...' અમરના અંતરમાં અગ્નિ ભડભડી રહ્યો.

નાનીના ઉરમાં ધરતીકંપ થઇ રહ્યો હતો. એની આંખોમાં અંધકારનાં અંજન કોઇકે આંજી દીધાં. એના પ્રાણ પરનો એનો

કાબૂ છૂટી ગયો......

પરાજિત અને પરાધીન નાની જ્યારે બોલવા લાગી, ત્યારે એનો અવાજ એવો બની ગયો હતો કે તે પોતે જ પોતાને ઓળખી શકતી નહોતી.

'અમર...આ તમે...'

'...શું કર્યું ? એમ કહેવું છે ને ? હું એ કબૂલ કરું છું કે મેં ગંભીરમાં ગંભીર ભૂલ કરી છે. પણ ભાભી ! દુનિયાના મહાબુદ્ધિવાનો ય ક્યારેક તો મહાગંભીર ભૂલ કરી બેસે છે.'

'પણ...'

'ભાભી, પ્રેમ પરિણામને ઓળખતો નથી.'

'હું તમને બરાબર ઓળખી શકી નહિં...'

'...કેમકે પુરૂષો બહારથી દેખાય છે તેવા અંદરથી હોતા નથી...'

'પણ મારી હવે શી દશા...!' નાનીની આંખો આંસુથી છલકાવા લાગી. થોડીક ક્ષણો પહેલાંની સમર્થ, શકિતમાન સ્ત્રી અત્યારે અબળા બની ગઇ હતી.

'ભાભી, તમે કોઇ જાતનો ભય રાખશો નહિં. સાચું કહું તો મારાથી તમારી આ દશા જોઇ જતી નહોતી. તમે જીવન સળગાવીને જીવી રહ્યાં હતાં. છતે સૌભાગ્યે તમારૂં સૌહાગ છિનવાઇ ગયું હતું...'

'એટલે જીંદગીમાં એક વખત લુંટાયલીને તમે છળ કરીને ફરીથી લુંટી, એમને ?...'

ધીમાં ડૂસકાં ભરતી નાની ઉઠી—હરાયેલી, લુંટાયેલી અને હણાયલી.

તે ઓશરીમાં ગઇ, ધડાધડ બારણાં બંધ કરી દીધાં અને પથારીમાં એ પડી. એ પથારી ન હોતી. આગશય્યા હતી. એનું સર્વાંગ સળગી રહ્યું હતું. એના માથામાં હથોડા પછડાતા

હતા. એના હૈયામાં ધમણો ફુંકાતી હતી.

બાજુમાંજ નિર્દોષ મોઘી ઘસઘસાટ ઊંઘતી હતી. એને વહાલ કરવા, એના મસ્તકે ફેરવવા માતાનો હાથ સળવળી રહ્યો.

'એઇ! એ પવિત્રતાને તારા અપવિત્ર હસ્તના સ્પર્શથી અભડાવીશ નહિં.'

નાનીના કાનોમાં એ શબ્દો અથડાયા. આંખો ચોળતી, ભયભીત નાની આમતેમ જોવા લાગી.

'એ આવ્યા કે શું ?—ભૂત થઇને ?' એક વિપલ જોરથી આંખો મિંચીને તે પડી રહી. ફરીથી એણે મોઘીની તરફ લંબાવવા હાથ ઉંચો કર્યો...

'જો જે હોં, એ હાથમાં વિષધર, નાગ આવી વસ્યો છે. એના સ્પર્શ માત્રથી તારી નિર્દોષ બાળકી...'

એણે કાનમાં આંગળીઓ ખોસી દીધી: પોતાની પુત્રીને માટે અમંગલ શબ્દ કાને ન પડે તેથી.

ચમકીને એણે હાથ પાછો ખેંચી લીધો. આંખો ફાડી; નિરવ રાત્રિના અંધકાર પાછળ રહીને એને કોણ શબ્દડામ દઇ રહ્યું છે તે જોવા એણે ફાંફાં માર્યાં—નિરર્થક.

એને ભાન નહોતું કે એને કાને અથડાતા શબ્દો એનાજ અંતરમાં ચાલી રહેલી વ્યથાનો માત્ર પ્રતિધ્વનિ જ હતો.

ક્યાં સુધી તે અભાન બની પડી રહી.

બહાર અમરને પણ નિંદ નહોતી આવી. નારી સ્પર્શની વારૂણીનો એને મદ ચડ્યો હતો. યુગોના યુગો સુધી જે સિદ્ધિની સાધના કરતો હતો તે આજે ફળી હતી એવો સંતોષ એની રગેરગમાં મિઠાશ સીંચી રહ્યો હતો. ધીરા વર્ષાદનાં વારી તરસ્યા ઝાડના છેલ્લામાં છેલ્લા મૂળ સુધી પહોંચી જાય, તેમ એ સંતોષ અમરની પ્રત્યેક શિરામાં વ્યાપી ગયો હતો. અજિતઽ સમી નાનીને પરાજિત બનાવી એ વિજયનો નશો એના હૈયામાં

અલીપચી કરી રહ્યો હતો. પોતે નાનીને નમાવીને મોટો બન્યાનો ગર્વ લઇ રહ્યો હતો. શૂન્યમાંથી આકાર સરજાય તેમ, એના માથામાં શબ્દો વિચારો સરજી રહ્યા હતા.

એણે બિચારીએ આત્મા નિચોવી નિચોવીને યૌવનને તોડી નાખ્યું તે તો ખેંગારભાઇને લીધે જ ને. ખેંગારભાઇ એ વાત સમજતા જ હતા. એમણે મારું નામ લઇને એને મારી સાથે પરણી જવાનું કહ્યું હતું તે અમસ્થું તો નહિં જ ને?... ભાભીને પણ આ ગમતી વાત તો હતી. નહિં તો વાઘણ જેવી એ મને આખો ને આખો ભરખી ન જાય?...એ બાળકોની માતા ભલે ને બની, પણ એ તો અણગમતી ઘટના. આજે જ એના યૌવનમસ્ત હૈયાનો યુવાન માનવીના હૈયા સાથે જીંદગીમાં પહેલી વખત તાલ મળ્યો. મીઠી વેદનાનો મનગમતો અનુભવ જ માનવીને પરાજિત બની...પણ એ એકદમ છટકી કેમ ગઇ? આજે જ એની–અમારી સાચી સોહાગ રાત!...એ આ ઘુંટડો ગળી જવા નહિં માગતી હોય તો? કાલે સવારે જ મને લાત મારીને હાંકી કાઢશે અને બદનામ કરશે તો? ભલું પૂછવું ભાઇ એ નારીનું! આવી સ્રીઓ જ્યારે સપડાઇ જતાં નમતું આપે ત્યારે જ પાછળથી વિશેષ ભયંકર બની જાય છે...મને ભાભીએ આવો ધાર્યો નહિં હોય. એને ભોળવવા કેવા કેવા અભિનય મારે ભજવવા પડયા; નહિં તો મારી યે ભૂપત જેવી જ દશા કરત ને?...પણ ભાભીને મારી તરફ મમતા તો ખરી જ નહિં તો સદાય સ્વવશ રહેનારી કંઇ એકદમ મારે વશ બની જાય કે...?

અમર આમ ને આમ વિચારોની સૃષ્ટિમાં ગબડતો જતો હતો.

• બારણાં ઉઘડાવું? ચાંદની કેવી ખીલી રહી છે? અંદર અંધકારમાં નાહક યૌવનને ગુંગળાવી દેવું, આપણાથી તો આ સ્થિતિ–ભાભીની આ દુઃખદ સ્થિતિ સહન ન થાય ભાઇ!

અમરનો વિકારી આત્મા એકલતાની અકળામણ અનુભવી રહ્યો હતો. ત્યારે અંદર નાનીના હૈયાને પોતાની એક જ ભૂલ પશ્ચાતાપના પ્રચંડ અગ્નિમાં સળગાવી રહી હતી,

એમાંથી એકને શાંતિ નહોતીઃ ઊંઘ નહોતીઃ આરામ નહોતો. બેઉ પોત પોતાની પથારીમાં તરફડતાં હતાં.

[ ૧૬ ]

સવારે જાગ્યો ત્યારે અમર જૂદો જ માનવી હતો. એના હૈયામાં ભયનો ગભરાટ હતોઃ અંગાંગમાં કંપની ધ્રૂજારી ફરી વળી હતીઃ ગુન્હેગારની માફક એની આંખમાં ઓશિઆળા પણ હતું.

'હમણાં પ્રચંડ તોફાન તૂટી પડશે' એમ માનતો સભય દૃષ્ટિએ તે બારણા તરફ જોઈ રહ્યો. હજુ મોંઘી ઊંઘતી હતી. નાની ઘરકામમાં ગૂંથાઇ ગઇ હતી.

એક–બે–ત્રણ–ચાર વિપલ સુધી તે ખાટલામાં જ બેસી રહ્યો. 'ભાભી!' કહીને પહેલાંની માફક નાનીને બોલાવવાની ઇચ્છા છતાં એનામાં એ બેઅક્ષર બોલવાની હિંમત નહોતી.

નાનીએ અમરને બેઠેલો જોયો. એની તરફ એને તિરસ્કાર થયો–ક્ષણિક બીજીજ પળે એણે હૈયા પર પત્થર મૂકીને સ્વસ્થતા મેળવી લીધી. એણે દાતણને પાણીનો લોટો લાવીને અમરની પાસે મૂક્યાં.

નાનીને આવતી જોઇ ને કરાળ કાળ જાતેજ અંદરથી એની સામે ચાલ્યો આવતો હોય એવું તેને લાગ્યું હતું. પણ નાની બોલ્યા કર્યા વિના દાતણ–પાણી મૂકીને ચાલી ગઇ એથી એના ભયભીત દિલને જરા શાતા વળી. નાનીના મુખપર એણે કશાજ ભાવ ન જોયા. 'બચી ગયો' એવી લાગણીથી અમર

દાતણ-લોટો લઇ ખડકીને ઓટલે ગયો.

નાનીએ ક્રોધ ઉપર સંયમ મૂકયો હતો: અમર આફતમાંથી સલામત બચી જવાની લાગણી અનુભવી રહ્યો હતો. એમાંથી કોઇ એકબીજાને બોલાવવા માગતું નહોતું-નાની તિરસ્કારથી, અમર ભયથી.

અમર જે કામ માટે આવ્યો હતો તેમાં રોકાયો. નાની ઘરકામમાં દટાઇ ગઇ. કામ તો આજે એનું શરીર કરતું હતું. મન બીજીજ દિશામાં રોકાયલું હતું. વળી વળીને એના માથામાં પુરનાં પાણીની માફક વિચારોની ઘુમરીઓ વળતી હતી.

નારી શું પુરૂષ જાતિનો શિકાર બનવાજ નિર્માઇ હશે? બાલ્યકાળથી વૃદ્ધાવસ્થા સુધી એને એ શિકારીઓના પંજામાંથી નિજજાતને બચાવી લેવા માટેજ તરફડતા રહેવાનું?..શહેરમાં ગઇ ત્યાં પણ એ જ જોયું. સ્ત્રીને જોઇ કે પુરૂષ માનવી મટી શિકારી બની જતો. સ્ત્રીને જોવા માટે વિકાર સિવાય પુરૂષની દષ્ટિમાં બીજુ કશુંજ ન મળે! રાજમાર્ગો પર વૃદ્ધ પુરૂષોય સ્ત્રીને આવતી કે જતી જોવા આમ તેમ ફાંફાં મારે, બાજુમાંથી નીકળવાનો પ્રસંગ આવતાં કાં તો તેઓ જરાતરા અંગુલિ સ્પર્શ જેટલુંયે અટકચાળું કરે કે મોમાંથી ભૂંડું ભસી નાખે!-મોટે ભાગે તો નારીને જોઇ નર નરાધમ જ બની જાય છે-નરોત્તમ બનનારા તો અપવાદ રૂપેય જોવા નથી મળતા......

તે દિવસે નાનીએ મોંઘીને વહાલ કરવાની વૃત્તિને સંયમ પૂર્વક દબાવી રાખી. એને નવરાવતાં અને કપડાં પહેરાવતાં પણ 'મારા સ્પર્શથી આ સ્ફટિક મેલું થશે તો?' એ ડર એને પહેલાં તો લાગ્યો. પરંતુ એ નાનકડો નારી દેહ નિરખીને એના મનમાં ચાલી રહેલા વિચારમંથને એને ફરી પાછી વિચારોના ઝંઝાવાતમાં જકડી લીધી.

'મારી મોંઘી, તું પણ નારી જ છે ને? શિકારી નરાધ-

મોથી ઉભરાતી સૃષ્ટિમાં તારી પણ બીજા નારી દેહોની થઈ રહી છે, એવી જ દશા થશે ને? તારા પ્રાણનો પમરાટ પામવાની અહિં કોઈને પડી નથી!...'

એની આંખમાંથી આંસુ દડદડવા લાગ્યાં.

'બા, તું રડે છે? કેમ?–તને કોઈએ કાંઈ કહ્યું?–મેં તો બા કંઈજ એવું કર્યું નથી ને?...'

'ના, બેટા, ના. તું તો મારી ડાહી દીકરી છે...' નાનીએ મોંઘીને વાહાલથી હૈયામાં સમાવી લીધી. વિનિપાત પામેલી સ્રીને બાજુએ હડસેલી નાખી, એનામાં છૂપાયલું માતૃત્વ બહાર નીકળી આવ્યું. એ માતૃત્વને અત્યારે આજની નાનકડી મોંઘી તરફ મમતા થવાને બદલે આવતી કાલે નારી રૂપે જગતમાં સંચરતી મોંઘીને માટે જે પરિસ્થિતિ નિર્માણ થવાની હતી, એની કલ્પનાથી અનુકંપાની, સમભાવની લાગણી થઈ. એ લાગણી આંખો વાટે વહો વહીને મોંઘીને નવરાવી રહી હતી.

'બા, તું આજે આમ કેમ કરે છે?' મોંઘી માતાનું મુખ પકડી પકડીને પૂછતી હતી.

'બેટા, મને તારા બાપુ યાદ આવ્યા...'નાનીએ નજર સમક્ષ ઉભેલી નિર્દોષ બાલિકાને સમજાવી લેવા જૂઠા શબ્દો સંભળાવ્યા, પણ એ જ વખતે તે એની કલ્પનાની આંખે દેખાતી યુવાન સખિ સમી મોંઘીને અંતરના અબોલ શબ્દો સંભળાવી રહી હતી: 'બહેન, નારીના ભાગ્યમાં જન્મથી મૃત્યુ સુધી સહન કરવાનું, લુંટાવાનું અને રડવાનું જ વિધિ નિર્માણ છે. બાઈ! તું એ વાત નથી જાણતી? ભગવાન તને એ વાત જાણવા ન દો...'

મધ્યાનટાણે ઘેર આવેલા અમરને એણે ભોજન પીરસ્યું ત્યારે પણ બન્ને વચ્ચે મૌનનો મહાસાગર પથરાયો હતો. એ બેઉને મોંઘીને અકળામણ થઈ. એ નાનકડી બાળાએ વચ્ચે

એક વખત પૂછયું પણ ખરું: 'અમરકાકા, તમે આજે કેમ બોલતા નથી. સવારથી મને પણ આજે તો તમે એકે વખત બોલાવી નથી!'

'કામમાં છું ને બહેન!' એણે મોઘીને માથે હાથ ફેરવી ને કહ્યું. કહેતાં કહેતાં ચોરની આંખે એણે નાની તરફ જોઇ લીધું હતું.

જમતાં જમતાં મોઘીએ ફરીથી બાને ય પૂછી જોયું.

'બા, આજે અમરકાકાને જમાડતી વખતે તું કેમ કંઈ બોલતી નથી? પહેલાં તો તું એમની સાથે ખૂબ વાતો કરતી.'

'એ કામમાં ડૂબી ગયા છે એટલે...

નાની બીજા શબ્દો બોલવા ઇચ્છતી નહોતી. પરંતુ અજાણે ય એનાથી દાંત કચકચાવી દેવાયા.

મોટાં માનવીઓ પોતાનાં પાપ છૂપાવવા નિર્દોષ બાલકોને સર્જનકાળથી છેતરતાં આવ્યાં છે. પ્રલય સુધી કદાચ મોટાં માનવીઓ પોતાનાં પાપ પ્રગટ કરવાનું નૈતિક બળ કેળવી નહિં જ શકે.

મોઘીને મોટેરાંઓની એ ઠગબાજીથી સંતોષ થયો. પરંતુ એના કાલાઘેલા શબ્દોનાં તીર નાનીના હૈયામાં ભોંકાયાં.

અમરનું મન પણ આર્દ્રભાવે પોકારી ઉઠયું: 'બહેન એમાં વાંક મારો જ છે.'

નાનીબહેનનું કામ હોવાથી પ્રદ્યુમ્ન અમરની સાથે મદદગાર તરીકે કામ કરતો હતો. એણે પણ અમરને એ દિવસે વાતમાં ને વાતમાં પૂછયું હતું: 'કેમ અમર, આજે કંઇ તમે હમેશની માફક સ્વસ્થ કે આનંદી દેખાતા નથી?'

'આ કામની ચિંતા, એથી રાતનો જરા ઉજાગરો છે તેથી.' અમરે જેમ તેમ બચાવ પણ કર્યો હતો.

પણ નાનીએ ક્રોધને દબાવી રાખ્યો હતો અને એની આંખો

રડી રડીને સૂજી ગઇ હતી એ જોઇ અમરને પોતાની ભૂલનો ડંખ ખૂંચવા લાગ્યો. એને નાની પાસે માફી માગવી હતી. પણ નાની એનાથી દૂરની દૂર રહેતી હતી અને માફી માગવા માટે પણ એની નજીક જવા જેટલી હિંમત અમરમાં નહોતી.

પરંતુ મોંઘીની વાત પછી અમરમાં એટલી હિંમત આવી.

'ભાભી...'

સામેથી ઉત્તર ન મળ્યો. એ તો અમરે ધારીજ લીધું હતું 'હું ઘણો જ દિલગીર છું...જે કંઇ ભૂલ થઇ હોય તે માટે હું તમારી પાસે માફી માગું છું...'

સામેથી જવાબ ન મળ્યો. પણ મોંઘીએ માને ભેટી પડીને પૂછ્યું: 'બા, તું કેમ રડે છે?'

નાની રડતી હતી. એ જોઇ અમરની આંખમાં પણ આંસું આવી ગયાં.

'અમરકાકા! તમે પણ કેમ રડો છો?...આજે તમને થયું છે શું?'

મોંઘીના એ શબ્દો એમનાં ધ્રૂસકાં વચ્ચે કરૂણતમ લાગતા હતા.

મધ્યાન્હ પછી મોંઘી ઊંઘી ગઇ હતી, એની પાસેજ નાની બેઠી હતી. ઘરમાં સૂનકાર હતો. વાતાવરણ નાનીને ગૂંગળાવી રહ્યું હતું. શૂન્ય મનસ્ક એ બેઠી હતી. પરંતુ એના માથામાં વિચારોના વાદળોના થરના થર જામ્યા હતા. એનું માથું ખૂબ તપી ગયું હતું: એના હોઠ સુકાઇ ગયા હતાઃ એનું હૈયું પત્થર સમું બની ગયું હતું. એની આંખો આગળ અમરનું રડતું મુખ હવામાં તરવરતું જણાયું. 'ભાભી, હું ઘણોજ દિલગીર છું... મારી જે કંઇ ભૂલ થઇ હોય તે માટે હું તમારી પાસે માફી માગું છું...' એના કાનમાં એના એ શબ્દો વળી વળીને અથડાતા હતા.

વિચારોનાં ગૂંચળાં માથામા આડાં અવળાં ફરી રહ્યાં હતાંઃ

એને આ શું સૂઝ્યું ?–અમર આમ તો ખરાબ નથી. એનો સ્પર્શ મને સળગાવી મૂકતો નહોતો...એની એકલાની પણ ભૂલ ન કહેવાય. મેં કેમ એનો વિરોધ ન કર્યો ?...પહેલેથી જ એની સાથે મારાં લગન થયાં હોત તો, એમણેય મરતી વેળાએ કહ્યું જ હતુંને કે અમર જેવાના હાથમાં એમને મારો હાથ સોંપવો હતો...અમર ખરેખર સુંદર છે, નવજવાન મારે જ લાયકનો છે, એના સ્પર્શથી મારા રોમેરોમમાં ઝણેણાટી થઇ ગઇ, અને હું યે ભાન ભૂલી–એના એકલાનો દોષ શી રીતે કઢાય ?–એનો એ સ્પર્શ, એક જ ચુંબન, એનો પોલાદી ભૂજ-બંધ...અરે ! જવા દે એ વાત !

માથામાંથી એ વિચારો ખંખેરી નાખવા એણે માથાને ધૂણાવી નાખ્યું. એની આંખ ઊંઘતી મોઘી પર પડી.

'દીકરી, તને ખબર પણ નથી કે તારી અભાગિણી માતા...' એજ વખતે મોઘીએ પડખું ફેરવ્યું અને ઊંઘમાં ને ઊંઘમાં બબડી: 'બા, મને મૂકીને કયાં ચાલી ?'

'મોઘી, બેટા...' માતાએ પુત્રીના દેહ પર હાથ ફેરવવા માંડયો ત્યારે એનું દિલ નવા ભયથી ધડકી રહ્યું હતું. 'એની પાસે ભગવાન તો નહિં બોલાવતો હોય ?'

અને નાનીનું સર્વાંગ કંપી ઉઠયું.

[૧૭]

સાંઝે અમર આગ્રહપૂર્વક પ્રદ્યુમ્નને ગામ બહારના શિવા-લયનાં દર્શન કરવા તેડી ગયો. 'આજે મારા મનને નિરાંત નથી. એટલે સ્વામીજી પાસે પણ જરા બેસાશે અને એમના મુખનાં બે વચનામૃતો યે સંભળાશે.'

મંદિરમાં દર્શન કરી પ્રદ્યુમ્ન અને અમર નિત્યાનંદજીવાળી ખડાળીમાં ગયા ત્યારે સ્વામીજીએ પૂછ્યું:

'પ્રદ્યુમ્ન, તુમ તો બહોત દિવસે આયા—આ સાથે છે તે કોણ ?'

'પેલા ભેંગારભાઇ ગુજરી ગયા ને એમના સગા છે...'

અમરે સ્વામીજીને ફરીને નમસ્કાર કર્યો.

'ઠીક, ઠીક...'

'એમને આપનાં દર્શનની ઇચ્છા થઇ...'

'મેરાં દર્શન ? ભલાભાઇ, દર્શન તો કર મહાકાળના યે કાળ છતાં કલ્યાણ કરવાવાળા એવા શંકરનાં...હં, તો પ્રદ્યુમ્ન વો બિચારા ભેંગાર દેવ હો ગયા ના ?'

'જી. બહુ વખત થયો...'

'પીછે સે એ કાંઇ સુધર્યો' તો, કે પછી એવો ને એવોજ રહ્યો 'તો !–બિચારી બાઇ બહોત દુઃખી હુઇ...'

'જેવા જેના સંસ્કાર.' પ્રદ્યુમ્ને બોલવા ખાતર જ કહ્યું.

'ભાઇ, સંસ્કાર બંસ્કાર કી બાત તો ઠીક હય, લેકીન સંસ્કાર કોણ ઘડે છે ? ઇતની મોટી ઉમ્મરે પરણવા વાલા... જવા દો. દુનિયાદારીની વાતો. અબ ઉસકા કોન હૈ ?'

'એક મોટો છોકરો છે ને !...' અમરે કહ્યું.

'આગલી બેરી કા હોગા ?'

'જી હા. નાની બહેનને ય એક છોકરો ને એક છોકરી છે. અને આ ભાઇ એમના સગા છે. એ એમની સારી બરદાસ્ત ઉઠાવે છે...'

'તો તો ઠીક. બાકી તો આજકલ કે સગે...વો હતાને, ક્યા ઉસકા નામ ?...હાં હાં, ભૂપતીયા !...વો ભી સગા જ થા ને ? અબ દુનિયામેં કોઇ કા ભરોસા નહિં. સારા કોન ઔર ખોટા કૌન ? બહોત બગભગત ભી હૈ. સારા ખરાબ કબ બન જાયગા...'

'સ્વામીજી અમરભાઈ તો બહુ જ સારા માણસ છે.'

પ્રદ્યુમ્ને કહ્યું.

એ વખતે અમર સામે કોઈએ જોયું હોત તો એના હૈયામાં થઈ રહેલી ગડમથલના ભાવ તે જોઈ શકત. એને તો એમ જ થયું હતું કે, આ સ્વામીજી ત્રિકાલદર્શી જ છે: એ મારા પાપને જાણી ગયા છે અને રખેને તે અત્યારે ને અત્યારે એને પ્રગટ કરી દે, એ ભયથી તેનું હૈયું શિકારી આગળના સસલાની દશા અનુભવી રહ્યું.

'મેં તો ભાઈ, અમરની વાત કાંઈ થોડી જ કરૂં છું; હું તો સર્વ સાધારણ કી બાત કરૂં છું. ધન અને સ્રીનાં જોબન આગળ ભલભલા માનવી તો ક્યા પણ દેવો ભી ફસી પડે છે! એ તો સામાન્ય બાત હૈ, કેમ ખરૂંને અમર!'

'ખરૂં બાપજી...!' પોતાની ઉપર મહારાજ સીધો ઘા જ કરી રહ્યા છે, એવું અમરને લાગ્યું એટલે જેમ તેમ કરીને એણે એ શબ્દો કહી નાખ્યા. એ મનની અશાંતિ ટાળવા અહિં આવ્યો, ત્યારે ઉલટી વિશેષ અશાંતિનું કારણ અહિં તો ઊભું થયું.

'ઉઠીશું પ્રદ્યુમ્નભાઈ!' એણે અકળામણને દબાવવાનો પ્રયાસ કરતાં કહ્યું.

'ભલે.'

અને બન્ને સ્વામીજીને નમસ્કાર કરીને ઉઠયા.

આખે રસ્તે અમર બોલ્યો નહિં. સ્વામીજી ત્રિકાળજ્ઞાની લાગે છે. એમણે મને જ ચેતવણી આપી છે...પ્રદ્યુમ્નભાઈ એ વાત જાણશે તો? એજ ચિંતા આખે રસ્તે એને સતાવી રહી. પ્રદ્યુમ્ને એના મૌનમાં ભંગ ન પાડયો.

વાળુ વખતે પણ તેણે એક અક્ષર સુદ્ધાં ઉચ્ચાર્યો નહિં. હાથ પરનું કામ પતી જાય કે તુરત ચાલ્યા જવું એવો નિર્ણય એણે મન સાથે કરી લીધો હતો.

રાત પડી: તારા ટપકી વાળી ચાદર જગત પર ઢંકાઇ ગઇ. રાત્રિના અંધકારમાં અમરને નિરાંત વળી. સૂર્યનો પ્રકાશ એના ગુન્હેગાર મનને ડરામણો લાગતો હતો.

મોંઘી ઊંઘી ગઇ હતી. નાની ઘરકામથી પરવારી સુવાની તૈયારી કરતી હતી. હજુ ઓશરીનાં બારણાં ખુલ્લાં હતાં.

'ભાભી!' ડરતાં ડરતાં અમર બોલતો હતો.

નાની ઊભી રહી. બોલી નહિં.

'મારે એક વાત કરવી છે?'

'તમે એ અધિકાર ગુમાવ્યો છે. એ તો ઠીક છે કે—'

'—હું તમને ઓળખું છું. એટલે જ સાંભળો તો છેલ્લી વખત એક ખુલાસો કરી લઉં.'

'બચાવ કરવા માગતા હશો?'

'ખૂનીનેય એટલી છૂટ તો આપવામાં આવે છે. તો મેં...'

'...શું કહેવાનું છે. તમારે?'

પાછળથી જોઇએ તેવી સજા કરજો, પણ ભાભી! એક વખત અહિં આવો, બેસો અને સાંભળો...'

અમરે ધાર્યું નહોતું તે થયું. નાની આવી, નજીક આવી અને બેઠી.

'તમને પહેલી વખત જોયાં ત્યારથી જ તમે મને અદ્‌ભુત લાગ્યાં હતાં. માતાએ તમને જન્મ આપ્યો, કુદરતે તમને યૌવન અને એનાં સ્વપ્નો આપ્યાં. પરંતુ તે પૂર્ણ કરવાની તક ખેંગારભાઇએ લુંટી લીધી. તમારા પ્રથમ દર્શને જ મને એ લાગી આવ્યું, અને ત્યારથી હું તમારો પૂજારી બની ગયો...'

'એ વાતો સાંભળીને શું કરવું છે? મને આ પ્રકારની વાતો સાંભળવાની ટેવ નથી. જે કહેવું હોય તે ટૂંકામા પતાવો.'

'હું તમને ચાહું છું.'

'એક વિધવા નારીને, તમારા સંબંધીજનની પત્નીને—'

'તમને હું વિધવા માનતો નથી ..'

'આ બધું મને એટલા માટે સંભળાવો છો, કેમકે મેં ગઇ રાતની ઘટના મારી અને તમારી આબરૂની ખાતર ભોંયમાં ભંડારી દીધી છે......'

'ના. તમારી તરફની લાગણીને લીધે. તમે સ્વપ્નાં ઘડયાં પણ એના બારણા આગળ જ તમને અંદર પેસવાની મનાઇ ફરમાવવામાં આવી. તમારી એ સાધના અધૂરી રહી ગઇ છે. એ પૂર્ણ કરવાનો મારો પ્રયાસ હતો......'

'...બસ, એટલું જ કહેવું હતું? હવે મારે વધુ સાંભળવું નથી.'

નાની ઊઠી, બારણા તરફ ચાલી...

અમરે ઉઠીને એનો હાથ પકડયો. નાની થંભી ગઇ.

'અમર...'

'જોઇએ તો લાત મારી મને અત્યારે ને અત્યારે હાંકી કાઢો, પણ એક વખત તમે કહો કે તમે મને ધિક્કારો છો...'

વાત કરતાં કરતાં અમર નાનીને ખેંચી લાવ્યો. નાની વિના વિરોધે ખેંચાઇ પણ આવી. અમરે પોતાના પંજામાં નાનીનાં આંગળાં પકડયાં. એ બરફ જેટલાં ઠંડાં હતાં. એણે આંગળાં રમાડતાં જ કહ્યું:

'તમારાં આંગળાં જ કહી દે છે કે તમે મને ધિક્કારતાં નથી.'

'અમર, આ મૂર્ખાઇ છે, દીવાનાપણું છે, પાપ છે...'

'હું મૂર્ખો, દીવાનો, પાપી બનવા તૈયાર છું: એક માત્ર તમારા સુખની ખાતર.'

'અમર,...'

'...ભાભી! મારી તરફ તમને ધિક્કાર છૂટતો હોય તો આ પગની, આ માથા પર મજબૂત લાત લગાવો...'

એ નીચે બેસી ગયો અને નાનીનો પગ લઇ પોતાના મસ્તક પર મૂક્યો.

નાનીએ જુસ્સા પૂર્વક પગ ખેંચી લીધો. 'તમે કેવા છો ?' અને એ જરા હસી ગઇ. 'જો તમે આવા છો એમ અગાઉથી જાણ્યું હોત તો...'

'...મને ઘરમાં પેસવા જ ન દેત એમને ? અત્યારે પણ તમે એક શબ્દ કહો અને...'

'એથી તમારી કીર્તિ નહિં વધે.'

'કીર્તિ કે કલંક બન્ને એક સાથે જ રહે છે. મને એની પરવા નથી. હું તો માત્ર એક તમારો...'

'બસ થયું હવે...'

નાની ઉઠી ગઇ અને ઓશરીનાં બારણાં બંધ થયાનો અવાજ અમરને કાને અથડાયો.



## : : ત્રીજો ભવ : :

[૧]

કમળા પુત્રને લઇને સાસરે આવી ત્યારે નાનીનો આનંદ સીમાઓમાં સમાતો નહોતો. એને નવું રમકડું મળી ગયું. આખો વખત તે નાનકડા બાબાને રમાડતી. અને મોંઘી પણ એને રમાડવા આવે તો 'તું એને પાડી નાખે' કહી તેને નિરાશ કરતી.

એક દિવસ મોંઘીએ ભાભી આગળ ફરિયાદ કરી : 'ભાભી, બાબો તમારો કે બાનો ?'

કમળાને એ નિર્દોષ પ્રશ્ન સાંભળીને હસવું આવ્યું.

'ભાભી, તમે કેમ હસો છો !'

કમળાએ મોંઘીને પાસે ખેંચી, ખોળામાં બેસાડી હૈયા

સરસી દાબી, એને માથે બે ચાર બચીઓ કરીને કહ્યું : 'મારાં નાનકડાં નણંદલબા !...'

પણ મોંઘીને એ વહાલ એ વખતે ન ગમ્યાં. 'ભાભી, કહોને ? બાબો ભાઈ કોનો ?'

'તમે એની નાનકડી ફોઈબા છો...'

'ત્યારે બા મને કેમ રમાડવા ન દે ? એ શું તમારો બાબો નથી ?'

કમળાના હૈયામાં માતૃત્વનો ઉમળકો ઊભરાઈ આવ્યો. એના સ્તનની દીંટડીઓમાંથી માના ધાવણનાં ફોરાં ટપકી રહ્યાં. એણે મોંઘીને ફરીથી હૈયા સરસી દબાવી.

'ભાભી ! તમારે બોલવું નથી ?'

કમળાનું મોઢું લાલ લાલ થઈ ગયું હતું. હૈયે વહાલની હેલી ઉમટી હતી, પણ હોઠપર શરમની ચોકીઓ બેસી ગઈ હતી.

'કહું ?' એણે મોંઘીને લડાવી.

'એ તો પૂછું છું !'

'મોંઘી બહેન ! એ બાબો મારો નહિં પણ બાનો છે !'

મોંઘીની આંખમાંથી આંસુ ટપકવા લાગ્યાં.

'ભાભી ! તમે જૂઠું બોલો છો. સુરંગી તો કહે છે કે નાનકો તમારો ને મોટાભાઈનો છે.'

'પણ આપણે બધાં બાનાં છોકરાં છીએ ને ?'

'ત્યારે બા મને નાનકાને રમાડવા દેતી કેમ નથી ?'

'એ તો બહેન ! બાને પૂછો.'

'ભાભી...' મોંઘીની આંખોમાંથી નાનકડા મોતી જેવાં આંસુ ખરી ખરી ભાભીના ખોળાને ભીંજવતાં હતાં.

કમળાએ પોતાના સાલ્લાના છેડાથી મોંઘીનાં આંસુ લુછી નાખ્યાં અને એના નાનકડા મુખને બે હાથે પકડી ઊંચું કરી,

એચાર બચીઓ કરીને કહ્યું: 'તમે બાને કહેજો, હવે એ રમાડવા દેશે.'

'એ નહિં આપે. તમે કહોને. તમે એવાં છો ભાભી...'

'તમને ન ગમે એવી છું?'

'ના ના, ભાભી! તમે મને બહુ જ ગમો છો. પણ તમારો બાબો તમે બાને આપી દીધો એટલે...'

'...હું નથી ગમતી ને?'

'મોટાભાઇને તો આવવા દો, હું બાને અને તમારે માટે ફરિયાદ કરીશ.'

'શું કહેશો, મારાં નાનકડાં નણંદબા!'

'કહીશ કે, ભાભીએ તમારા બાબાને તમને પૂછ્યા વિના બાને આપી દીધો...!'

'પછી?'

'પછી,...કહું?'

'હા, કહો ને!'

'કહું છું...હાં કે! પછી મોટાભાઇ છે ને તે તમને...' મોંઘીએ પોતાના નાનકડા હાથ વડે, ભાભીના બે ગાલો પર તમાચા મારવાનો અભિનય કરી બતાવીને, હસતાં હસતાં કહ્યું: 'એમ મારશે.'

'પછી તમે ખુશ થશો?'

'ભાભી!...!' મોંઘી ભાભીને વળગી પડી, અને એને વહાલ કરતાં કરતાં બોલી: 'ના, ના. કોઇ કોઇને મારે તો મને સારૂં ના લાગે...મારાથી તો રડી જવાય! સ્મૃતિબહેનને પ્રદ્યુમ્નકાકા કદી મારતા નથી...'

'મને પણ તમારા મોટાભાઇ નથી મારતા.' ભાભીએ આમતેમ જોઇ નાનકડી નણંદીના કાનમાં કહ્યું.

'કમળા આ ભૂખ્યો થયો છે.' નાની બહારથી બાબાને

લઇને આવી. એણે કમળા–મોંઘીને હસતાં જોઇને પૂછ્યું; 'બે, નણંદ–ભાભી શાનાં આટલાં હસો છો?'

કમળાએ બાબાને ખોળામાં લઇ ધવરાવવા માંડયો. એટલે મોંઘી મમતાથી બાબાના પગે હાથ ફેરવવા લાગી.

'તું એને નિરાંતે ધાવવા તો દે...' નાનીએ કહ્યું.

'ત્યારે તમે મને એને રમવા કેમ આપતાં નથી? એ કંઇ તમારાં એકલાંનો નથી. હું એની ફોઇ થાઉં...'

'મોટી થાય એટલે રમાડજે.'

'તો હમણાં મોટી જ છું તો...'

'તારા હાથમાંથી પડી જાય ને એને વાગે.'

'તે શું અમે કંઇ એને પાડી નાખતાં હોઇશું?'

મોંઘીની આંખમાં ઝળઝળીઆં ભરાઇ આવ્યાં અને એણે બાબાનો નાનકડો હાથ લઇ એના ઉપર ચાર બોકીઓ લીધી.

એ પ્રસંગનો લાભ લઇને કમળાએ ધીરેથી મોંઘીના ખોળામાં બાબાને સુવાડી આપ્યો.

મોંઘી ખુશ ખુશ થઇ ગઇ. એણે બાબાને માથે હાથ ફેરવ્યો એના હાથને બચીઓ કરી અને બાની સામે જોઇને બોલી: 'તમારા કરતાં ભાભી કેવાં સારાં છે!'

બાબો એ વખતે નાનકડાં ફોઇબાની સામે, પોતાના બે નાનકડા હાથ હવામાં ઉછાળીને ખડખડ હસવા લાગ્યો.

[૨]

નાની બાબાને લઇને મહોલ્લામાં ને મંદિરે ફરતી. સ્મૃતિ બહેનને ઘેર પણ બાબાને લઇને જતી અને બીજાઓને રમાડવા દેવાને બદલે, એજ પોતાના પૌત્રને રમાડયાં કરતી.

'નાની બહેન! તમારે તો આ સરસ રમકડું મળી ગયું!'

'ભગવાનની એટલી દયા, સ્મૃતિ બહેન! મને આ બાબલા

ઉપર એટલું વહાલ આવે છે ને...' કહેતી નાનીએ એને ચુંબનોથી ગુંગળાવી દીધો.

'તમે તો કમળા બહેન ઉપર પણ એટલું જ હેત રાખો છો...'

'મારી પેટની દીકરી કરતાં પણ મારી કમુ મને વધુ વહાલી છે. સ્મૃતિ બહેન, ભગવાને કોણ જાણે મારૂં મન જ એવું ઘડ્યું છે...'

'ઇશ્વર હંમેશાં માનવીને બધી રીતે દુઃખી નથી કરતો, કુદરતનો પણ કાયદો ઠરેલો હોય છે. જેમ આંધળું માણસ કાનથી વિશેષ સાંભળી શકે છે ને આંગળીના ટેરવાના સ્પર્શથી ઘણું સમજી શકે છે, તેમ...'

'...બોલોને? મારો અધૂરો રહેલો પ્રેમ આ રીતે ઢળી પડ્યો છે એમ કહેવા જતાં હતાં ને?'

સ્મૃતિ બહેને હસીને કહ્યું: 'તમે બરાબર સમજી ગયાં. તમારા ભાઇએ અંગ્રેજી પુસ્તકોમાં વાંચેલું એટલે એજ મને કહેતા હતા. કમળા બહેન આવ્યાં ત્યારથી જ તમે એમને ઢીંગલીની માફક શણગારતાં હતાં...'

'સ્મૃતિ બહેન, માનશો? મને એમ જ થાય કે કમુને માટે શું શું કરૂં ને એને કેવી રીતે શણગારૂં?...ગમે તેટલું કરૂં છતાં મને અધૂરૂં અધૂરૂં લાગે...મારા મનને સંતોષ જ ન થાય...'

'એ પણ એવું જ કહેતા હતા. માનસશાસ્ત્રનો એ નિયમ છે. માનવીના મનના કોડ અધૂરા રહે, હૈયાના અભિલાષ વણ પુરાયલા રહે, ત્યારે એ તક મળતાં બીજે સ્વરૂપે આવિર્ભાવ પામે છે. એ વખતે એ જે કંઇ કરે છે, તે માત્ર એની અધૂરી આશાઓનું પ્રતિબિંબ જ હોય છે...'

'મને તો એવા કોઇ શાસ્ત્રની ગતાગમ નથી. એકલી કમળા માટે જ નહિં, પણ મારા મગન માટે પણ મને તો કંઈ

કંઇ જાતની હોંશ એમ થાય કે શું કરૂં તો મગનને કમળા બહુ જ વહાલી લાગે અને એનામાં જ એ ગાંડો બની જાય. એમને એકલાંને જેમ બને તેમ વિશેષ એકાંત મળે એવી તદબીરો મારાથી યે ન સમજી શકાય એવી રીતે, મારા જ હાથે રચાઇ જતી...,

'અરેરે બહેન ! તારૂં પોતાનું જીવન જે માટે વલખાં મારતું હતું એ તને ન લાધ્યું, એનો જ આ તો માત્ર પ્રત્યાઘાત ! તારા જીવનના કોડ પુરાયા હોત તો...'સ્મૃતિના હૈયામાં એ વિચારો ઘોળાઇ ગયા અને બેફામ રીતે તેનાથી નિશ્વાસ મૂકાઇ ગયો.

'સ્મૃતિ બહેન, શું વિચારમાં પડી ગયાં ? એકાએક નિસાસો કેમ મૂકયો !' નાનીએ આશ્ચર્યથી પૂછ્યું.

'કંઇ નહિં, નાની બહેન ! અમસ્તું જ !'

'સ્મૃતિ બહેન ! મારાથી પણ તમારે કંઇ છૂપાવવા જેવું છે ?'

'એમ તો ખાસ કંઇ નથી. મન છે ને...નાની બહેન !'

'આપણે મારા મનની વાત કરતાં હતાં...'

'મને ખબર છે...'

'અને એ વખતે તમારૂં મન...'

'...તમારા જ ભૂતકાળ તરફ દોડી ગયું.'

'એ વાતો......'

'...સંભારવા જેવી નથી. છતાં અનાયાસે સ્મૃતિ પટ ઉપર ચડી બેસે છે. નાની બહેન, તમે મગન અને કમળા માટે જે કંઇ કર્યું છે ને કરો છો, એવું તમારા જીવનને અનુભવવા મળ્યું હોત......'

નાનીની આંખમાં પાણી આવ્યાં. સ્મૃતિ બહેન પણ એ જોઇને રડી ગયાં.

'એને શા માટે યાદ કરવું ?' નાનીએ આંસુ લુછતાં લુછતાં કહ્યું.

'ગયું તે તો ગયું જ...મારા નશીબમાં એ સુખ નહિં મંડાયું હોય...'

'બહેન, જીવનના કોડ અધૂરા રહી જાય એથી વિશેષ દુઃખ માનવી માટે બીજું કશું યે નથી. નાની બહેન, તમે તો સમજુ છો...બાકી તમારી તો હજુ યુવાની જ છે ને? કો'ક અણસમજણવાળી બાઇ હોય, તો દિલના અધૂરા ઓરિયા પુરા કરવા જરાક સરકણી કેડી આવે તો સરકી પડે અને બિચારી પતનની ઊંડી ખીણમાં જ ગબડે...અનેક યુવતિઓ આવી જ રીતે ફસે છે કે બીજાઓ એમને ફસાવી જાય છે. તમે તો બધું જાણો છો...'

સ્મૃતિ બહેનને ખબર નહોતી પણ એના આ શબ્દો નાનીના હૈયામાં તીરની માફક ખુંચી જતા હતા. એના મનની આંખ આગળ પતનની રાત્રિનું ચિત્રપટ ફરવા લાગ્યું હતું. નાનીએ મન પર સંયમ મૂકવાનો પ્રયાસ કર્યો; પણ એનાથી ડુઠવો મૂકી દેવાયો.

સ્મૃતિએ નાનીના મસ્તકને પોતાના ખભા પર મૂકી એને આશ્વાસન આપવા માંડયું: 'નાની બહેન, આમ તે શું કરતાં હશો, સમજણાં થઇને...'

'બાઇ, તમને ખબર નથી...મારી સમજણ તો કયારનીએ ધૂળમાં મળી ગઇ છે...તમે કહી એવી પતનની ટેકરી પરથી હું જ ગબડી પડી છું...' એ વિચારો શબ્દો રૂપે રોકવા જતાં જ આંસુ રૂપે બહાર વહી રહ્યા હતા.

'મારે આવી વાતો જ કાઢવી જોઇતી નહોતી' સ્મૃતિએ કહ્યુ. 'કોઇના! દિલના આખા ઘાને ઉખેળવા એ પાપ છે.'

'અરે બહેન! હું જાતે જ પાપી છું એની તારા ભલા દિલને ખબર હોત તો તું મને આમ બાથમાં લઇને બેસત ખરી કે?' નાનીના માથામાં એ વિચારો ઘોળાતા હતા.

અને ત્યાં આ બે મોટાં માનવીઓને રડતાં જોઇ, નાનકડો બાબો એમના દુઃખનું કારણ શોધતો હોય તેમ શૂન્ય મને જોઇ રહ્યો હતો.

[૩]

મગનના આગ્રહથી નાની કમળાની સાથે શહેરમાં ગઇ, ત્યારે એને પોતાના ઘરમાં રહેવું વસમું થઇ પડયું હતું. પ્રત્યેક રાત્રે એને પોતાની ભૂલ શૂળની માફક હૈયામાં ભોંકાતી.

રાત પડે ને માંડવીમાં પગ મૂકતાં નાની ડરતી. રખેને વાતાવરણમાંથી અમર ઊભો થઇ જાય અને એને ફસાવે, એવા ભયથી એ છળી જતી અને એને આખી રાતનો ઉજાગરો થતો.

અનિંદ્રા માનવીને બહુ મૂંઝવે છે. ન હોય ત્યાંથી ભૂતકાળમાંથી બની ગયેલી અને નહિ બનેલી ઘટનાઓ, ભૂતાવળની માફક બેઠી થઇ થઇને અનિંદ્રિત માનવીના માથામાં ભરાઇ બેસે છે.

નાનીના માથામાં પણ એવી ભૂતાવળોનાં તાંડવ થતાં. એમાં નાનીને માતા–પિતા, ખેંગાર અને અમરનાં ભૂતો જણાતાં. એ બધાં એકઠાં મળીને એને પીંખી નાખતાં હોય, ત્યારે સમજુ ડાકણ સ્વરૂપે ભૂપતના માથાની ખોપરી હાથમાં લઇને આવી ચડતી, અને નાની સામે જોઇ ખડખડાટ હસતી. એની સાથે ભૂપતની ખોપરી ભયંકર અવાજે હસતી. નાની ત્યારે ડરથી ધ્રૂજી જતી. એની એ દશા જોઇ સમજુ નાકના ટીચકા ઉપર અંગૂઠો અડાડી, બાકીની આંગળીઓને વિચિત્ર રીતે હલાવીને નાનીને કહેતી : 'કેમ, મહાસતીજી !...'

નાની આંખો મીંચી દેતી અને ખેંગાર એને કાલાવાલા કરતો. 'મારું પાછલું જીવતર તો મેં જ ધૂળમાં મેળવ્યું હતું, પણ હવે મારા મરણને મહેરબાની કરી ના બગાડતી...'

'દીકરી, અમે તો ભૂલ કરી છે, પણ તું તારી જાતે થઈને બીજી ભૂલ ના કરતી.' માતા નાની આગળ ખોળો પાથરતી કહેતી.

'મારા કુળને બટ્ટો લાગશે તો અમારે માટે તો જીવતાં નર્ક ઊભું થશે, એટલું ના ભૂલતી, બેટા, નાની!' એનો પિતા બોલી ઉઠતો.

'શા માટે તમે બધાં ભેગાં થઈને એને આમ હેરાન કરો છો? એને તમે સહુએ બહુ જ દુઃખી કરી નાખી છે. હવે હું એને સુખી કરવા માગું છું: તમારાં સહુની સામે થઈને.' અમર વચ્ચે જ કૂદીને કહેતો.

અને ભૂપતની ખોપરી મધરાતે સ્મશાનમાં કૂતરાં રડે એવું ભીષણ હસતી.

નાની ડરતી–ગભરાતી અને વિચારોની આ ભૂતાવળને હાંકી કાઢવા મથતી. તેમ તેમ એ ભૂતો બળ કરીને એના માથામાં પેસી જતાં.

'ના. ના. મારે હવે તારા હાથે સુખી થવું નથી. એ સુખ નહિં પણ ભયંકર દુઃખ છે...મને એકલી જ રહેવા દે...' અમરને નાનીની મૌન વિચારવાણી કહી દેતી.

પણ હઠ કરીને અમર એનો હાથ પકડવા આવતો. 'તું ભૂલે છે. હું જાણું છું ને, તું ભલે મોઢેથી આમ બોલે પણ મને તારું દિલ ઇચ્છી રહ્યું છે. હું જ તારો તારણહાર છું...' અમર એની પાસે ધસી આવતો. બળપૂર્વક તે એના બેઉ હાથ પકડતો અને ફૂદડી ફરવા માંડતો. નાની એના અતિ બળથી ખેંચાતી અને પરાણે ફૂદડી ફરતી.

દૃશ્ય બદલાતું: અમર અનેક પ્રકારનાં પ્રલોભનો આપતો અને નાનીની હઠ ઓગળી જતી. તે નાનીના માથાને પ્રેમથી પસવારતો, એની અલક લટને સંકોરતો, એના હાથને પંપા-

ળતો. તે એના કેશકલાપને ગુંથતો: એની સેંથીમાં સિંદૂર પુરતો: એના ભાલમાં સૌભાગ્યની ટીલડી ચોડતો: એના હાથે મેંદી અને પગે અળતો ચોપડતો. તે એના કરમાં કંકણ પહેરાવતો, એને ચુંદડી પહેરાવતો, એને માથે મોડ મૂકતો અને એનો હાથ પકડી ચાલતો.

અવશ બની નાની એની પાછળ ચાલતી.

તેઓ સાગર કિનારે જતાં, સરોવળની પાળે ફરતાં, પર્વતમાળાના શિખરે ચડતાં અને વાદળોમાં તરતાં.

'નાની, આ સુખ કેવું છે?'

'સ્વર્ગ જેવું!' નાનીથી અવશ રીતે બોલાઇ જવાતું.

વળી દશ્યમાં પલટો થતો. એકાએક અમર સાગરમાં અદ્રશ્ય થઇ જાય, સરોવરની પાળ પાછળના વૃક્ષઝુંડ પાછળ છૂપાઇ જાય અને નાની પોકાર પાડી પાડીને થાકે છતાં તે ન દેખાય. પછી નાની બૂમરાણ કરે, છાતી કુટે...એક વખત એણે પર્વતના ઊંચા શિખર ઉપર જઇ નાનીને ખૂબ વહાલ કર્યું અને પછી નાનીને કમરમાંથી પકડી, હવામાં વીંઝી ને ગબડાવી દીધી. પડતાં પડતાં, ગબડતાં, રડતાં નાનીએ અમરને રાક્ષસ બનીને અટ્ટહાસ કરતાં જોયો અને એ ગબડી પડી મૃત્યુ પામી!

કમળા બાબાને લઇને આવી ત્યાં સુધી નાનીને અનેક રાતો આવી માનસિક વેદનાઓમાં વિતાવવી પડી હતી. કમળા આવી અને બાબા તરફ નાનીનું મન વળ્યું ત્યારથી એને કંઇક હૈયાધારણ મળી હતી–ડૂબતા માનવીને એકાદ પાટીઉં લાધી જતાં મળે તેવી, એટલે તે મગનના આગ્રહને વશ થઇ.

કમળાનો યે અપાર આગ્રહ હતો: 'બા, તમારા વિના મને એકલાં શહેરમાં નહિં ફાવે. આને પણ તમારા વિના નહિં ગમે' એ સ્રી સહજ શરમથી બાબા તરફ આંગળી કરીને કહેતી.

'મારા બચુકડા બાબલા વિના તો હવે મારાથી યે રહી શકાવાનું નથી.' નાની એમ બોલતાં બોલતાં બાબાને છાતી સરસો ચાંપતી, બચીઓ ઉપર બચીઓ કરતી અને એને હવામાં ઉછાળી ઉછાળીને ઝીલતી.

'ભાભી, હું તમને અહિંથી બાબાને લઈ જવા નહિ દઉં તો...' મોંઘી માતા પાસે બેઠી બેઠી નાનકા ભત્રિજાના શરીર પર હાથ ફેરવતાં બોલી ઉઠતી.

'મોંઘી બહેન તો મારીજ સાથે આવવાનાં, કેમ ખરું કે નહિં બહેન?' પ્રેમાળ ભાભી પૂછતી.

'હાવળી ને અમે અહિં કંઈ એકલાં નહિ રહીએ. પણ ભાભી! ત્યાં તમે મને બાબાને રમાડવા દેશો?'

કમળા શરમથી સાસુ સામે જોતી અને મોંઘી વગર બોલે બાબાને પંપાળવા લાગતી.

મગન તેડવા આવ્યો ત્યારે કમળાએજ તેને આ બધી વાતો કહી. 'આ વખતે તો બાને લીધા વિના હું તમારી સાથે આવવાની જ નથી' એવી એણે હઠ લીધી હતી.

બહારથી દેખાતાં આ બધાં કારણોને લીધે પણ ખરી રીતે તો પોતાનાજ મનની શાંતિ અર્થે નાની શહેરમાં ગઈ.

[૪]

અમર ઘણા મહિનાઓ સુધી દેખાયો નહોતો. નાના બાબાને રમાડવા માટે મગને 'બા'ના નામે આગ્રહ ભર્યો કાગળ લખ્યો, ત્યારે પણ જવાબમાં એણે 'બાબાને રમાડવાનું તો મને ઘણુંયે મન થાય છે પણ હમણાં ઘડીનીયે નવરાશ નથી' એવું લખી નાખ્યું હતું.

એ બહાનું સાચું નહોતું. પણ બીજી વખત નાનીને મોઢું બતાવવાની એની હિંમત હરાઈ ગઈ હતી.

છતાં એની વાસના હણાઇ નહોતી. જેમ જેમ એ નાનીને ભૂલવા મથતો તેમ તેમ બમણા જોરથી એની સ્મૃતિ તાજી થતી. એક વખત લગામ છૂટી ગયા પછી કામવાસના બેવડા વેગથી દોડવા માંડે છે. એ વાસના જંગલી પશુ જેવી છે. એનું બળ અદમ્ય છે. એની ઊપર સંયમ મૂકવો એ દુર્ગમ કાર્ય છે.

નાની પાસે જવાતું નહોતું તેમ એને વીસરી શકાતી યે નહોતી. બાબાને રમા વાનું નિમિત્ત અનુકૂળ હતું, પણ એને ફરીથી જે અનુકૂળ તક જોઇતી હતી તે શહેરના ઘરવાસમાં મળે તેમ નહોતી એની અમરને ખાત્રી હતી.

એટલે બીજા થોડાક મહિનાઓ તેણે મગનનું આમંત્રણ સ્વીકારવાનું મોકુફ રાખ્યું.

કોઇ કોઇ વખત વાત નીકળતાં મગન કહેતો: 'અમરકાકા બહુ દિવસથી જણાયા નથી...'

'...બાબાને રમાડવા પણ એ કેમ આવ્યા નહિ ?' મણિયો મોટાભાઇનો સંકોચ જોઇ વચ્ચે બોલી ઉઠતો.

'કામ હશે કંઇક.' નાની અછડતો જવાબ આપતી.

અને વાત થોડા દિવસ વિસારે પડતી.

પણ જે દિવસે એવી વાત નીકળતી તે દિવસે નાનીના દિલની શાંતિ હરાઇ જતી.

દેવદર્શને જવું, બાબાને રમાડવો ને આરામ કરવો એમાંજ નાનીનો વખત પસાર થતો. કમળા એને કશું જ ઘરકામ કરવા દેતી નહિં.

'કામ વિના મને ફાવતું નથી.' નાનીએ એક દિવસ આગ્રહપૂર્વક કામ માગતાં કહ્યું.

'તે આને રમાડવાનું કામ જ છે ને.' કમળાએ બાબા તરફ આંગળી કરીને કહ્યું.

'બાબો તો મારો જીવન-પ્રાણ છે. પણ તું કામમાં ને

કામમાં ગૂંથાયલી રહે ને એને નિરાંતે ખવરાવે નહિં કે પેટ ભરીને રમાડે નહિં, એથી એ બિચારૂં ફૂલ કેટલું બધું સોસાય? એના તો વિચાર કર.'

'ના, બા! એને તો મારા કરતાં તમારી જ પાસે વધુ ગોઠે છે. તમારૂં સ્નેહાકર્ષણ એને સહુ કરતાં વધુ છે.' કમળાએ એમ કહીને હસતાં હસતાં વાત ઉડાવી દીધી!

આવું તો ઘણી વખત બનતું અને નાનીનું ચિત્ત એ રીતે બાબામય બનતું ચાલ્યું હતું.

તેમાં અમરની વાત નીકળતી ત્યારે એના ચિત્તના શાંત સરોવરમાં અશાંતિની કાંકરી પડતી, અને તેમાંથી વિવિધ પ્રકારના વિચારોનાં વર્તુળો રચાતાં. નાનીનું નાનકડું મન લાગણી અને બુદ્ધિની મલ્લકુસ્તીનો અખાડો બની જતું. બુદ્ધિ અમરનો વિરોધ કરે, લાગણી એનો બચાવ શોધે અને એમાં નાનીની વ્યગ્રતા વધે.

એક દિવસ અમરનો કાગળ આવ્યો. એણે નાનકડો યજ્ઞ-સમારંભ યોજ્યો હતો એમાં 'કુટુંબ પરિવાર સાથે ધર્મકાર્યમાં ભાગ લઇ યજ્ઞમંડપની શોભા વધારજો.' એવો આગ્રહ કરવામાં આવ્યો હતો.

અને સહુને લઇને જવા માટે મગને તૈયારી પણ કરવા માંડી હતી.

ઘરમાં સહુને બહાર જવાનો આનંદ હતો. માત્ર નાનીને એનો રંજ થતો હતો. અને એના મનમાં વિચારોના તરંગો ઉઠતા :

અમરે કશુંક નિમિત્ત કાઢવા માટે જ આ વ્રત આદર્યું હોવું જોઇએ, નહિં તો એને વળી એકલા માણસને યજ્ઞ શું કરવાનો?—મને ફસાવવાની યુક્તિ હશે તો?—ના, ના. એમ હોત તો તો એ આટલા બધા મહિનાઓ સુધી આ તરફ રખડવા

આવ્યા વિના રહેત જ નહિં ને! દીવા પર પતંગીયાં મરી પડે તેમ રખડેલ અને વંઠેલા ભાયડા તો કરે. પેલો રડ્યો ભૂપ-તીયો એવું જ કરતો હતો ને!

મનની આવી ગડમથલવાળી વ્યગ્રદશામાં નાની સહુની સાથે અમરના ગામ તરફ ઘસડાઇ.

[૫]

અમરને ઘેર બે ચાર દિવસ યજ્ઞની ધમાલ ચાલી. નાની તરફનું અમરનું વર્તન એ દિવસોમાં એવું તટસ્થ હતું કે નાનીના મનમાં જરા તરા જે શંકા હતી તે પણ ટળી ગઇ.

યજ્ઞની પૂર્ણાહુતિ પછી ઘેર આવેલાં મહેમાનો વદાય થયાં ત્યારે અમરે મગનને એક બે દિવસ વધુ રોકાવાનો આગ્રહ કર્યો. અને રાત્રે જમી પરવારી બધાં વાતો કરવા બેઠાં, ત્યારે બાબાને રમાડતાં રમાડતાં અમરે મગનને ઉદ્દેશીને છતાં નાનીને સંભ-ળાવતો હોય તેમ કહ્યું:

'મગન, મારો વિચાર જાત્રાએ જવાનો છે. આપણાથી બીજું તો શું થવાનું છે, પણ ભગવાને જ મને યજ્ઞ કરવાની પ્રેરણા આપી અને ત્યારથી જાત્રાની વૃત્તિ પણ એણે જ જાગૃત કરી છે. માનવીની કાયાનું એ રીતે પણ કંઇક કલ્યાણ થાય ને ભૂલેચૂકે જે કંઇ પાપ થયાં હોય તે બળે...'

'વિચાર સારો છે.'

'મગન, મને એક બીજો પણ વિચાર તમે બધાં આવ્યાં છો ત્યારથી થઇ રહ્યો છે. તારે કંઇ વાંધો ન હોય અને ભીખીની ઇચ્છા હોય તો......'

અમરે એટલું કહીને નાની પરની અસર માપવા એની તરફ જોયું.

નાની બહારથી વસ્થ હતી, પરંતુ એના મનમાં અમ-

કંઈ નવી જાળ તો નથી બિછાવતોને? એવો ધ્રાસ્કો પડ્યો.

એ કંઇ બોલી નહિં. એટલે મગને જ પૂછ્યું: 'કંઈ બાબતમાં ?......'

'મારો વિચાર આટલામાં જ બે ચાર જાત્રાનાં સ્થળોએ જવાનો છે. આપણાથી બીજું તો કશું ધર્મકાર્ય થઇ શકે એમ નથી, તો નાહ્યા એટલું પુણ્ય! તમે બધાં જો આવો તો ઠીક પડે.'

'મને તો રજા મળી શકે એમ નથી. પણ બાને સાથે લઇ જાઓ!.'

'એમની મરજી હોય તો...પણ મને તો આપણે બધાં સાથે જઇ શકીએ તો સારૂ લાગે...બાકી ભાભીને તો હવે પુણ્યનેમમાં જ વખત ગાળવાનો છે ને!'

'એટલે તો હું કહું છું ને?'

'ના, પણ મારે તો આ બાબલો છે એ પુણ્ય ને નેમ બધુંયે છે. મારે ક્યાંય જવું નથી.' નાનીએ કહ્યું. એના શબ્દોમાં મક્કમતા હતી.

'મગન! તુંજ આવવાનું નક્કી કરી નાખને! તારા વિના ભાભીને ન ફાવે.' અમરે નાનીની બાબતમાં તટસ્થતા બતાવી મગનને જ આગ્રહ કરવાનું ચાલું રાખ્યું.

'બા, તમેજ જાઓ. ફરીથી બીજી કોઇ વખત આપણે સાથે જઇશું. અમર કાકા ક્યાં પારકા છે?' મગને નાનીને આગ્રહ કરવા માંડ્યો.

'બાપુ, તને ખબર નથી. એ અમર કોક નથી માટે જ વધુ ભયંકર છે' નાનીના મનમાં એ શબ્દો બોલાઇ ગયા. પણ એણે પ્રગટ રીતે કહ્યું. 'મારો જીવ બાબામાંથી છૂટતો નથી.'

'પણ તમારે ક્યાં ઝાઝા દિવસ જવાનું છે?'

'અઠવાડીઉં તો બહું થયું.' અમરે મગનના આડકતરા

પ્રશ્નનો જવાબ આપ્યો.

નાનીની સ્થિતિ સૂડી વચ્ચે સોપારી જેવી થઇ પડી. એના દિલમાં જે ગુપ્ત વાત ભારી રાખી હતી તે ઉઘાડી શકાતી નહોતી અને મગનના આગ્રહનો વિરોધ પણ કરી શકાતો નહોતો !

છેવટે મગનની ખૂબ રકઝક પછી નાનીને અમર સાથે જાત્રાએ જવાનું સ્વીકારવું પડયું.

બીજે દિવસે મગન કુટુંબ સાથે શહેરમાં ગયો. ત્યારે એક દિવસ પછી અમર અને નાનીને યાત્રાએ નીકળવાનું નક્કી કર્યું હતું.

તે દિવસે એકાંત મળ્યું છતાં અમરનું વર્તન કોઇ પણ જાતની શંકા ઉત્પન્ન કરે એવું ન હતું. તો પણ નાની અમરના પડછાયા માત્રથી યે સાવધાન રહેવા લાગી.

સાંજે યાત્રાના ભાથા વગેરેની તૈયારી કરતી વખતે નાનીને એકાએક ક્રોધ ભરાઇ આવ્યો. એણે અમરને કહ્યું : 'તમારા મનમાં શું ધાર્યું છે ?'

'યાત્રા કરી આવવા સિવાય બીજું કશું નહિં.'

'પણ તમે મને ન ગમતું હોય એવું કાર્ય કરવાની મને ફરજ શીદ પાડો છો ?'

'મેં તમને ફરજ પાડી નથી...'

'...તમારૂં ને મારૂં પાપ મારૂં મોં સીવીને બેઠું છે; એ મારી અસહાય દશાનો તમે લાભ ઉઠાવવા માગો છો ?'

'ભાભી ! તમારો એ વહેમ છે. મેં કબૂલ કર્યું છે કે એક વખત હું ભાન ભૂલ્યો ને મારાથી ન થવું જોઇએ એવું કામ થઈ ગયું. પણ મને મારી એ ભૂલ માટે પારાવાર પસ્તાવો થાય છે. એ પાપના પ્રાયશ્ચિત માટે જ મેં યજ્ઞ કર્યો અને એ પાપ ધોવા માટે હું યાત્રાએ જાઉં છું. તમારે ન આવવું હોય

તો હજુ મારો આગ્રહ નથી. પહેલાં તમને મગન પાસે મૂકી આવીને પછી હું એકલો જઇશ...'

નાની વિચારમાં ડૂબી ગઇ. 'પાછી જ જાઉં? પણ મગનને શું બહાનું બતાવીશ? બાબાનું બહાનું તો એણે ઉડાવી જ દીધું છે. હવે કયું બહાનું શોધી કાઢવું?'

નાનીને મૌન જોઇ અમરે પૂછ્યું 'કેમ બોલ્યાં નહિં? ભાભી! તમારા મનને રજમાત્રે શંકા રહેતી હોય તો કહી નાખો...બાકી મારો એવો વિચાર તો ખરો કે એક વખત આપણે બન્નેએ ભૂલ કરી છે તો પ્રાયશ્ચિત પણ સાથે મળીને જ કરી નાખીએ તો ઠીક...પછી ફરીથી કદી એવી ભૂલ પણ નહિં થાય અને તમારા મનમાં મારે સારૂ વહેમ પણ ઊભો નહિ થાય!'

સહસા એનાથી સ્મિત થઇ ગયું. નાનીને એના શબ્દોમાં એથી વિશ્વાસ બેઠો.

છતાં આખી રાત એને ઊંઘ ન આવી. 'હે ભગવાન! હવે તો તું જ એકલો મારો આધાર છે.' વારંવાર નાની એ જ પ્રાર્થના કરતી હતી.

બીજી સવારે તો એ અમરની સાથે યાત્રાએ જવા માટે ગાડીમાં બેસી ગઇ હતી.

[૬]

ગોમતીજીમાં સ્નાન કર્યું અને ડાકોરના રણછોડરાયની યાત્રા પુરી કરી, અમરે ચાણોદ જવા સ્ટેશનનો રસ્તો લીધો, ત્યારે નાનીના મનમાંની રહી સહી શંકા પણ ખરાબ સ્વપ્નની માફક ઉડી ગઇ હતી: અમરના વર્તનમાં એને કોઇ પણ જાતની મલીન ભાવના અત્યાર સુધી દેખાઇ નહોતી.

'હે ભગવાન, તું જ મારી લાજ રાખજે!'

ચાણોદ જતાં ગાડીમાં નાની એ જ રટન કરી રહી હતી.

નર્મદા કિનારાનાં તિર્થોની યાત્રા કરતા સુધીમાં અમરનો પુરેપુરો વિશ્વાસ નાનીને બેસી ગયો. એટલે નાસિક જતી વખતે તેના મનમાંથી ભય ટળી ગયો હતો.

રસ્તામાં બે એક દિવસ એમણે મુંબઈમાં ગાળ્યા અને ત્યાંનાં દેવસ્થાનોનાં દર્શન કરી સાગર સ્નાન કર્યું. નાનીના મનની શાંતિ હવે સંપૂર્ણ બની ગઈ હતી.

મુંબાઈથી અમરે મગન ઉપર કુશળપત્ર પણ લખ્યો.

ત્યાર પછી અમર નાનીને લઈને દક્ષિણનાં મુખ્ય તિર્થધામ જવા માટે બોરીબંદરથી ગાડીમાં બેઠો.

ગાડી એક દિવસ ને એક રાત દોડતી જ રહી, બીજે દિવસ પણ ગાડી દોડતી હતી.

'હજી નાસિક કેમ ન આવ્યું ?' નાનીએ પૂછયું.

'હવે આવશે.' અમરે ટાઢી શાંતિથી કહ્યું.

'નાસિક મુંબાઈથી આટલું બધું દૂર હશે ?'

'હાસ્તો......'

'સ્મૃતિ બહેન તો કહેતાં હતાં કે નાસિક મુંબાઈની પાસે જ છે.'

'એમને બરાબર ખબર નહિં હોય!'

'સ્મૃતિ બહેનને ખબર ન હોય એ બને જ નહિં' નાનીનું દિલ એને કહેતું હતું. 'આ માણસ ફસાવતો તો નહિં હોય? ...હે ભગવાન! અનાથના નાથ...' નાનીના દિલમાં ભયનો કંઈક સંચાર થયો. 'મગનને યે આ શું સુઝયું?—એને બાપડાને આ માનવીનાં કરતુકોની ખબર નહિં—મારા મોઢે પણ બાર મણનું તાળું દેવાઈ ગયું છે...હે ભગવાન...મને કયાંક ફસાવી ન મારે...મારી મોંઘી, મણિયો શું કરતાં હશે? એમનાં મોઢાં કયારે જોવા પામીશ? અને મારો બબલો! કમળાને એ પજવતો હશે? ભગવાન! તું મારી લાજ રાખજે ને મારાંઓનો હંમખેમ

મો મેળો કરાવજે નાથ!'

ખડ્-ખડ્ ખડાક્! ખટ્-ખટ્-ખટાક્! ના તાલબદ્ધ સ્વર કાઢતી ગાડી નાસિકને બાજુ પર રહેવા દઇને દોડી રહી હતી. 'હે ભગવાન! હે અનાથના નાથ!' નાનીના હૈયામાં એનું તાલબદ્ધ રટણ ચાલી રહ્યું હતું.

છેક સંધ્યા ટાણે ગાડી ઊભી રહી અને અમરે નાનીને કહ્યું:

'અહિં ઉતરવાનું છે."

'નાસિક આવી ગયું?'

અમરે આસપાસ જોયું. જો કોઇ નાનીની વાત સમજી જાય તો એને સપડાઇ જવાનો વખત આવે. પણ મોટા ભાગના ઉતારૂઓ દક્ષિણી અને બીજા મદ્રાસી જેવા હતા એટલે એને નિરાંત વળી. ઝટપટ એણે સામાન ઉતારી લીધો.

અમરે એને જ્યાં ઉતારી તે નાસિક નહોતું પણ કોઇક ભળતું જ ગામ હતું. ત્યાંના લોકોની ભાષા તેનાથી સમજી શકાતી નહોતી અને એની ભાષા એ લોકો સમજી શકતા નહોતા. અમરે ખરેખર એને ફસાવી હતી, એ વાતની નાનીને થોડા જ વખતમાં ખબર પડી ગઇ.

અમરના વર્તનમાં પણ તે પછી એકાએક પલટો થઇ ગયો.

અજાણ્યા મુલકમાં, અજાણ્યા માનવીઓ વચ્ચે, અજાણ્યા ગામમાં નિરાધાર નાની સપડાઇ ગઇ. અમર એના શિયળનો લુટારો બની ગયો.

'નીચ, પાજી, હરામખોર...' નાનીએ સ્વરક્ષણ માટે મથવા માંડ્યું.

'બધું તારેજ ખાતર મારે કરવું પડ્યું છે...'

'તને શરમ નથી આવતી?' નાની તરફડીઆં મારતી હતી—પાણીની બહાર ખેંચી કાઢેલી માછલીની માફક.

અમરે એને ધમકી આપી. 'અહિં તારૂં કોઇ નથી. તારાં બધાં ફાંફાં નકામાં છે. તું ઘેર રહીને મારે તાબે થઇ હોત તો મારે આટલું નાટક ભજવવું પડયું નહોત...'

'તું રૌ રૌ નર્કમાં પડીશ.'

'મુઆ પછી મારૂં ગમે તે થાઓ એની મને પરવા નથી.'

અમર રાક્ષસ બન્યો હતો. એને નાનીની ધમકી કે કાલાવાલા અસર કરી શકયાં નહિં.

લુંટાયલી, હરાયલી નાની હૈયાફાટ રૂદન કરતી હતી. 'વહાલો થઇને વેરવી બન્યો છે, મને મારાં બાળકોથી વિખુટી પાડી છે; એ હું તો અનાથ ને નિરાધાર છું તે સહન કરી લઇશ, પણ ભગવાન નહિં સાંખે...'

'ભલે ન સાંખે તો મારા ખેતરમાં એના ઘોડા ફેરવી નાખતો!' અને તે બિહામણું લાગે એવું હસ્યો!

આટલો અધમ તે શી રીતે બની શકયો એ બીજી કોઇ વખતે વિચારવા બેઠો હોત તો અમર જાતે પણ સમજી શકયો ન હોત.

નાનીના રોમે રોમમાં વીંછીઓના દંશની વેદના સળગી રહી હતી. છતાં આ માણસ આવો રાક્ષસ શી રીતે બની ગયો એ વાત તેનાથી પણ સમજી શકાતી નહોતી!

અમરે મુંબઇથી જે કાગળ મગનને લખ્યો હતો તે મગને વાંચ્યો ત્યારે એની ઉપર તો વીજળીજ તૂટી પડી.

એણે લખ્યું હતું.

**'ભાઇ મગન,**

આ કાગળ વાંચીને તને પારાવાર દુઃખ થશે. આ લખતી વખતે મારા દિલમાં કેવી આગ સળગી રહી છે તેની મને જ ખબર છે કે ભગવાન જાણે છે.

જો આવું જાણતો હોત તો જાત્રાએ આવવાનો મેં વિચાર

સરખોયે માંડી વાળ્યો હોત ! આ તો ધર્મ કરતાં ધાડ પાડવા જેવું થયું. જે તને લખી જણાવતાં પણ મારો જીવ ચાલતો નથી.

વાત એમ બની કે અમે ચાણોદ આવ્યાં ત્યાંસુધી ભાભી ગરીબ ગાય જેવાં લાગતાં હતાં. મને શું ખબર કે એમના પગ આમ પાતાળમાં હશે. હું બહાર કંઈક ખરીદવા ગયો હતો ત્યાંથી ઉતારે આવ્યો ત્યારે એમને ન જોયાં, પહેલાં તો માન્યું કે આટલામાં ક્યાંક હશે. પણ સ્હાંઝ સુધી એ આવ્યાં નહિં તે હું શોધી શોધીને થાક્યો. માનતાં મારો જીવ પણ ચાલતો નહોતો પણ પછી ખાત્રી થઈ કે એ કોઈની સાથે નાશી ગયાં હતાં.

મારી એ વખતે કેવી સ્થિતિ થઈ હશે એનો તું જ ખ્યાલ કરજે. હું કયે મોંઢે ઘેર પાછો આવું ? આવીને તને શું જવાબ આપુ ? એટલે જાત્રા જાત્રાને ઠેકાણે રહી અને હું એમની શોધમાં મુંબાઈ આવ્યો છું. આવડા મોટા શહેરમાં શી રીતે પત્તો લાગશે એ મારાથી સમજાતું નથી. પણ મારી જવાબદારી એમની શોધ કરવાની છે.

તું કોઈને આ વાત કહીશ નહિં. કમળાને કે મણિયાને પણ નહિં. કદાચ છે ને એમનો પત્તો મળે તો ઠીક, બાકી તો એ આપણા સહુનાં મોં કાળાં કરી ગયાં છે.

શુભેચ્છક
'અમરના આશિષ'

'બા' નાશી જાય એ માનવાનું મગનનું મન ના પાડતું હતું. ત્યારે અમરકાકાનો કાગળ બનાવટી હોય કે એમણે કોઈ જાતનો દગો કર્યો હોય, તે પણ અમરની કલ્પનામાં ઉતરી શકતું નહોતું.

'આ શું થઈ ગયું ?' મગનના મનમાં એનો એ જ પ્રશ્ન વળી વળીને ઉઠતો ને શમી જતો. પછી તો એ પ્રશ્નના હથોડા

એના માથામાં ડોકાવા લાગ્યા.

'આ વાત બહાર પણ કેમ પડાય?...ત્યારે હવે શું કરી શકાય?' એકે પ્રશ્નનો જવાબ એનું મન કે બુદ્ધિ આપી શકતાં નહોતાં. તેમ તેમ એ બેબાકળો બની જતો હતો.

અમરે મુંબાઇનું શિરનામું જણાવ્યું નહોતું, એટલે એ શોધવા પણ ક્યાં જાય?

'હવે કયો માર્ગ લેવો?–થોડાક દિવસ રાહ જોવી. અમરકાકાને બિચારા જીવને કેટલું બધું લાગી આવ્યું છે? કેમ ન લાગે. એમના નામને ય બટ્ટો જ લાગે ને? મારે પણ બહાર મો કાઢીને બોલવા જેવું નહિં રહે...બાપાજીને યં ઘયડે ઘરડપણ લગ્ન કરવાનું ક્યાંથી સૂઝયું?'

વિચારોના આવા પંખી એના મગજના માળામાંથી ઊડી ઊડીને એને અકળાવી રહ્યાં હતાં. કોઇ ઉપાય એને સૂઝતો નહોતો, તેમ કોઇ વાતે એને ચેન પણ પડતું નહોતું. એટલે છેવટે થોડાક દિવસ કોઇને કંઇ જ કહેવું નહિં એવો નિશ્ચય એણે મન સાથે કર્યો અને અમરકાકા જરૂર પત્તો મેળવીને જ આવશે એવા આશ્વાસનથી એણે મનને પટાવી લીધું!

અમરકાકા ત્યારે નાનીના હાલહવાલ કરી રહ્યા હતા. નાની કરગરતી, કાલાવાલા કરતી, ખોળા પાથરતી ત્યારે રાક્ષસી હાસ્ય કરતાં તે કહેતોઃ 'મારે આ બધું તારી જ ખાતર કરવું પડયું છે! હું કેવો ભલો ને સીધો સાદો માણસ હતો. તેં જ મને આવા કાવાદાવા તરફ વાળી દીધો છે! તારૂં અપૂર્વ સૌન્દર્ય, ફાટફાટ થતું યૌવન કોને ન લોભાવે?—તેં બિચારા બેંગાર ભાઇને હેરાન કર્યા ને મને પણ હેરાન કર્યો.!'

નાની માથું ફોડતી ને 'મારાં ન બાપાં છોકરાંને ન માયાં બનાવી દેતાં ય તારૂં કઠોર-કાળજું કપાતું નથી.' એવું આક્રંદ કરતી, ત્યારે નફ્ફટ બનીને એ હસતાં હસતાં કહેતો 'તું બધું

ભૂલી જા હું તને બીજા છૈયાં આપીશ...'

આમને આમ દિવસો પર દિવસો જવા લાગ્યા.

અમરનો કાગળ મળ્યો ને આઠ દિવસ થયા, દસ, પંદર, વીસ, પચીસ દિવસ થયા, છતાં બીજો કાગળ ન મળ્યો, એટલે હતાશ બનેલા મગને ખાનગીમાં કમળાને વાત કરી.

એ વાત સાંભળતાં જ કમળા રડી પડી 'અરેરે, એમને આ તે શું સૂઝ્યું!' ઘડી ઘડી એજ શબ્દો એ બોલતી.

એથી તો મગનને જરાયે આશ્વાસન મળ્યું નહિં. એટલે તે પ્રદ્યુમ્નભાઇની સલાહ લેવા ગામ દોડ્યો.

'નાની બહેન કોઇની સાથે નાશી જાય એ વાતજ માનવા જેવી નથી' પ્રદ્યુમ્ને મગનની વાતને જ માનવાની ના પાડી. એને મગને અમરનો કાગળ બતાવ્યો, ત્યારે આદીથી અંત સુધી વાંચીને એમણે કહ્યું 'મગન અમરભાઇનું તો કંઇ કાવતરૂં નહિં હોય?'

'ના રે ના એ! તો બિચારા બહુ જ ભલા માણસ છે. બાપાના જીવતાં તેમજ એમના મરણ પછી એમણે અમારી કેટલી બધી કાળજી રાખી છે?'

છતાં મગનની દલીલ પ્રદ્યુમ્નને ગળે ન ઉતરી 'કોણ જાણે કેમ પણ મારો અંતરાત્મા એ વાત જ માનવાની ના પાડે છે.'

'પણ આ સ્થિતિમાં મારે હવે કરવું શું?'

મગનને શું સલાહ આપવી એ પ્રશ્ન પ્રદ્યુમ્નભાઇ માટે પણ કસોટી થઇ પડયો. બહુ વિચારને અંતે એમણે કહ્યું:

'મગન, મારૂં માને તો અત્યારે કશું જ ન કરવું. જો અમરભાઇ લખે છે એમ ખરેખર બન્યું હોય તો પણ એ શોધ કરી રહ્યા છે એટલાથી સંતોષ માનવો. અને જો આમાં કંઇક દગો રમાયો હોય તો પણ અમરભાઇ આવે ત્યાં સુધી ગુપચુપ બેસી રહેવું"

પણ મગનને એ સલાહથી સંતોષ ન થયો. આવી વાત

વધુ વખત છૂપાવી રાખવાથી સમાજમાં તે વિશેષ કલંકિત બનશે એમ માનીને એણે ન્યાતનાં એક બે વૃદ્ધ પુરૂષોને આ વાત કહી.

[૮]

ન્યાતનેતાઓને આ પ્રકારની વાતો ફેલાવવાનો લ્હાવો અતિશય આનંદદાયક થઇ પડે છે. એટલે ઉનાળાના મધ્યાન્હે સુકા ઘાસની ગંજીમાં પડેલો અગ્નિનો એકાદ તણખો જેટલા વેગે આગ ભભૂકાવે, તેથી પણ અધિક વેગે નાની વાળી વાત ગામમાં ફેલાઇ ગઇ.

અને ચારે તરફ પ્રચંડ ઉલ્કાપાત મચ્યો.

જેટલું દુઃખ એ વાત સાંભળીને પ્રદ્યુમ્નને થયું હતું તેથી અધિક દુઃખ સ્મૃતિ બહેનને થયું. બાકીનાં સહુને નાનીને લક્ષ્ય બનાવીને વચનનાં બાણ ચલાવવાની ખૂબ મઝા પડી-

'અલિ જાણ્યું ને પેલીએ જાત્રાને નામે માત્રા કરી તે ? એ તો શીંગમાંથીજ સળેલી હતી. પયણ્યા પહેલાં પિયરમાંજ એ તો કો'ક ઠાકરડા સાથે હળી હતી!—ના, ના, મા! મને તો પેલા રોયા અમરીઆનોજ વાંક લાગે છે, એણે એને ફસાવી હોય તો; બાકી આમ તો એ વાઘણ જેવી હતી!—અમર સારો માણસ છે, એણે તો ખેંગારના ઘરની આબરૂ સાચવવા આટ આટલા દહાડા કેટકેટલી મહેનત કરી છે!—વહુ! આ પણ એક પ્રકારની મહેનતજ છે ને!—ભાગીરથી કાકી! બળ્યું આવું તે શું બોલતાં હશો!'

ભાગીરથીએ એ વખતે જુની વાત સંભારી:

'યાદ છે ને પેલા કીકા સોનીની વસુડીને એના ઘરમાં રહેતો એનો કો'ક સગો લઇને નાશી ગયો ત્યારે અહિં જ બેસીને એ નાનુડીએ શું કહ્યું હતું તે—'

'શું કહ્યું'તું 'લી, એણે?'

'નરબદા ભાભુ, તમને તો ગઇ કાલે દાળ ખાધી'તી કે કઢી એટલું યે યાદ નથી રહેતું. તે દા'ડે નાનીએ કહ્યું'તું કે 'એ વસુડીને આઠ આનાનું અફીણ કે ગામનો કુવો હવાડો યે ના મળ્યો. કાંઇ નહિ તો એક હાથ દોરડું ને ઘરનું જૂનું દોરિયું તો મળે ને!'

'હા, હા, 'લી હવે યાદ આવ્યું!' નરબદાએ ઝીણી આંખે આમતેમ જોઇને કહ્યું. 'પણ અલિ ભાગીરથી, તું કેમ ભૂલે છે? એ વસુડી તો બાળ વિધવા હતી અને આ તો થયડા વરની જવાન બાયડી! એને અફીણ શીદ ઘોળવું પડે કે કુવો હવાડો પુરવા પડે? એને તો ચૂડામાં મૂડો......'

'અને જાત્રામાં જૂનું દોયડું ને દોરીયું કયાંથી જડે!' કોઇકે હસીને ટીખળ કર્યું.

'અરે જાત્રા શેની બૈન, જાણો છોને આજકાલની જવાન વિધવાઓ ને કુંવારી હેડંબાઓ જાત્રા કયારે કરે છે?' નરબદાએ આંખના ઉલાળા સાથે પૂછ્યું. એનું આખેડ મોં એ વખતે એવું તો બદસુરત લાગ્યું કે ન પૂછો વાત. પણ ત્યારે સહુને પારકી નિંદામાં એવો રસ પડયો હતો કે, કોઇએ એના મોંઢાની વિકૃતિ જોઇ નહિં ને સહુ હસી ઉઠયાં.

'પણ નરબદા ભાભુ! મેં તો એને એજ વખતે ભાગી ખાવા આપ્યું'તું! કેમ ખરૂં કે નહિં અલિ રસિકાની વહુ!—મેં એને કહ્યું'તું કે, 'નાની ભાભુ, એમ મરવાં સહેલાં નથી, બહુ જ દોયલાં છે અને એમ માગ્યાં મોત પણ કોઇને મળતાં નથી તો!' ત્યારે એણે ફરીથી પણ મરવાની વાત કરી'તી, ત્યારે આજે કેમ એ મરી પડી નહિ!......'

'બિચારા ખેંગારભાઇનું નામ બોળ્યું!'

'—અને મગનીયાનું ને મણિયાનું! હવે એની મોવલીને કોઇ પયણશે પણ નહિ!'

ન્યાતની ને ગામની બેજવાબદાર જીભો આમ વિના સંયમે અને બીન સંકોચે ફાવે તેમ બબડી રહી હતી. જીભને હાડકું નથી પણ એ જીભ વડે બોલાતા આવા બેજવાબદાર શબ્દોનો માર અનેક માનવીઓનાં હાડકાં ભાગી નાખે છે! એની એ ટીકાખોરીમાં રસ લેનારાંઓને ખબર નહોતી.

મગને નાનીના પિયરમાં પણ બીડેલો કાગળ લખીને વાત ટૂંકામાં જણાવી, ત્યારથી એમને ત્યાં યે લોહીનાં આંધણ મૂકાયાં હતાં.

પસ્તાવા જેવાં કામ કરતી વખતે જેઓ વિચાર કરવા થોભતાં નથી, એવાં માનવીઓ પોતે કરેલા કર્મનાં આવવાં જોઈતાં ફળ જોઈને હાય અફસોસ કરે છે, પરંતુ ન કરવાનાં કામ ફરીથી બને નહિં એની કાળજી રાખતાં નથી; ત્યાં સુધી સમાજમાં આવી ઘટનાઓ બનતી અટકવાની નથી જ.

નાની નાશી ગઈ એ સહુકોઈ એક વિપલ વિચાર કરવા થોભ્યા વિના જ માની લેતાં, તેની સાથે સાથે જ એ શિયળ-ભ્રષ્ટા નારી જ હતીઃ એનું હેવાતન નંદવાઈ ગયું ત્યાર પહેલાં એની નીતિ નંદવાઈ ચૂકી હતી એવું પ્રતિપાદન કરતાં હતાં!

અને ત્યારે અમરને હાથે ફસેલી નાની છૂટવા માટે વાઘની બોડ્યમાંના હરણીઆ જેવાં તરફડીઆં મારતી હતી. સવત્સા ગાયને વાછરડાંથી વિખુટી પાડતાં એની જે કરુણ દશા થાય છે એવી દશા નાનીની હતી.

'તેં મને ફસાવીને મારાં બાળકોથી વિખૂટી પાડી છે, ભગવાન તને પણ એવો વિખૂટો પાડજો...' થાકી હારીને એ બિચારી અસહાય નારીના એકના એક સાધન સમા, શાપ અમર પર વર્ષાવતી.

પણ અમર સામે હસતો—ક્રૂર અને નફટાઈ ભર્યું હાસ્ય!

પુરૂષના હૈયે જ્યારે નારીની ભૂખ જાગે છે ત્યારે તે નર મટી

નરાધમ બને છે: અને એમાં એ ગૌરવ લે છે. તે વખતે એને કોઇ પ્રકારના વિવેકાવિવેકનું, ન્યાયનું કે નીતિ મર્યાદાનું સાન-ભાન રહેતું નથી. અમર ત્યારે એ સ્થિતિએ પહોંચી ગયો હતો!

હવા પર સ્વાર થઇને નાની વાળી વાત સ્વામીજીના કાને અથડાઇ ગઇ હતી. એવામાંજ એક દિવસ પ્રદ્યુમ્ન દર્શને ગયો એટલે નિત્યાનંદજી પાસે કોઇકે જાણી જોઇને વાત છેડી.

ગામની કોઇ કોઇ આંખ પ્રદ્યુમ્નને નાનીના રૂપના વિહારી તરીકે છાની રીતે જોતી હતી. એવી જ આંખ વાળા કોઇકે વખત જોઈને એ વાત કાઢી.

'ભાઈ, એવી વાતમાં ખુશી થવા જૈસા કાંઇ છે નથી. ઉસમેં સે તો આપકો સુધારનેકી શિખામણ માનવીને મળે છે. ઉસમેં એ બાઇકા કુછ વાંક નથી...'

'કેમ બાપજી! બાઇ પોતાનો પતિ ધર્મ ચૂકી કહેવાય કે નહિ?'

'અરે ભા–ઈ!' બોલનાર સામે હસીને સ્વામીજીએ કહ્યું. 'એને બદલે એસો પ્રશ્ન કરો કે, ઉસકા પતિ જો થાને–કયા ઉસકા નામ...?'

'ખેંગાર, બાપજી!'

'હાં હાં ખેંગાર એ તો આપણા પતિ તરિકેના ધર્મ પહિલાહી ચૂક ગયા થા. ઉસકા જ આ તો ફળ છે, તુમ લોક વો બાત કયોં સમજતે નહિં?'

'સ્વામીજી, એવી સીધી વાત સમાજ જે દિવસે સમજતો થશે, ત્યારે તો વિકૃત લગ્નને નામે થતા આઘાતના આવા પ્રત્યાઘાતો જોવા નહિં જડે. પણ હજુ મારૂં મન તો એમ જ કહે છે કે એ બાઇને ફસાવવામાં આવી છે...'

'કોઇક એનો સગોજ છે ને પ્રદ્યુમ્નભાઇ!'

'હા. સ્વામીજીએ તો એને જોઇનેજ ચેતવણી આપી હતી...'

'મેં તો આજ ભી એજ કહેતા હું કે ભાઇ, ધન ઓર રૂપવંતી સ્રીકા યૌવન કે સામને દેવ પુરૂષ ભી ફસ જાતા હય! પણ તમે લોકો એ વિચારતા નથી, અને બધાજ વાંક ગુન્હાના ટોપલા બિચારી અસહાય નારીની ઉપર ઢોળો છો! જે નારી ઓનાં જીવનમાં સમાજ સ્વહસ્તે આગ ચાંપે એવી જીવનની દાઝેલીને કોઇ ફસાવે ત્યારે પણ સમાજ એ નિર્દોષ, અસહાય અબળા પર દોષ મૂકે છે. જો કોઇનો પણ દોષ હોય તો સંજોગનો જ છે. એ અબળા તો બિચારી સંજોગનો શિકાર જ બનેલી હોય છે. એ બિચારીને પુરૂષો પહેલાં લાગણીથી અંધ બનાવીને ફસાવે છે. એટલે તમારે તો નાની બહેન જેવાંની ઘટના પરથી, ભવિષ્યમાં એના જેવા સંજોગમાં બીજી કોઇ નિર્દોષ નારી ન ફસાય એ જોવું જોઇએ. એને બદલે અહિં તો લોકો નર્યાં નારીનિંદક બનીને સંતોષ માને છે! આ પ્રશ્ન અતિ જટિલ છે; એને ઉકેલવા માટે સમાજે કઠોર સાધના કરવી પડશે.'

પરંતુ સ્વામીજીની એ વાત ઘણાઓને ગળે ઉતરી નહિં.

'અંગરેજી ભણેલા છે ને!' એક બે જણા અંદર અંદર એવું કહીને મનને મનાવતા હતા!

[૯]

કસાઇને ય કોઇક વખત પોતાનો વ્યવસાય તિરસ્કરણીય લાગે છે. અમર બબ્બે મહિનાથી નાનીને હેરાન કરી રહ્યો હતો, પરંતુ હવે એને પણ પોતાના એ કાર્યનો કંટાળો આવી ગયો હતો.

પાસે હતા તે પૈસા ધીરેધીરે પુરા થવા આવ્યા હતા. 'કો'ક દિવસ પણ ફસાઇ જવાય–પોલિસને કાને જરા જેટલી વાત ગઇ તો બસ્સ!' એ ભય પણ હવે એને ડરાવતો હતો.

એના મોહનો નશો ઉતરવા લાગ્યો હતો. 'મેં આ શું

કર્યું ? નાનીને આ રીતે ફસાવી તે ઠીક ન થયું. એક વખત મારી ભૂલ એ ગળી ગઇ હતી, તેમ ધીરે ધીરે એ મારા પ્રેમનો સ્વીકાર કરત અને ગુપ્તતાની ચાદર નીચે બધું ઠીકઠાક ચાલ્યા કરત. હવે તો એને લઇને જવામાં પણ જોખમ છે. થોડા દહાડા લોકો એની વાત ન માને છતાં પેલો-પ્રદ્યુમ્ન ને પેલો સ્વામી ને એ પ્રદ્યુમ્નની બાયડી બધાં જરૂર આનો પક્ષ લે, ને હું સપડાઇ જાઉં—એ કરતાં તો હવે જે ભૂલ થઇ એને જ પકડી રાખવી, અને આ લફરાને એના નશીબ પર છોડીને છટકી જવું.' એવા વિચારો થોડા દિવસથી એ કરી રહ્યો હતો.

નાનીના કાલાવાલા હજુ ચાલુ જ હતા. વચ્ચે એક વખત એણે બૂમાબૂમ કરી અમરને ફસાવવાનો વિચાર કર્યો હતો, પણ એ વિચારને તેણે મનમાંજ દાટી દીધો. કેમકે જ્યાં હશે ત્યાં પુરૂષ સ્ત્રીનો શિકારી બનીને આવવાનો. ઉદ્ધારકના સ્વાંગમાં નારી પાસે આવતો નર પણ નિર્મળ કે નિર્દોષ નથી હોતો. હું બૂમરાણ કરૂં ને પોલિસ આવે, એથી અમર પકડાશે, એને સજા પણ થાય, પરંતુ મારી શી દશા? પતિત નારીની પોલિસની રક્ષા નીચે પણ કોણ રક્ષા કરશે? સર્જનકાળથી જ પુરૂષોની વચ્ચે દુનિયાની તમામ નારીઓ અરક્ષણિયાજ રહી છે. પોતાની માલિકીની વસ્તુ બનાવ્યા સિવાય કોઇ પણ પુરૂષ કોઇપણ સ્ત્રીનું રક્ષણ કરતો નથી.' એ વિચારોથી નાની કંપી જતી એટલે એણે અમરને જ કાલાવાલા કરીને છૂટવાના પ્રયત્ન ચાલુ રાખ્યા હતા.

એકાએક એક દિવસ અમરે કહ્યું 'તારે તારાં બાળકોને મળવું છે?'

'હા'

'તો મારી એક શરત પાળવી પડશે.'

'એક ને બદલે એક હજાર...'

'હું તને ગાડીમાં બેસાડું અને મગન પાસે લઈ જાઉં, પણ રસ્તામાં કોઇની આગળ એક અક્ષર સુદ્ધાં બોલવાનો નહિં. છે કબૂલ?

'એકવાર નહિં પણ એક હજારવાર.'

'તું પક્કી છે એ હું બ–રા–બ–ર જાણું છું. કદાચ તારી એવી ગણતરી હોય કે એકવાર બહાર તો નીકળવા દે પછી બૂમરાણ કરી મૂકીશ પણ એની સામે મારી પુરતી તૈયારી છે. અહિં મારી શક્તિ તેં જોઇ લીધી છે. બોલ,'

'તમે જે કહો તે મારે કબૂલ છે.'

'જો તારે મારી સાથે ખુશીથી રહેવું હશે તો હું તારી સાથે ઘર માંડીશ પણ મારી વફાદાર ઘરવાળી થઇને રહેવું જોઇશે.'

'હવે તમે બાકી શું રાખ્યું છે?'

'પણ ખુલ્લી રીતે હું તને રાખું તો ન્યાત જાતમાં ગામમાંને સમાજમાં મારૂં વગોવણું થાય...'

'તો એ વગોવણાનો ભાર મને એકલીને ઉપાડવા દેજો.'

અમરે નાનીને આ રીતે કેટલીએ વખત કસી જોઇ અને એક દિવસ એને લઇને તે સ્ટેશને આવ્યો.

નાનીને મિથ્યા બૂમરાણમાં કંઇ લાભ જણાયો નહોતો. 'એક રાક્ષસના હાથમાંથી છટકવા જતાં અનેક દાનવોના હાથમાં ફસાવું પડશે' એ ભયથી, આ અજાણ્યા પ્રદેશમાંથી એક વખત ગુજરાત ભેગાં થવા માટે એણે નિરધાર કર્યો હતો.

છતાં અમરને હવે નાનીનો ડર લાગતો હતો.

તેઓ છેવટે મુંબાઇ સુધી આવી પહોંચ્યાં અને બે એક દિવસ પછી અમર અમદાવાદ સુધીની ટીકીટ લઇ આવ્યો. નાનીને તે બતાવીને કહ્યું: 'જોજે દેશમાં જઇને જે કંઇ બન્યું છે તે મનમાંજ ભારી રાખવાનું છે. કહે જે કે ચાણોદમાં હું

ભૂલી પડી અને નર્મદા કિનારે ફર્યાંજ કરી. અને અમરભાઇ શોધતા શોધતા આવ્યા એટલે પાછાં આવ્યાં!'

'ભલે એમ કહીશ'

નાની એવા ટૂંકા જવાબ આપતી. પરંતુ એ જવાબ સાચા નહોતા. ઘેર પહોંચવા પહેલાંજ શું કરવું એનો વિચાર તેણે કરી જ રાખ્યો હતો.

અમર આમ સમજાવી સમજાવીને કામ લેતો હતો પણ એણે પોતાના મનમાં જુદીજ બાજી ગોઠવી રાખી હતી.

એ બાજી એણે સેન્ટ્રલના સ્ટેશન પરજ અજમાવી. નાનીને બધાં સ્ટેશને ઊભી રહેનારી ગાડીમાં બેસાડીને 'હું હમણાંજ આવું છું', કહી એ ગુજરાત મેઇલમાં અમદાવાદ તરફ ઉપડી ગયો!

[૧૦]

'બાનો પત્તો કયાં ય ન મળ્યો. અમરકાકા?'

'ન મળ્યો મગન!'

'કાકા, આપણું તો નાક જ કપાઇ ગયું...' મગનની આંખમાં પાણી આવી ગયાં.

'મગન, આમ કર્યે શું વળે? મને કાંઇ ઓછું લાગતું નથી. લોક મોઢે કંઇ ગરણું મૂકી શકાતું નથી. લોકો તો મારી યે બદનામી જ કરશે. પણ મને વીતી છે એ તો એક મારો જીવ કે બીજો અંતર્યામી ભગવાન જાણે છે. ચાણોદથી જે રઝળપાટ શરૂ થયો છે ભાઇ!...નરબદાજીનાં ને રેવાનાં કોતરે કોતર ખોળ્યાં: ભરૂચ, સુરત ને મુંબાઇની શેરીએ શેરીઓ શોધી વળ્યો: છેક નાસિકથી પંઢરપુર સુધી રખડયો! અજાણ્યો મુલક, અજાણ્યાં માનવી, અજાણી ભાષા, સારૂં કરતાં ખોટું થવાનો સંભવ! જો પોલિસ ફસાવવા ધારે તો એ જ મારી ઉપર આરોપ ઢોળી પાડે તો? આજકાલ લોકો બૈરાં વેચવાનો

વેપાર બહુ કરે છે......'

'ખરું છે, કાકા...' મગન ગંભીર ભાવે માથું હલાવી રહ્યો હતો.

'એમાં પાસે પુરતા પૈસા ન મળે! મગન, એક વખત તો થયું કે લાવ મગનને લખું તે તારથી પૈસા મોકલાવે. પણ પાછો વિચાર થયો કે એની પાસે કયાં ખાણો ભરી છે તે મોકલશે? એ તો નશીબ સંજોગે મુંબાઇમાં જ એક ઓળખાણ-વાળો મળી ગયો તેની પાસેથી પચાસ રૂપીઆ લીધા! બહાર ગામનો મામલો. આવા કામમાં તો પોલિસને ય ચહાપાણી કરાવીયે તો અજાણ્યા પ્રદેશમાં ગજ વાગે!'

ગુજરાત મેઇલમાંથી ઉતરેલા અમરે મગન સાથે આવી વાતો ઠોકવા માંડી હતી. એને ખાત્રી હતી કે નાની સીધેસીધી આવે તો યે ત્રીજા પહોરથી વહેલી આવી શકે તેમ નથી. એટલે એની પહેલાં ભૂમિકા એ તૈયાર કરી રહ્યો હતો.

'કાકા, આ તો બહુ ભૂંડી થઇ...'

'તારા જેટલું મને પણ લાગે છે.' આંખમાં આંસુ આવ્યાં હોય તેમ આંખો લૂછતાં લૂછતાં અમરે કહ્યું. 'મને તો થાય છે કે મને આવે જ વખતે જાત્રાનું કયાંથી સૂઝયું?...'

'કાકા, એમાં તમારો શું દોષ?'

'પણ ભાઇ, આ તો ધર્મ કરવા જતાં ધાડ નડયા જેવું થયું ને?...'

'બા, આમ કરે એવું તો મેં સ્વપ્નેય ધાર્યું' નહોતું!'

'ત્યારે શું હું એવું ધારતો હોઈશ? બાપુ, સ્ત્રીનાં ચરિ-તરને ન સમજી શકાય એવું ઘરડાં માનવીઓ કહે છે તે ખોટું નથી. આ પણ એવી જ...'

'કાકા, મને તો હજુ એવી આશા રહેતી હતી કે, જરૂર અમરકાકા બાને શોધીને જ આવશે. પણ મારી એ આશા યે

આજે વૂઠી પડી !'

'તે મેં ઓછા પ્રયત્નો નથી કર્યા હો...'

'તમારો ફરીથી કાગળ ન આવ્યો ને, નહિ તો હું સીધો ચાલ્યો આવત !'

'મારે તો દીકરા, મારા ! મેં તને ઉલટે પારે જ ચડાવી દેનારો કાગળ લખ્યો હતો.' એમ મનમાં કહીને, અમરે ગંભીર ભાવે કહ્યું: 'મગન, એ તે કંઇ એક ગામ ફરવાનું હતું કે ઠરીને અમુક જ ઠામે રહેવાનું હતું તે તને લખી શકું? મનમાં વિચાર તો ઘણો યે થાય કે, લાવ મગનને બે લીંટીઓ લખી નાખું પણ ક્યાંકના વાવડ આવે ને તુરત મારે બીજે ગામ દોડવું પડે !'

આ બધી લાંબી વાતને અંતે છેવટે અમરે પોતાના ગામ જતી વખતે મગનને કહી નાખ્યું : 'તારી પાસે હાલ સવડ ન હોય તો કંઇ નહિં પછી, પણ મને આ કામ પાછળ રૂપૈયા દોઢસોનું ખર્ચ થયું છે. હું તો માગત નહિં પણ તું જાણે છે ને, કે યજ્ઞમાં ને જાત્રામાં મને બહુ ખર્ચ થયું છે...'

'કાકા, રફતે રફતે તમારા પૈસા આપ્યા વિના ઓછું જ ચાલે તેમ છે !' કહીને મગને મન વળાવ્યું. પણ ત્યારે એના મનમાં આ નવા ખર્ચનો ધ્રાસ્કો પડયો ! 'આ તો ખાતર વાંસે દીવેલ જેવું થયું !'

[૧૧]

ગાડી ઉપડી ત્યાં સુધી અમર આવ્યો નહિં એથી નાની પહેલાં તો ગભરાઇ ગઇ. 'વખત છે ને મને એણે કોઇ અજાણ્યા દેશ તરફ જતી ગાડીમાં બેસાડી દીધી હોય તો?' એવો એને ભય લાગ્યો.

નાનીએ કદી લાંબી મુસાફરી કરી નહોતી. તેમાં આ તો મુંબાઇનો મામલો ! એ ઉપરાંત અમરે એને ફસાવેલી તેથી એ

ડરતી ને ગભરાતી જ રહેતી.

આજુબાજુઓનાં ઉતારૂઓને પૂછી જોતાં, ગાડી બધાં સ્ટેશને ઊભી રહેતી અમદાવાદ જશે એટલી ખાત્રીથી એને નિરાંત થઇ.

એક રીતે અમરના પંજામાંથી છૂટી એ નાનીને આશ્વાસન રૂપ થઇ પડ્યું. માત્ર 'એ મને ફસાવવાની બીજી કોઇ જાળ તો નહિં બિછાવતો હોય!' એટલી શંકાનો દંશ એના હૈયામાં ભયની ટાંકણીઓ ભોંકી રહ્યો હતો.

પાટીઆ પર, એક ખૂણે, સોડીઊં વાળીને તે બેઠી હતી. એની નીચે લોખંડી પાટા ઉપર ગાડીનાં લોખંડી ચક્રો ત્વરિત વેગે દોડી રહ્યાં હતાંઃ એના માથામાં એ કરતાં પણ વધુ તિવ્ર ગતિથી વિચારો દોડાદોડ કરી રહ્યા હતા. છેલ્લા બે મહિનાના બનાવો એમાં સળવળી રહ્યા હતા:

'હવે જીવતી રહીને શું કરૂં?...લોકોમાં થવી જોઇએ એટલી બદનામી તો થઇ ચૂકી જ હશે... પેલી સોનીની છોકરી નાશી ગઇ ત્યારે મેં જ કહ્યું હતું કે એણે આપઘાત કરવો જોઇતો હતો. કાં તો પોતાની રક્ષા માટે સાવધાન રહેવું જોઇતું હતું...છતાં હું એમાંથી એકે કરી ન શકી!...એણે ફસાવી: છે એ જાણ્યા પછી દાંતે જીભ કેમ ન લીધી?'

મરવાનો પ્રશ્ન આવતાં જ મોંઘી ને મણિયો એના કલ્પના પટ પર આવીને ખડાં થઇ ગયાં.

'બા, અમને રઝળતાં મૂકીને તું ચાલી ગઇ? અમને તારે નમાર્યાં કરવાં હતાં તો તારે ખોળે ઉછેર્યાં જ શા માટે?'

દયામણે ચહેરે બેઉ વિનવી રહ્યાં હતાં.

'મા જેવી મા થઇને અમને છોડી જતાં તને જરાયે દયા ન આવી?'

'મેં તમને છોડ્યાં નથી. મારાં બાળુડાં, નારી જાતિના

સનાતન શત્રુએ મને ફસાવીને તમારી પર વેર વાળ્યું છે...'

નાનીના મનમાં આ સંવાદ થઈ રહ્યા હતા. પરંતુ સર્જનકાળથી સ્ત્રીજ ત્યાગ કરતી આવી છે. પરણીને પતિને ઘેર આવતાં એ માવતર અને મહિયરની મીઠી ભૂમિનો ત્યાગ કરે છે—સર્પ કાંચળી ઉતારી દે તેમ.

એજ સ્ત્રી પ્રેમઘેલી બને ત્યારે પોતાનો સભરે ભર્યો માળો વીંખી, નાનકડાં બાળકોને છોડી, પત્ની અને માતાના પુરાણા અને અતૂટ મનાતા સંબંધોને ઘડીના છઠ્ઠા ભાગમાં તોડી, છોડી, પ્રિયતમની પાછળ ચાલી નીકળે છે—માનવીની પાછળ પડછાયો જાય તેમ!

'...તમને મારે મળવું છે. પેટ ભરી ભરીને વહાલ કરવાં છે, પણ એક પુરૂષનો દ્રોહ તમારી ને મારી વચ્ચે આવીને ઊભો છે. અને પુરૂષ જાતિનોજ પક્ષ લેતો સમાજ તમારી ફસાયેલી, લૂટાયેલી, થાકેલી, હારેલી માતા તમને મળે એ સાંખી લેવા તૈયાર નથી.'

'બા, બા,!' હસતો, જમીન પર પેટવરાણીએ ઘસતો કમળાનો બાબો નાનીની સામે આવી રહ્યો હતો. પોતાના કમળદંડશા નાનકડા, કોમળ હાથ લંબાવી એ ફરી બોલ્યો 'બા. બા!'

'...તારી બા, મરી ગઈ! ઓ મારા લાલ! તું એને ભુલી જજે!'

'પણ બા, અમે! અમારાથી તને શે વીસરાશે? જનુનીને એનાં જાયાં કેમ કરીને વીસરી શકે? સરોવર જળમાંથી એક બિંદુને છુટું શી રીતે પાડી શકાશે? બા, બા, અમને ટળવળતાં મૂકીને...' મણિયો ને મોંઘી ડૂસકે ને ડૂસકે રોવા લાગ્યાં.

નાનીથી પણ ડુસકું ભરાઈ ગયું. પણ ગાડીમાં બધાં ઊંઘતાં હતાં એટલે કોઈ સાંભળી શક્યું નહિં.

સફાળી નાનીએ આસપાસ ભયભરી નજરે જોયું. અને

ઝટઝટ આંખો લૂછી નાખી.

'અરેરે, મારાં બાલુડાં !'

અત્યારસુધી બધી ગડમથલ મનમાં જ ચાલી રહી હતી. પણ હવે તો એનાથી મોટે સ્વરે બોલાઈ ગયું.

ગાડી ઊભી રહી. નાનીએ બારીમાંથી ડોકીઉં કરી સામે ફરતા માનવીને પૂછ્યું: 'ભાઇ! કયું સ્ટેશન છે?'

'ઉમરગામ.'

'અમદાવાદ ક્યારે આવશે?'

'કાલે સાંઝે!'

'હમણાં કેટલા વાગ્યા હશે?'

'રાતના ત્રણ કે ચાર!'

નાનીએ નિશ્વાસ મૂક્યો.

આખી રાત ને બીજા દિવસના બપોર સુધી નાનીના મનની આંખો એનાં છોકરાંને જ જોતી હતી: એના મનના કાન છોકરાંની જ કાલુદીઓ સાંભળતા હતા. અને એના મનની જીભ મૌનવાણીમાં બોલી રહી હતી: 'ઓ અભાગિણી માતાનાં અભાગી બાળકો! ચેપી રોગને ભૂલી જાઓ તેમ તમારી જણતીને ભૂલી જજો! જીવનમાં જ્યારે જ્યારે માતાનું સ્મરણ થાય, સંતાનોને મીઠડાં લેતી ને વહાલ કરતી કોઇની મમતાળું માડીને જોઇને તમારે હૈયે માતૃસ્મરણના ને માતૃમિલનના કોડ જાગે ત્યારે નિશ્વાસ મૂકશો ના કે રડશો ના. તમારે મા જ નહોતી, આકાશે નાખ્યા ને ધરતીએ ઝીલ્યા'તા એમ માનીને મન વાળજો...સહુની જનની ધરતી માતાને જ તમારી સાચી જનેતા માનજો...તમારી માએ પોતાને ખોળેથી તમને ખસેડી મૂક્યાં પણ ધરતી મા પોતાને ખોળેથા તમને નહિં ખસેડી મૂકે...ઓ મારાં લાડકવાયાં, તમારી દુર્ભાગી મા તમને મૂકીને નાશી ગઇ, પણ ધરતી માતા તમારો કદી ત્યાગ નહિં કરે.

એ તો અંતકાળે પણ તમને એની છાતી સાથે ચાંપી રાખશે!'

નાનીની આંખો વાટે ત્યારે માતૃભાવ પ્રવાહી રૂપે વહી રહ્યો.

બહાર વડોદરાના સ્ટેશને ચડતા ઉતરતા મુસાફરો વચ્ચે નાની વાતમાંથી મોટી લડાઇ જાગી હતી. એના કોલાહલથી નાનીનું ધ્યાન મનની દુનિયામાંથી જીવતી જાગતી દુનિયા તરફ દોરાયું.

ફરીથી ગાડી દોડવા લાગી. નાનીના મનના પાટા પર વળી વિચારોના ભારખાનાની ગાડી દોડવા લાગી. એની આંખો આગળ એનું બાલપણ ચિતરાઇ રહ્યું. એણે પોતાનો લગ્ન મંડપ જોયો. ખેંગારે એનો હાથ પકડવા થરડો હાથ લાંબો કર્યો. એ માનવીનો હાથ નહોતો ફણીધર નાગ એને ભરખવા લંબાઇ રહ્યો હતો. એણે મા–બાપને શાપ આપ્યા. 'એ મારૂં લગ્ન નહોતું મારા પતનની તૈયારીની જાળ હતી...એ લગ્ને જ મારી આ દશા કરી, એ લગ્ને મને બાળકો આપ્યાં અને એ જ લગ્નના કારસાએ મને એ મારાં પ્યારાં બાલુડાંઓથી વિખુટી પાડી...ઓ મા! આવાં લગ્નની હોળીમાં મને જીવતી સળગાવી મૂકી તે કરતાં તો જન્મકાળે જ મારે ગળે અંગૂઠો દાબી દીધો હોત તો!'

નાનીના મન પરથી કાબુ છૂટી ગયો. એનાથી રડી દેવાયું.

સામે બેઠેલી એક આધેડ બાઇએ પૂછ્યું: 'કેમ બહેન, રડો છો?'

'કંઇ નહિં મા!' એણે આંખો લૂછી નાખી.

'નાને નાનપણે રંડાપો આવ્યો છે બિચારીને!' આધેડ બાઇએ સંભળાય ન સંભળાય તેમ કહ્યું.

નાની જરા સ્વસ્થ થઇ.

'હશે બાઇ, ભગવાનની મરજી......'

ગાડીના ખડખડાટમાં બાકીના શબ્દો ડૂબી ગયા!

[૧૨]

આથમણી દિશાએ જ્યાં પૃથ્વી અને આકાશ હાથમાં હાથ મિલાવીને ઊભાં હતાં, ત્યાં આખા દિવસની કામગિરીથી થાકેલો સૂરજ વિશ્રાંતિ લેવા થંભ્યો હતો.

રસ્તો લગભગ નિર્જન બની ગયો હતો. રસ્તાની બાજુના ખેતરમાં, આંબાના ઝાડ નીચે કુવાના કાંઠા પાસે એક બાઈ ઊભી હતી. હૈયાના કો'ક ખૂણે સંતાઈ રહેલી દુનિયાની છેલ્લી માયાને શોધી શોધીને, હૈયાની પ્રયોગશાળાની પ્રક્રિયાથી આંસુ બનાવી બનાવીને પૃથ્વી પર ઢોળી દેતી હોય એવું કારમું રૂદન એ રડી રહી હતી.

'મારાં બાળકોના મને વીજોગ પડાવનાર આ દુષ્ટ નરાધમ! અમર! તારે રૂવે રૂવે કીડા પડજો ને તું સડી સડીને મરજો!'

વિશ્વના મૌનમાં ભયાનક ડાકલું વાગતું હોય એવો એ શબ્દોનો કુવામાં પડઘો પડયો.

એની એ ક્રિયા રસ્તા પરથી ચાલ્યા આવતા એક વટેમાર્ગુએ જોઈ.

'કોણ હશે એ!' પડછંદ બાંધાના વટેમાર્ગુના દિલમાં ભયની સનસનાટી બોલી ગઈ. 'ભૂત હશે કે શું?'

એ ઉતાવળે પગલે ચાલવા લાગ્યો.

પશ્ચિમમાં થાકેલો સૂર્ય આકાશ અને પૃથ્વીના દોરે બાંધેલા પારણામાં પોઢી ગયો હતો. એને ઓઢાડવા ઝાંખા ભૂરારંગની ચાદર પ્રકૃતિએ પહોળી કરી હતી.

શૂન્ય વાતાવરણમાં, સૂના કુવા પર થઈ રહેલી અજાણી સ્રીની ક્રિયા જોતો, અજાણ્યો મુસાફર હિંમત કરીને કુવા તરફ આવતો હતો. પોતાની જ ક્રિયામાં મગન સ્રીને કાને એનો પગરવ ન સંભળાયો.

એણે કુવાની અંદર જોયું ને કુદકો મારવા તૈયાર થઇ. પરંતુ એક જ છલાંગે કુવાના થાળા પર કૂદી આવેલા વટેમાર્ગુએ એને કમરમાંથી પકડી.

પડનારી એના મજબૂત કરબંધમાં જકડાઇ હવામાં તરફડી રહી !

'કોણ છો ?'

'માનવી !'

'મને છોડ !'

'મરવા માટે ?'

'તારે તેનું શું ?'

'હું દેખતો હોઉં ને એક સ્ત્રી કુવામાં પડે તો મારી મર્દાઇ લાજે.'

'તું પુરૂષ છે!...સ્ત્રીઓનો સનાતન શિકારી !'

અને બોલનારીના દાંત જકડાઇ ગયા.

નાની અમદાવાદની આસપાસના નાનકડા સ્ટેશને ઉતરી પડી હતી. એણે મન સાથે મરવાનો નિરધાર કરી લીધો હતો. તે માટે એકાંત શોધતી શોધતી સૂર્યાસ્ત સમયે તે પેલા કુવા પાસે આવી પહોંચી હતી.

એને બચાવનારે એને કુવાના થાળામાં સુવાડી, એના સાલ્લાના છેડાવડે પવન નાખ્યો.

જ્યારે નાની શુધ્ધિમાં આવી ત્યારે એ અજાણ્યા પુરૂષનો એણે તિરસ્કાર કર્યો અને ફરીથી કુવામાં પડવા ઊભી થઇ. પણ એના રક્ષકના પોલાદી પંજામાંથી છટકવું મુશ્કેલ હતું.

પોલાદી શરીરવાળા એ માનવીનું મન પોલાદનું નહોતું— માખણનું હતું.

ધીરે ધીરે એણે નાનીને આશ્વાસન આપ્યું. ધીરે ધીરે એણે નાનીના દિલની વાત કઢાવી.

'બોલો, હવે હું દુનિયાને શી રીતે મોઢું બતાવું ?'

'દુનિયા તો આના કરતાં પણ વધુ ભયંકર પાપ જોઈ, સાંખી, પચાવી ને રીઢી થઇ ગઇ છે' એણે જરા હસીને કહ્યું. 'તમે દુનિયાથી નહિં પણ તમારા મનથી ડરતાં દેખાઓ છો !'

એ માનવીના શબ્દો નાનીના ઘવાયલા–આળા દિલપર મલમ જેવા બની ગયા.

'પણ હું દુનિયાથી ત્રાસી ગઇ છું.'

'માટે શાંતિ શોધો છો કે મૃત્યુ ?'

'મૃત્યુ. કારણ એ સિવાય હવે બીજે મને ક્યાંય શાંતિ સાંપડે તેમ નથી.'

'છતાં કયાંક શાંતિનો એકાદ ખૂણો લાધી જાય તો. જગ-તમાં જેમ અશાંતિ છે તેમ શાંતિ પણ છે : દુઃખ છે તેમ સુખ પણ છે.'

'પણ તે મારા માટે નથી.'

'આટલું વેઠયું છે તો એક વખત મારા વચનોના ખરા ખોટા પણાની કસોટી કરી જુવો. કંઇ ગુમાવવાનું નથી. તમારે મરવું તો છે ને ? જેણે મરણનો ભય છોડયો તેને બીજો કયો ભય ડરાવી શકે તેમ છે ? તમને શાંતિ ન જડે તો તમે કહેશો તે દિવસને સંધ્યાટાણે, હું જાતે તમને આ કુવા સુધી પહોંચાડી જઇશ.'

અજાણ્યો છતાં એનાં વચનોમાં નાનીને સ્વજન જેવો વિશ્વાસ બેઠો.

'ભલા માનવી ! મારી ખાતર તમે શા સારૂ હાથે કરીને પીડા વહોરી લો છો ? હું નિર્ભાગી છું : દુઃખ મારી આગળ ને પાછળ ચાલે છે.'

'સુખની માફક દુઃખ શોધવાનો યે મને બાલપણથી શોખ છે.'

'હું પતિતા છું.'

'અને હું પણ મહાત્મા નથી.'

'તને મને ક્યાં આશરો આપશો ?'

'મારા ઘરમાં.'

'ઘર સાચવનનાર એ સાંખી લેશે ?'

'પ્રભુની દયા છે કે એવું કોઇ આજ સુધી એ દરજ્જાનો દાવો કરવા આવ્યું નથી. છતાં એવું કોઇ હોત તો પણ હું તમને મારે ઘેર લઇ જાત. જે ઘરમાં દુઃખી માનવીને આશરો ન મળે એ મારે મન ઘર નહિં, સ્મશાન છે.'

એ રાત્રે નાની અજાણ્યા માનવીની સાથે નિર્ભય બનીને ચાલી નીકળી.

[૧૩]

એ અજાણ્યો માનવી નાનીના જીવનનો ઇતિહાસ જાણી પીગળી ગયો. નાનીને એ પોલાદી શરીરના હૈયાના મીણે પોતાની તરફ ખેંચી.

એક બીજાને સમજ્યા પછી નાની મેના સ્વરૂપે ઘેમરની બની. ઘેમરે સંપૂર્ણ સમજણ પૂર્વક નાનીને સ્વીકારી.

પોતાના આગલા એ ભવને ભૂલવા આગ્રહપૂર્વક ત્રીજા ભવનું નવું નામ રાખ્યું-મેના.

ઘેમર મીલમાં હેડ જોબર હતો. મેના મજુરોની દુનિયાની અને મજુરોની ચાલીની રાણી બનીને રહેવા લાગી.

આગલા ભવને એ ધીરે ધીરે વીસરી ગઇ, પણ એનાથી મણિયો ને મોંઘી વીસરાતાં નહોતાં.

'મારી મોંઘી પરણી હશે ?...એની અભાગિણી માતાના પાપનો પડછાયો એના માર્ગને રૂંધનારો તો નહિં બન્યો હોય ને ?' એ વિચારોની વીજળી વારંવાર એના હૈયાને દઝાડી જતી હતી.

પછી તો એ પ્રતાપની માતા બની. થોડાંક વધુ વરસો વહી ગયાં ને એને પેટે રૂપાં અવતરી. અને માનો જીવ નવાં બાળકોમાં જૂનાં સંતાનોને નિહાળવા અને વહાલ કરવા લાગ્યો.

ઘેમરનો પ્રેમ મેનાને મુગ્ધ બનાવી રહ્યો હતો. પીસ્તાળીસ વર્ષનો ઘેમર પાંત્રીસ વર્ષની મેનાને ઢીંગલી માનતો ને મેના ઘેમર પાસે રિસામણાં મનામણાંના કોડ પુરા કરતી.

પણ મેનાના સુખી સંસારમાં તે દિવસે અકસ્માત થયો—ઉનાળાના દિવસોમાં અમદાવાદ આવતી વખતે રેલ્વેના જંકશને એણે પોતાના આગલા ભવના પેટના જાયા મણિયાને જોયો ત્યારે.

આખો યે ભૂતકાળ સજીવન થઇને એની આગળ સળવળી રહ્યો. પૂર્વસ્મૃતિના ડંખ સળગતા અંગારા બનીને એના હૈયાને ડામવા લાગ્યા. સગા દીકરાને જોવા છતાં એ બોલાવી ન શકી એ વેદનાએ એના રોમે રોમમાં અગ્નિ પ્રકટાવી દીધો. એને હૈયે આગલો ભવ ઉછળી રહ્યો—આષાઢના મહાસાગરની જેમ.

એ રાત્રે એને સખ્ત તાવ ચડયો.

ઘેમરે રાત્રેજ દાકતરને બોલાવ્યો. જતાં જતાં દાકતરે કહ્યું 'દર્દીના હૃદયને સખ્ત આઘાત થયો છે. એની અસર મગજ પર થઇ છે. માટે દર્દીની સારવાર સાવધાની પૂર્વક કરજો.'

ઘેમર ગભરાયો. એણે નોકરી પરથી રજા લીધી. ખડે પગે એ મેનાની માવજત કરવા લાગ્યો.

બીજે જ દિવસે મંદવાડે ઉગ્ર સ્વરૂપ લીધું એને ઉન્માદ લાગુ પડયો.

આખો વખત એ મણિયાને અને મોંઘીને બોલાવતી એમને રમાડતી હોય, વહાલ કરતી હોય એવા ચાળા કરતી અને પથારીમાંથી ઉઠી ઉઠીને દોડતી 'ઓ મણિયા! ઊભો રહે, હું આવું છું', એવી બૂમો પાડતી.

મેનાના દિલનું દુઃખ દાક્તરો સમજી ન શક્યા. ઘેમર એ સમજી ગયો.

'માનો જીવ છે ને!' ઘેમર મેનાની ધમપછાડા જોતો ને બબડતો.

પ્રતાપ અને રૂપાને જોતી ને મેના બોલી ઉઠતીઃ 'આવ બેટા મણિયા! આવ મારી મોંઘી!' તે એમને હૈયા સાથે દાબતી, બચીઓ કરતી, અને એકાએક એના માથામાં નવી ઘુમરીઓ વળતી: 'કાઢો, કાઢો, આમને કાઢી મૂકો!' કહીને એ નાના બાળકોને દૂર ધકેલી દેતી.

આ દશામાં ત્રીજે દિવસે સંધ્યાકાળે મેનાનું પ્રાણ પંખેરું ઊડી ગયું ત્યારે એના મોઢામાં છેલ્લા શબ્દ હતાઃ 'મણિયા, તારી અભાગિણી માને છોડી ન જતો, બેટા!'

એના શબ પાસે ઘેમરે માથું પછાડ્યું. હૈયાફાટ રૂદન કરતાં એ શબ સામે જોઈને બોલ્યોઃ 'માના જીવે આનો જીવ લીધો!'

☆ સમાપ્ત ☆

પરંતુ એ બધા ઘમસાણમાં માનવી કેવળ સંજોગનો શિકાર બને છે: કુદરતની ગેબી રમતનું પ્યાદું બને છે. લાચાર અને નિરાધાર, અવશ અને ઓશીયાળું! એવાં લાચારો તરફ સમભાવ રાખવો ઘટે.



આ નવલકથાની નાની, મિંગાર અને અમરનાં પાત્રો એ કક્ષાનાં છે. ભૂપત અને સમજૂની સ્થિતિ પણ એમનાથી નિરાળી નથી. નાનીને સુયોગ્ય પતિ મળ્યો હોત, મિંગારને આસપાસના વાતાવરણે બીજાં લગ્ન કરવાના મનોદશામાંથી મુક્ત રાખ્યો હોત; અમરના દિલના કોડ પૂરનારી જીવનસખી એને આપી હોત, સમજૂ બાલવિધવા ન થઈ હોત અને ભૂપત વિધવા માતા ને ખરાબ સોબતનો ભોગ બનેલો લાડે બગાડેલ પુત્ર ન હોત, તો એમના જીવન વહેણ જુદાજ પ્રવાહમાં વહેતાં હોત. એમને એ તક ન મળી ને એમનાં જીવન અવળી દિશામાં દોરવાયાં માટે એ બધાં સહૃદયી માનવીના સમભાવને યોગ્ય છે. ટીકાખોરીને માટે નહિ.

